# કાગવાણી

ભાગ ચોથો



કર્તા - કવિ દુલા ભાયા કાગ

॥ ॐ ॥

श्री कृष्णपरमात्मने नमः

# કાગવાણી

:: ભાગ ચોથો ::



: કર્તા :

## કવિ દુલા ભાયા કાગ

કિંમત ત્રણ રૂપિયા

આવૃત્તિ પહેલી : નકલ ૨૦૦૦
સંવત ૨૦૧૨ : ઈ. સ. ૧૯૫૬



મળવાનું ઠેકાણું
પિંગલ પરબતજી પાયક
ચારણ બોર્ડીંગ–ભાવનગર

: પ્રકાશક :
કવિ દુલા ભાયા કાગ
મજાદર (ગોહિલવાડ)

: મુદ્રક :
આનંદ પ્રિં. પ્રેસ
ભાવનગર

સુગંધી આપવા સમયે ચડયું જઇ શીશ ભારતને
અમારા બાગનું ફુલડું.



ગાંધી સંકલ્પની પ્રતિમા–સકલ સૌરાષ્ટ્રની પ્રતિભા
શ્રી ઉછરંગરાય ઢેબર.

# સૌરાષ્ટ્રના ભૂતપૂર્વ મુખ્ય પ્રધાન અને આજના કોંગ્રેસ પ્રમુખ શ્રી ઢેબરભાઇનો શુભ સંદેશો.

## આર્ય સંસ્કૃતિનાં મૂલ્યોને સજીવન કરતી કાગવાણી

કાગવાણીનો ચોથો ભાગ પ્રસિદ્ધ થઇ રહ્યો છે. કવિની તપશ્ચર્યાઓ માતાની તપશ્ચર્યાની માફક કવિઓ જ જાણે છે. આંતરપ્રેરણાના ધોધને શાબ્દિક દેહ આપવો કે મનુષ્ય જીવનની અંતર્ગત ભાવનાઓને શબ્દમાં ઉતારવી, એ શ્રી દુલાભાઇને માટે જીવનની એક સાધના બની ગઇ છે. એ સાધનાને પરિણામે એમણે ગુજરાતી ભાષાને અનેક રીતે રંગી છે. પણ એના કરતાંયે વધારે આપણી સંસ્કૃતિનાં મૂલ્યોને સજીવન કરવાની બહુ જ થોડા ગુજરાતી કવિઓએ કોશીષ કરી છે, તેમાંના તેઓ એક છે. ચોથો ભાગ હું જોઈ શક્યો નથી, પરંતુ દુલાભાઈનાં ભાગ્યે જ એવાં કોઈ ભજનો હશે, જે મેં તેઓના સ્વમુખે કે શ્રી મેરુભાભાઈના બુલંદ અવાજમાં ન સાંભળ્યાં હોય. રાષ્ટ્રવાદથી નીતરતાં, ભાવનાથી તરબોળ અને જીવનનાં ઊંડાં મૂલ્યોને ફરીથી શબ્દ-જીવન આપતાં આ સાધકનાં કાવ્યનો સંગ્રહ આપણું એક ગૌરવ પણ છે અને ધન પણ છે. કાવ્યસંગ્રહનો આ ચોથો હિસ્સો સમાજજીવનને વધારે સમૃદ્ધ બનાવશે, એ વિષે મારા મનમાં શંકા નથી. શ્રી દુલાભાઇની સાધનાનાં તેજસ્વી કિરણો ગુજરાતી સાહિત્યને વિશેષ ને વિશેષ તેજસ્વી બનાવતાં રહે, તેવી પ્રાર્થના કરું છું.

ઉ. ન. ઢેબર

# આભાર દર્શન

**ડોલરકેરાં દશ ફૂલ (અને) ચંપાકેરી એક કળી;**
**મૂરખની સાથે જનમારો (ને) ચતુર નરની એક ઘડી.**

ભાવનગરના ઠાકોર આતાભાઈ દ્વારકાની યાત્રાએ ગએલા. સાથે ઘણા ભાયાતો, કાઠીઓ, આહિરો અને ચારણો પણ હતા. સૌ ગોમતીને કાંઠે સ્નાન કરવા ગયા. ઠાકોરના મોઢામાંથી વેણુ નીકળી ગયું કે, " કોઇ ઉતાવળા ન થાશો. દ્વારકાનો ધૂમાડો બંધ કરે ( એટલે સમસ્ત ગામને જમાડે ) તે પહેલો સ્નાન કરે. "

સૌ પોતપોતાની શક્તિના વિચારમાં પડી ગયા. ત્યાં તો ધુબાંગ દઇને એક જુવાન કપડાં સોતો ગોમતીના ધરામાં ત્રાટક્યો. ઠાકોરને આશ્ચર્ય થયું. બોલ્યા કે, " એલા એ કોણ ? " સાથે ઉભેલા કવિરાજે કહ્યું, " બાપુ ! એતો રાઘો ભમ્મર, આહિર " " એલા રાઘડા ! બહુ કરી. મને કપડાં પણ ઊતારવા ન દીધાં ! " ત્યારે રાઘે ભમ્મરે કહ્યું કે, " બાપુ, હું પણ આપનો દીકરો જ છું ના. "

કવિના મોઢામાંથી દુહો નીકળ્યો છે કેઃ—

સંચિએલ ધન સૂમાંતણું, નાણુ નોંધ પખે,
ફોળ્યું ધન ફાંટે, રામા વાળું રાઘડે.

એમ જ કાગવાણી ભાગ ચોથાનું થએલ છે. શ્રી ગીધુભાઇ રાજકોટમાં નાણાખાતાના પ્રધાન હતા. શ્રી ઢેબરભાઇને ઘેર દરરોજ અમારો ભજનોનો ડાયરો થતો. અમે સરકારના મહેમાન તરીકે રાજકોટમાં રહેતા, છતાં દરરોજ રાત્રે જમવાનું તો શ્રી ગીધુભાઇ કોટકને ત્યાં જ રહેતું અને હું રામાયણ પર ભજન લખતો તે ત્યાં ગવાતાં. મારાં ભજનો અને એનું પાત્ર ભગવાન રામ. એનાથી એ ઘાયલ થએલા. કાગવાણી ભાગ ત્રણ તો સૌરાષ્ટ્ર સરકાર છપાવી આપે. પણ ચોથા ભાગનો થોડો વાંધો શ્રી ઢેબરભાઇ સાથે પડેલો અને તે એ કે ચોથો ભાગ શ્રી ઢેબરભાઇને અર્પણ કરવા મેં વિનંતિ કરેલી ત્યારે એમણે કહેલું કે, "સરકાર છપાવે અને મને અર્પણ થાય, એ વસ્તુ બરાબર નથી." મેં વાત બંધ કરી. વીજળીના ઝબકારા જેમ શ્રી ગીધુભાઇએ ચોથો ભાગ પોતાને ખર્ચે છપાવવા શ્રી મેરુભા ગઢવીને કહી દીધું. થોડોક પરિચય, થોડોક સહવાસ. પણ એ રઘુવંશીના ઉદાર આત્મા પર શારદા માતાની પ્રસન્નતા ઊતરી અને રાધા ભમ્મરની જેમ કપડાં કાઢવાની ઢીલ પણ ન કરી.

એમનું આખું કુટુંબ વિદ્યાવિલાસી અને કવિઓના ઉતારા જેવું છે. હજારો વર્ષો પછી પણ રઘુવંશની ઝાંખી એમના મોઢા પર થાય છે. કાગવાણીને હજારો ગાયકો ગાશે એના એ અમર ભાગીદાર બન્યા છે. એમની ઉદાર સહાય બદલ હું એમનો આભારી છું.

ભાવનગર<br>તા. ૨૧–૩–૫૬ } ચારણ કવિ દુલા ભાયા કાગ

# — અનુક્રમણિકા —

જડચેતું અમી અમર કરે પણ અભય નહિ આપી શકશે.



ભક્તકવિ શ્રી દુલાભાઈ ભાયાભાઇ કાગ.



# સુહાગણ સુંદરી

ઘણા પુણ્યને બળે પુરુષને પ્રભુકૃપા પ્રાપ્ત થાય છે. ઇશ્વરી વિધાન પ્રમાણે પ્રભુકૃપાનું કુદરતી ફળ મળે છે : સુહાગણ સુંદરી. એ સ્ત્રી જ્યારે ઘરમાં આવે છે ત્યારે ઉજ્જડ જેવા ઘરને ફરી સુધારે છે. આ એક રૂપક છે. તેમાં શરીર ઘર છે. ભક્તિ સ્ત્રી છે. ભક્ત પુરુષ ભરથાર છે. શરીરરૂપી ઘોર અંધકારથી ભરેલા ઘરમાં પ્રથમ જ્યારે એ સ્ત્રી પગ માંડે છે ત્યારે તેમાં પ્રથમ દીવો કરી એ સૂના ઘરને પ્રકાશવંતું બનાવે છે. ઘણા વખતનું વાસીદું (કામના) અને ધૂડ-જાળાં વગેરે જ્યાં હોય છે તેને વાળી મંદિરને સ્વચ્છ બનાવે છે. એ ઘરને શણગારવા મોટો ચંદરવો અને ચાકળાં માંડે છે (બંધુભાવ). એની અંદર રહેલા હજારો કાચના આભલામાં જ્યાં જુવો ત્યાં દરેક આભલામાં એક જ મુખ (આત્મભાવ) જોવામાં આવે છે. પછી એ અહંકારને ચુલે ચડાવી દાસત્વ ભાવની સુંદર રસોઇ બનાવે છે. એ ભોજન જમવા ભગવાન પધારે છે. સ્ત્રી કદી પલંગ બિછાવી પતિ સાથે પોઢતી નથી. ઘરમાં બેઠી પણ સ્ત્રીપણું સ્વીકાર્યું નથી. મહા-માયા લક્ષ્મી એ સ્ત્રીના ચરણારવિંદની ઉપાસના કરે છે અને મુક્તિ એની દાસી બને છે.



પેલા વેલા પાટે પધારો શિવજીના છોરુ વીનવું-એ રાગ

પ્રભુકૃપાથી કોઇ નર પામ્યા રે, સુહાગણ સુંદરી રે...જી.
ભાગ્ય બડાં ઘરમાં આવી રે, સુહાગણ સુંદરી રે...જી.

દીવડા પ્રગટીઆ મે ટાળ્યાં તિમિરીયાં
સૂનાં મંદિરીયાં શણગાર્યાં...રે...૧ સુહાગણ

વાસીદાંની રજ કાળી જ્યાં જ્યાં ભાળી
આંગણાં વાળીને દીધાં ઉજાળી...રે...૨ સુહાગણ

ચોડ્યા ચંદરવા ને ઘર અજવાળ્યું
લાખું આભલામાં મોઢું એક ભાળ્યું....રે....૩ સુહાગણ

હુંપદ રાંધીને રૂડી પીરસેલી થાળી
જમવા પધાર્યાં છે વનમાળી...રે...૪ સુહાગણ

પોઢી ન પલંગડે ને પીયુડે ન ભાળી
ઘરમાં બેઠી પણ નહિ ઘરવાળી....રે...૫ સુહાગણ

'કાગ' લખમીજી એની રજની ઉપાસી
મુક્તિ દીસે છે એની દાસી....રે....૬ સુહાગણ



# ખીલેલાં ફૂલડાંને નવ ખૂંટો

બગીચાનો માળી તાજાં ખીલેલાં ફૂલને તોડવા જાય છે અને ફૂલડાંને વાચા ઉપજે છે. માળીને વિનંતિ કરે છે કે: "હે માળી, હજુ અમો હમણાં જ ખીલ્યાં છીએ. જગતને જોવા આંખ ઉઘાડી છે, ત્યાં તમે અમોને કેમ વીણી લ્યો છો ? અમો છોડના થડીઆ વાટે જમીન, પાણી અને બીજના ત્રિવેણી સંગમમાંથી મોટી આશા લઇને આવ્યાં છીએ. વળી તમે અમોને પાણી પાઇને ઉછેર્યાં છે છતાં આજે નિર્દય બની કેમ વીણી લ્યો છો ? તમારે અમોને લૂંટવાં ન જોઇએ, પણ અમારું રક્ષણ કરવું જોઇએ.

અમો હજુ સાવ નાનાં બાળ અને અજ્ઞાન બચ્ચાં છીએ, તેથી આ માતારૂપી છોડથી જુદાં થશું તો મરી જશું. અમોને આ છોડનું રસરૂપી ધાવણ અજ્ઞાન અવસ્થામાં મળ્યું છે, એના સ્વાદનું પણ અમોને જ્ઞાન નથી થયું, માટે આ પોપણરૂપી રસનું દૂધપાન એક દિવસ કરવા દો. પછી કાલે ખુશીથી વીણી લેજો.

મૂળીઆમાંથી થડીઆમાં થઈ અમો બધા રસવિભાગો સાથે ઉપર ચડતાં હતાં ત્યારે જે રસને કાંટો થવું હતું તે ત્યાં જ રહી ગયો. અમે ઉપર દોડતાં આવતાં હતાં તેને તેણે હસીને કહ્યું કે: "હે સુગંધના સર્જનહાર રસ ! તમો ફૂલ ન બનો, પણ મારી સાથે અહીં જ રહી જાઓ, જેથી તમોને કોઇ વિઘ્ન નડે નહિ. તમારા હૃદયમાં જે સૌરભ ભરી છે તેનો સ્વાદ તમો પોતે જ લ્યો, કારણ કે જેની સુવાસ બહુ હોય છે તેને આફત આવે છે."

જેની ફોરમ ફટકેલી, (એને) ચૂલે જો ચડવું પડે,
પણ આવળ અલબેલી, એનું કોઇ ન પૂછે 'કાગડા'

પરંતુ અમે કાંટાની વિનંતિ કાન ન ધરતાં ફૂલ બનવાનું સ્વીકાર્યું. હવે અમે આટલા કાલાવાલા કરીએ છીએ છતાં તમો અમોને ચૂંટી જ લેવાના હો તો અમારી એક વિનંતિ છે કે અમોને સોયથી વીંધી હાર બનાવજો. અમારું તેલ કે અત્તર બનાવવા અમોને ધગધગતા તાવડામાં તળી કાઢજો. પણ કોઈના પગની પાટુ લાગે એમ અમારી સુવાસ લીધા પછી રસ્તામાં ફેંકી ન દેશો.

અમોએ જીવનનો નિશ્ચય એ જ કરેલ છે કે અમારી સુવાસ સાથે અમારું મરણ થાય અને મરણ પછી પણ થોડી સુવાસ રહી જાય.



(કે હુની કહું છું કેડો મેલી દેરે પરથરડે જા માં—એ રાગ )

ખીલેલાં ફૂલડાંને ન ખૂંટો એ વનરાના માળી રે.
ખીલેલાં ફૂલડાંને ન ખૂંટો—ટેક.

આશાઉ લઈને અમે, થડીયેથી આવ્યાં વા'લા ! (૨)
પાણી પાઈને કાં લૂંટો ? ....એ વનરાના માળી–૧

માતનાં વછોયાં અમે, તલખીને મરશું વા'લા ! (૨)
એક દી' ધાવવા દો પછી ચૂંટો....એ વનરાના માળી–૨

કાંટે કીધું કે' તમે, મારે ઘેર રહી જાવ, વા'લા ! (૨)
ઘટમાં સોરંભનો પ્યાલો ઘૂંટો...એ વનરાના માળી–૩

સૂળીએ ચડાવજો (અમને) તાવડામાં તળજો, વા'લા ! (૨)
પગની પાનીથી નવ કૂટો...એ વનરાના માળી–૪

'કાગ' ફોરમુંને સંગે જીવશું ને મરશું, વા'લા ! (૨)
સોરંભ રહી જાય ને પ્રાણ છૂટો...એ વનરાના માળી–૫



# ૩. દુનિયાના ડા'યા

ઇતિહાસમાં લખાએલા જેટલા ડા'યા માણસો છે એ બધાનાં ડા'પણ આ જાતનાં જ હોય તો એ ડા'પણ જગતનો નાશ કરનારું જ નિવડે. દાખલા તરિકે-

રાવણ જેવો વેદ શાસ્ત્રનો જાણનાર, સદા શિવને પ્રસન્ન કરનાર અને પુલસ્ત્ય કુળમાં જન્મેલો એને સીતા હરણ કરવાની બુદ્ધિ કેમ થઇ ?

મહાભારતના કાળના પ્રાતઃસ્મરણીય મોટા માણસો તો સત્તા અને પૃથ્વીના જ ઉપાસકો હતા. અશ્વત્થામા જેવા ઉત્તમ બ્રાહ્મણે છેવટ ઉત્તરાકુમારીના ગર્ભમાં રહેલ બાળક પરીક્ષિતને મારવા બાણ મૂકેલાં.

દેવતાઓના રાજા ઇંદ્ર સર્વ પંચ શક્તિઓના સ્વામી. એને કોઇનો ઉત્કર્ષ જ ન ગમે. એના આખા જીવનમાં બીજો યજ્ઞ કરે અથવા તપ તપે કે એને આગ ઉપડે. લડીને, છળ કરીને, બીજાની મદદ લઇને એનો નાશ કરે ત્યારે જ એને શાંતિ વળે.

બે મહામુનિઓ એક બૃહસ્પતિ અને બીજા શુક્રાચાર્ય. એક દેવતાના ગુરુ. બીજા દૈત્યોના ગુરૂદેવ. જગતને ત્રાહિ મામ્ પોકરાવનારા દૈત્યોને કોઈ મારી નાખે તો શુક્રાચાર્ય એને સંજીવિની દયાથી જીવતા કરે. વળી પાછા એ દાનવો જગતના બાગને ઉંધેમૂળ કરી મૂકે.

ડા'પણનું મરણ એ ઘેલાપણાનો જન્મ; કારણ કે બધા જ બુદ્ધિના ડા'પણની ગળથુથીમાં ઘેલાપણું પાયું હોય છે. શ્રદ્ધા એક જ : અહિંસા અને સત્યથી જન્મેલ હોય તે જ સાચું ડા'પણ છે.



( રાગ-ઉપરનો )

દુનીઆના ડા'યા રે ડા'પણની વાતું કોણે કીધી ?
વેદને વિચાર્યા જેણે, શિવને રીઝવીઆ વા'લા ! (૨)
(એણે) જાનકીને કેમ હરી લીધી ?...એ દુનીઆના ૧

સત્તાના સુહાગી બધા, સુભટ ભારતના વા'લા ! (૨)
ગર્ભમાં બાળુડાં નાખ્યાં વીંધી...એ દુનીઆના ૨

ઇંદ્રને ગમે નહિ કોઇનું ઉગમવું વા'લા ! (૨)
કુડ-કપટની વાટું લીધી...એ દુનીઆના ૩

જગને રંજાડે એવાં દળ દાનવોનાં વા'લા ! (૨)
શુક્રે જીવવાની કેડી ચીંધી...એ દુનીઆના ૪

ડા'પણે મરે કે પાછું ગાંડું થઇને જન્મે, વા'લા ! (૨)
પેલાંથી ઘેલપની ભાંગ્યું પીધી...એ દુનીઆના ૫



# " પ્રેમંડથી વછૂટચાં "

નિર્મળ નીર એક સાથે રહેતાં હતાં તે કર્મયોગે કરીને વાદળથી ધરતી પર આવી પડ્યાં.

એક અખંડ અને અભેદ એવું જે જગતનું જીવન જળ તેનાં જુદાં જુદાં પાત્રોના સંગે કરી જુદાં જુદાં સારાં–નરસાં, પવિત્ર–અપવિત્ર, ચોકખાં–મેલાં તીર્થ તથા દારૂ એવા અનંત રૂપે નામ પડ્યાં.

કોઇને ગંગાનો સંગમ થતાં એ પાપનાશક તીર્થસ્વરૂપ બની ગયાં, પણ એમાંથી જે પાણી કલાલને ઘેર ગયું તેને મદિરાનું રૂપ મળ્યું.

તળાવમાં રહેનાર પાણીએ ઘણા જીવોની તરસ બુઝાવી પોષણ આપ્યું અને નાના ખાડા ખાબોચિયામાં રહેલું ઉત્તમ જળ થોડા દિવસમાં કીચડરૂપ ધરી ગંધાઈ ઉઠયું. કોઇ પાણીએ ઊંડો વિચાર કર્યો કે મૂળ સ્થાન જે વાદળાં ત્યાં પહોંચવા માટે નદીરૂપી નીસરણીથી સમુદ્રમાં મળીને પાછું પોતાનું સ્થાન પ્રાપ્ત કરવું. એ જળે સરિતાનો સાથ કર્યો. સમુદ્રમાં ગયા પછી પણ જે વાદળ સુધી ન પહોંચ્યાં તેણે તો કંઇક જહાજોને તાર્યાં અને કંઇકને ડુબાડી હત્યાઓ લીધી. આમ બેવડી વેઠ વહોરી બેઠાં.

કોઇ નીર તો બગીચાઓ અને ખેતરોમાં રોકાઇ ગયાં. ત્યાં ફૂલ બનીને સુવાસ ફેલાવી. ફળની છાલરૂપી ઘૂંઘટ તાણી સૂર્યની સામે ઊંધે માથે તપ કરવા લાગ્યાં કે જેનાથી એનો જન્મ મરણનો ફેરો ટળે.

સૌથી વધારે ડાહ્યું એક નાનું જળબિન્દુ છીપમાં જઇ પડયું. એ મોતી બન્યું. નાનું છતાં પોતાના ડહાપણથી તથા સુપાત્રના સંગથી એની કિંમત વધી, પણ ગુણ સિવાય ખોટી રીતે મોટાનો આશ્રય લેનારને કશો ફાયદો થયો નહિ–થાય પણ નહિ.



કિંચિત કુસંગે રે બુદ્ધિ બગડે ઘણી રે-એ રાગ

પ્રેમંડથી વછૂટ્યાં રે અવનીમાં આવી પડયાં રે
જેને પછી જેવાં મળી ગયાં ઠા... મ;
સરિતા ને સરોવર રે ખાડા ને ખાબોચીયાં રે
પાણીડાનાં નોખાં નોખાં પડિયાં છે ના....મ. પ્રેમંડથી ટેક
કોઇ તો મળી ગ્યાં રે ગંગાજીના નીરમાં રે
ગંગા સંગે થઇ ગયાં તીરથ રૂ...પ;
એમાંથી જે ઉપડ્યાં રે સંગે કલાલો તણે રે
લીધું એણે મદિરા તણું રે સ્વરૂ....પ. પ્રેમંડથી ૧

સોવર કેરે સંગડે રે તૃષા કઈકની ઓલવી રે....
પોષ્યાં એણે પશુ પંખી માનવ પ્રા...ણ;
થોડા દિન વીત્યા રે ખાડા ને ખાબોચીઆં રે....
થઈ ગ્યાં દુરગંધીની એ ખા...ણ. પ્રેમંડથી— ૨

નદીનો નીસરણી રે જાણી ઝંપલાવીયું રે....
પોગ્યાં એ તો સમદરીઆને રે પે....ટ;
કઇકને તાર્યાં રે કઇકને ડુબાડીયાં રે....
કીધી એણે લાભ વિનાની એ વે....ઠ. પ્રેમંડથી—૩

કોઇ તો રોકાણું રે બગીચા ને બાગમાં રે....
મ્હેકી ઊઠ્યાં ફૂલનાં ફોરમ રૂ....પ;
ફળના ઘુંઘટડા રે ઓઢી તપ આદર્યાં રે...
છૂટી જવા આવાગમન ભવ કૂ....પ. પ્રેમંડથી- ૪

'કાગ' છોટાં થઇને રે જે છીપમાં સમાઇ ગયાં રે
જગતમાં મોંઘા થયાં એનાં મૂ....લ;
મોટાંને ભરોસે રે ગુણ વિના જે મથ્યા રે....
રેશે એને ભવોભવની મોટી ભૂ...લ. પ્રેમંડથી- ૫

# જોબન ઝડપાણાં

યૌવન કર્મભૂમિનું ક્ષેત્ર છે. યૌવનની કમાણી બુઢાપણમાં કામ લાગે છે. યૌવનનો છ પ્રકારે વિનાશ થાય છે. ૧ વૈરમાં, ૨ અતિ-પંથમાં, ૩ અતિ બોલવામાં, ૪ આળસમાં, ૫ અહંકારમાં અને ૬ વિષયભોગમાં.

આ રીતે જેની જુવાની લૂંટાઈ ગઈ હોય એને બુઢાપો બહુ દોયલો અને મૂર્તિમંત ચિંતા, નિરાશા તથા પસ્તાવારૂપ નીવડે છે. પુષ્કળ આશાના ભંડારરૂપી પોતાનું શરીર પણ એને શોકસમુદ્ર જેવું લાગે છે.

જેને તાવ આવ્યો હોય, તેને અમૃત સમાન દૂધ કડવું ઝેર લાગે છે. કારણ એના શરીરનો રાજા રોગી બની ગયો છે.

જેનો સંતોષ નાશ પામ્યો હોય એના મનને કદી જગતભરની સમૃદ્ધિ પણ તૃપ્ત કરી શકતી નથી. અસંતોષના, આસુરી કર્મના દંગભોગ પણ એને આકરા લાગે છે.

જેની આધીનતારૂપી સહનશક્તિનો નાશ થયો છે એને ભક્તિનો પંથ દોયલો લાગે છે; કારણ એના શરીરમાં પાખંડ અને દંભનું રાજ ચાલતું હોય છે.

જેની સુબુદ્ધિનો વિનાશ થયો છે અને કુબુદ્ધિ તથા કુતર્કથી જેનું હૃદય ભરપૂર છે એને સજ્જનો, સુકવિઓ અને ઉપદેશકોનો સંગ દોયલો લાગે છે.

માન મળવું એ વ્યાવહારિક રીતે એક અમૃત છે. પણ ગુણ વિનાનું મળેલું માન અંતે દુ:ખદાયક બની મહા અપમાનને આંગણે લઈ જાય છે.

જેની ધીરજમાં લૂંટ પડી હોય અને ક્ષણેક્ષણે અધીરાઇનાં જેને દેદાર

થતાં હોય એવા ક્ષણિક મનના ક્ષુદ્ર માનવીને ગુરુપદ દોયલું બને છે.

ગીતાનું સુંદર જ્ઞાન અને જે જ્ઞાન રણક્ષેત્રને મોખરે એક ક્ષત્રિયને બીજે ક્ષત્રિયે આપેલ છે. આખા જગતે એ જ્ઞાનને ઝીલ્યું છે. મનમાન્યું પચાવ્યું છે. એ જ ગીતામાં ભાખેલ જ્ઞાન અર્જુને સાંભળેલું પણ ખરું અને કોઠામાં સંઘર્યું છે એમ એને લાગતું પણ ખરું; પરંતુ અકાળે મળેલું કે મેળવેલું જ્ઞાન એના ખરા વખતે ચાળણી-માં ભરેલા પાણીની માફક સરી પડે છે.

યોગ્ય ગુરુ વિનાનું જ્ઞાન એનું ફળ આવવા વખતે મોટો અસુર બની મેળવનારનું ભક્ષણ કરે છે.

સદ્‌ગુરુ અને સર્વ કલ્યાણની શ્રદ્ધાવિહોણું જ્ઞાન જગતનો નાશ કરવામાં એક તણખા જેટલું નાનું હોય તો પણ કાળના અગ્નિ સરખું કામ કરે છે.

કલ્યાણરૂપી દૂધને બગાડવામાં અભિમાનરૂપી મીઠાનો એક કણ ઘણો થઈ પડે છે. અહંકારી આત્મા નર્ક કબૂલે છે પણ એનાથી સેવા થઈ શકતી નથી.

મોટાઈરૂપી સર્પણીનાં ડંખાએલાં એ માનવી પશુ દુઃખ સંતાપ-રૂપી લક્ષ ચોરાશીની ચોટું ખાધા કરે છે.

હિંમતનો જન્મ ચારિત્ર્યમાંથી થાય છે. જેનું ચારિત્ર વંઠી ગએલું હોય છે, એના હૃદયમાં કદી હિંમત જન્મતી નથી. અને જેને હિંમત નથી એનાથી કોઇ પણ પ્રકારની દેહ–રાજ્યની કે પૃથ્વી-રાજ્યની સત્તા ભોગવી શકાતી નથી.

જેને દમનો વ્યાધિ હોય છે એને દોડવું દોયલું લાગે છે. જીવન-માં શાંતિ આપવાવાળી દેવીનું નામ શ્રદ્ધા છે. એવી શ્રદ્ધા જેની ચાલી ગઈ છે અને એને સ્થાને સંશય બેઠો હોય છે તેને ભગવતીનો સ્વાદ તો ક્યાંથી મળે ? પણ જગતનું સુખ પણ દોયલું બને છે.

એ સંશય બીજાની સાથેનો સંબંધ-સ્વાદ બગાડી મૂકે છે અને પોતાના આત્મામાં પણ એ પેસી જાય છે.

જેમ ભગવાન રામચંદ્રજીને પોતાની શક્તિ એવી સીતાજીના વિયોગે સંસાર સ્મશાનવત્ થઈ ગયો હતો. તેમ જેને જ્યાં પ્રેમ બંધાણો હોય એ પ્રેમ-દોરાનો નાશ થયા પછી એને જીવવું જ દોયલું બની જાય છે.

જેથી સ્થિરતામાં ધાડ પડી હોય અને તમામ અડગ વ્રત જેનાં નાશી ગયાં હોય એને અભય મળતું નથી. તેના આત્માનો ઉલ્લાસ અને બળ ઓસરી ગયાં હોય છે.

ગુરુ વિનાનાં નુગરાં માનવીમાં મૂકેલો વિશ્વાસ ખરાબ-ફળ આપે છે.

જેના આત્માનો ઉલ્લાસ અને બળ ઓસરી ગયાં હોય એને કોઈ કાર્યમાં કદી પણ ઉમંગ થતો નથી. દરેક કામ એને વેઠ કરવા જેવાં લાગે છે અને કોઈ કામની મોઢાશ આવતી નથી.

નાશવંત વસ્તુઓમાં જેની અધિક પ્રીતિ થતી હોય એને ત્યાગ કરવો ઘણો દોયલો છે અને એ ત્યાગેલાને ગ્રહણ કરવું તે પણ દોયલું છે.

જેનું મન માયામાં ઓતપ્રોત થઇ ગયું હોય એને ઉપદેશની કશી અસર થતી નથી. તેમ કાગને કોયલરૂપ બનવું એ પણ ઘણું મુસ્કેલ છે.



રાગ ઉપરનો

જેનાં જોબન ઝડપાણાં રે એને વૃદ્ધપણાં દોયલાં રે...
દોયલો લાગે પોતાને પોતાનો દે...શ,
તાવ જેને તપીઆ રે એને દૂધ લાગે દોયલું રે...
ફરી ગયા રોગ તણા આદે...શ. જેના-ટેક

સંતોષ સિધાવ્યો કે એને તૃપ્તિ છે દોયલી રે
દોયલો લાગે નિજ કરમનો દં...ડ,

આધીનતા હરાણી રે એને પ્રભુ પંથ દોયલો રે...
અંગે અંગે પ્રસરી ગયો છે પાખં....ડ. જેનાં-૧

બુદ્ધિ વેડફાણી રે એને નિશ્ચય દોયલો રે...
દોયલું થાશે ગુણ વિનાનું રે જ્ઞા...ન,
ધીરજ લૂંટાણી રે એને ગુરુપદ દોયલું રે
દોયલું થાશે ગુરુ વિણ ગીતાજીનું જ્ઞા...ન. જેનાં-૨

માન આવ્યું મનમાં રે એને સેવા ઘણી દોયલી રે
લાગી એને ચિત્તમાં મોટપની ચો....ટ,
હિમ્મત હરાણી રે એને સત્તા દોયલી રે,
દોયલી લાગે દમના ઉપાસીને દો...ટ. જેનાં-૩

વિશ્વાસ વણસ્યો રે એને દુનિયા પણ દોયલી રે,
ભારી એને માથે સંશય કેરો ભા....ર,
જેની પ્રેમ-દોરી તૂટી રે એને જીવન દોયલું રે,
દોયલો લાગે સીતા વિના રામને સંસા....ર. જેનાં-૪

થિરતા લૂંટાણી રે એને અભે પદ દોયલું રે,
દોયલો થાશે નુગરા તણો વિસવા....સ,
આતમબળ ઓસર્યાં રે ઉમંગ એને દોયલો રે,
મનડામાં ઉમટી હશે કડવા....શા. જેનાં-૫

જેનો વેરાગ વછૂટો રે એને ત્યાગ દોયલો રે
દોયલો લાગે કીધેલા ત્યાગનો રા....ગ,
મનડું માયાવી રે એને ઉપદેશ દોયલો રે
દોયલું થાશે કોયલ જીવન ' કા....ગ '. જેનાં-૬

⊚

# ૬. પીવાં ન દીધું પાણી

મળેલ સંપત્તિનો કોઈના નાશમાં અને કલ્યાણમાં એમ બન્નેમાં ઉપયોગ થાય છે. સ્વર્ગની સંપત્તિ જ્યારે દેવોના હાથમાં હોય છે ત્યારે કલ્યાણકારી નીવડે છે. એ જ સંપત્તિ અને સત્તા જ્યારે દાનવોને મળે છે ત્યારે વિનાશ વરસાવે છે.

નદીમાં પાણી આવે છે તે આપબળનું નથી. માણસમાં શક્તિ આવે છે, તે પોતાની નથી. છતાં એ વખતે એનું જ્ઞાન નથી રહેતું તેમજ ચોમાસાના જળથી ચકચૂર બનેલી નદી ઘણા જીવોને તાણી જાય છે અને બોળી મારે છે. એમાં એ પોતાનું ગૌરવ માને છે.

ક્ષણે ક્ષણે સમુદ્ર તરફ જઈ રહેલું જળ એટલે નદીનું જીવન જ ચાલ્યું જાય છે, પણ એનું જ્ઞાન એને થતું નથી.

કોઈના તરફથી મળેલ જળ અથવા ગમે તે સાધનો તો અંતે ચાલ્યાં જ જાય છે. કારણ કાયમ તો પોતાના તળમાંથી નીકળતું પાણી જ પહોંચે છે.

સરિતાનાં જળને ખરો લાભ તો પશુ-પંખી, માનવી કે ગમે તે પ્રાણી એમાંથી પોતાની તરસ બુઝાવે એટલો જ છે. જો નદી કોઈને પોતાના પાણીમાંથી એક ચાંચ પણ ન ભરવા દે તો છેવટે એ ખારા સમુદ્રમાં મળી જવાની.

જેને પાણીની ખરી જરૂર હતી તેને એક ટીપું પણ પાણી ન આપ્યું પરંતુ મગર જેવા હિંસક પ્રાણીઓએ થોડું હસાવી થોડું ડરાવીને એ જળમાં ખૂબ મોજ કરી.

નદીએ પોતે એ જળનો ઉપયોગ ન કર્યો તેમ કોઈને કરવા ન દીધો. મળેલ ગુણ કે સાધન એ જો પાપપ્રધાન હોય તો તેનો ફાયદો

ન પોતાને મળે કે ન બીજાને મળે. તેમ નદીએ પોતાનો સર્વનાશ થયો ત્યાં સુધી હઠ ન મૂકી. અને અંતે ખારા સમુદ્રરૂપી બની ગઈ.



( અભીયાગતની વારે નથી ચડતો, ભણે લુવાણો ભાણો-એ રાગ )

નદીએ પીવા ન દીધું પાણી રે....જી,
કોઈ તરસ્યાની એને કાંઠે તરસ નો બુઝાણી. નદીએ-ટેક

ચોમાસામાં હદ છાંડીને, ગઈ ઘણાંને તાણી રે...જી,
વાદળના વારિથી વિફરી, જળ પોતાનું જાણી...નદીએ ૧

પાણી ન જાતું જીવન જાતું, એ જુગતિ નવ જાણી રે...જી
આવેલ પાણી ઉપડી જાશે, તે નોતાં તળ વાણી...નદીએ ૨

પશુ પંખી કે માનવ પ્રાણી, ચાંચ ન કોથી ભરાણી...રે જી,
જળ સઘળાં દરિયામાં જાશે, તોય રહી હઠ તાણી...નદીએ ૩

જોતું એને જળ ન દીધું, દયા દિલમાં ન આણી રે...જી
કંઇક ડરાવી કંઇક રીઝાવી, મધરે મોજું માણી....નદીએ ૪

પોતે ન પીધું પીવા ન દીધું, 'કાગ' કે' જુવો કમાણી....રે જી
મરતાં સુધી હઠ ન મેલ્યો, છેવટ દરીએ સમાણી....નદીએ ૫



## ૭. ધીરે ધીરે આવે

હળવે હળવે, છુપાતો છુપાતો, નામ બદલી, રૂપ બદલી, નવો વેષ ધરી, જમાનો આવે છે અને એ આવી રીતે આવે છે.

સંધ્યાની લાલીની ચોરી કરી રાત્રિ પોતાનું કાળું રાજ જમાવી દે છે. રાત એ મેળવેલા સિંહાસન પર જ્યાં ગાદીનશીન થવા જાય છે. ત્યાં તો ઉષા દેવી ( પ્રભાત ) એને અકળાવીને એની કાળપને પાછી લાલ રંગમાં રંગી નાખે છે.

કાળા વાળની ઉત્પત્તિ વખતે જ એની અંદર ધોળો વાળ છુપાઇ-ને બેસી જાય છે અને એક દિવસ એ ઓચિંતો પોતાનું ધોળું દર્શન અને ધોળું હાસ્ય કરી ઉઠે છે.

મેંદી રંગે લીલી હોય છે. એનું ઓઢવાનું પણ લીલું હોય છે. બગીચાને એ લીલો લીલો કરી મૂકે છે. પણ એ જ મેંદી કાળ-બળના ખાંડણીઆમાં પડે છે ત્યારે એ ખાંડણીઓ એને લાલચોળ બનાવી દે છે.

માંડવામાં જ્યારે આનંદભેર લગ્નગીતો ગવાતાં હોય છે ત્યારે એ શૃંગારી ગીતોમાં કરુણતાનું આંસુ ગુપ્ત સ્વરૂપે સંતાઈ રહ્યું હોય છે. શરીર, સંપત્તિ, જુવાની અને જીવન એ ચારે એક દિવસ આંસુ બની આંખમાંથી ટપકી પડે છે.

ઉનાળાની સખત ગરમીની અંદર વરસાદ છુપાએલ હોય છે પણ એણે તડકાનું ઓઢણું ઓઢ્યું હોવાથી આપણે જોઇ શકતા નથી. જ્યારે એનો સમય આવે છે ત્યારે આકાશમાં કુદરતી નોબતનો અવાજ થાય છે અને એની સાથે જ એ ઉનાળો ચોમાસું બની જાય છે. આવી રીતે સમયનો ફેરફાર થાય છે.

●

ભેરવી–આશાવરીની છાયા

જમાનો એવી રીતે આવે.
નામ ભલે બદલાવે, જમાનો, રૂપ ભલે બદલાવે,
જમાનો, વેશ ધરીને આવે.
હળવે હળવે આવે, જમાનો, છુપતો છુપતો આવે,
જમાનો, એવી રીતે આવે ... ટેક ....

સંધ્યાનું ચોરીને રજની, કાળું રાજ જમા....વે (૨)
માંડ સિંહાસન પર પગ મૂકે (૨) ત્યાં ઉષા અકળાવે. જમાનો ૧

કાળા વાળની અંદર મલકે, સઘળું હાસ્ય છુપા....વે (૨)
ઓચિંતાનો હસી પડે એ (૨), એનો વખત જ્યાં આવે. જમાનો ૨

લીલી મેંદી ઓઢણુ લીલું, બાગને લીલો બના...વે (૨)
કાળ તણો આંગળીઓ અને (૨), લાલી મુખ લગાવે. જમાનો ૩

લગ્નગીતમાં આવી લપાણું, સ્વરમાં શરીર છુપા....વે (૨)
તન ધન યૌવન જીવન સઘળાં (૨), આંસુ બનીને આવે. જમાનો ૪

ગ્રીષ્મ તણી ગરમીને ગરભે, મેઘ મુખ મલકા....વે (૨)
'કાગ' સમયની નોબત વાગે (૨), વાદળીયું વરસાવે. જમાનો ૫



# ૮. ઝેર પીનારો અમર થશે.

મનોમંથન, સૃષ્ટિમંથન કે શાસ્ત્રમંથન: એ બધાંય મંથનોમાં માનવી અમૃત મેળવવાની આશાથી જોડાય છે. કોઇ પણ કાર્યનો આરંભ સુખના હેતુથી જ થાય છે. પણ એ આશાને તળીએ અમૃત અને ઝેર, સુખ અને દુ:ખ, એ બધા સાંકળના મંકોડા જેવા સાથી છે. એટલે અનાયાસે અમૃત સાથે વિષ, અને સુખ સાથે સંકટ, સહેજે જ પ્રાપ્ત થાય છે.

માણસ કદી મંદવાડની ઇચ્છા કરતો નથી. કદી ધોળા વાળની, દાંત પડી જવાની, બહેરા કે બાડા થવાની ઇચ્છા કરતો નથી. અને મૃત્યુનો તો સંકલ્પ પણ એને ગમતો નથી.

છતાં કર્માધીન એ બધાં વિષો પીવાં પડે છે. જો કે પુરુષાર્થ તો સુખરૂપી અમૃતનો જ હોય છે.

અદૃષ્ટ રીતે નિર્માણ થએલું સુખ જ્યારે મળે છે, ત્યારે માનવી તેને પોતાની મહેનતનું પરિણામ સમજે છે. પણ સુખના પુરુષાર્થમાં સંકટ પ્રાપ્ત થાય ત્યારે હેડું જોઈ અને ભોગવે જ છૂટકો છે, એમ ધારી હતાશ થઇને ભોગવે છે.

આ આખા ગીતમાં ત્રણ મર્મોના મુદ્દા છે. એક તો એ કે મહાન્ પુરુષ નાના માણસને છેતરવા મહેનત કરે (વિષ્ણુ ભગવાન). બીજો મુદ્દો એ કે સરખા ભાગદારનો હક્ક છીનવી લેવાથી કાયમ વૈર વધે છે (ચંદ્ર અને રાહુ) ત્રીજો મુદ્દો એ કે ઝડપેલી ચીજ ક્ષણિક સુખ આપે છે, પણ આત્મસંતોષનું અભય આપી શકતી નથી (અમૃત). આખો ભાવાર્થ આપણા સમુદ્રમંથન પર છે. ખોળીયું જૂના સમુદ્રમંથનનું છે અને અંદર પ્રાણ છે હાલના નવા સમુદ્રમંથનનો.

દરિયાની ગોળીના વલોણામાં એને તળીએ ઝેર હશે તો તે જરૂર નીકળશે જ. અને એ ઝેરની બે જ ગતિ છે: કાંતો તે હળાહળ જગતને બાળી ભસ્મ કરી દેશે અને કાં તો વિષપાન કરનાર કોઈ સદાશિવરૂપી યોગી જાગી જશે.

સર્વ માનવી માત્રના સારા ને નરસા સઘળા વિચારોના દહીંથી ભરેલી એવી આ જગતરૂપી ગોળી છે. વલોણાના ઘર્ષણથી અનેક મનસૂબાના વિભાગ બની અનંત પરપોટા અંદર થાય છે અને ફૂટી જાય છે. પોતાની જ માન્યતા સાચી છે એવા દરેક માનવીના વિચારો જગતરૂપી ગોળીમાં ખદબદે છે. આ સમુદ્રમંથનમાં જન્મથી જ જુદા એવા દેવો અને દાનવો પોતપોતાનો સ્વાર્થ સાધવા માટે દેખાવ પૂરતા એકરૂપ બને છે.

સમુદ્ર મંથનમાંથી નિકળેલું અમૃત દેવોને આપવાના અને દૈત્યોને ન આપવાના વિચારથી વિષ્ણુ ભગવાન કપટ કરે છે; કારણ કે ભગવાન દેવોને પોતાના ગણે છે અને દાનવોને દુશ્મન સમજે છે.

સમુદ્રમાંથી ઘણાં રત્નો નીકળ્યાં, તે બધાં વહેંચી લીધાં. ફક્ત અમૃતની વહેંચણી બાકી રહી. દેવ દાનવની બંને પંગતો બેઠી. ભગવાન મોહિની રૂપ બન્યા. હાથમાં અમૃતનો કળશ લીધો. પોતામાં મોહ પામેલા દૈત્યોને અમૃત આપવું નથી. ફક્ત દેવોને જ અમૃત પાવું છે; એવા ભગવાનના કપટને રાહુ નામનો એક દાનવ સમજી ગયો. જેથી તે દેવનું રૂપ લઈ સૂર્ય અને ચંદ્ર વચ્ચે બેસી ગયો. તેના મોઢામાં અમૃત પડ્યું, કે તુરત જ ચંદ્રમાના ઈશારાથી ભગવાનને ખબર પડી કે રાહુ અમૃત પી ગયો.

જગતમાં એક એવો નિયમ છે કે સામસામાં બન્ને કપટ પ્રગટ થાય છે, ત્યારે મોટું કપટ નાના કપટનો નાશ કરે છે. એક બીજા

કપટની જ્યારે આંખે આંખ મળે છે, ત્યારે એક બીજાની વેરવૃત્તિ સુદર્શન ચક્ર બનીને દોડે છે. દોડતાં દોડતાં જ્યાં એ સુદર્શનને પડવું હોય છે, ત્યાં રાહુનું માથું હોય છે.

રાહુનું મસ્તક ધડથી જુદું પડે છે, પણ ગળા સુધી પહોંચેલ અમૃતના પ્રભાવે એ ધડ અને મસ્તક બંને અમર બને છે. સાથોસાથ મરણકાળમાં વેરવૃત્તિ સહિત બીજા રૂપને પામેલ રાહુ પોતાનું વેર હજાર ગણું વાળવા માટે આકાશમાં અમર ગ્રહ બની, ચાડી ખાનાર સૂર્ય ચંદ્ર આડે ફર્યા કરે છે.

**વોરીને ઝાઝો વાદ, (ભલે), મનગમતી ચીજું મળે;**
**(પણ) એ ચીજુમાં સ્વાદ, કદીયે ના'વે 'કાગડા'.**

કુદરતી બીજાના હિસ્સાની વસ્તુ જો કોઇ કલેશ કરીને ઝડપી લે, તો તે કદી સુખપૂર્વક ભોગવી શકાતી નથી. સમુદ્રમંથનમાં દેવ દાનવની કપટી એકતા હજારોગણું વેર વધારીને જુદી પડે છે. હજુ સુધી એ વ્હેંચણના વાંધા પત્યા નથી.

ભગવાન જેવા ભગવાન પ્રથમ તો કાચબો બન્યા. પછી સ્ત્રી બન્યા. છતાં છેવટે કપટ બહાર આવ્યું. એક ભજનનું ચરણ યાદ આવે છે.

એક હશે પણ આકરું પડશે, ઢાંકવું કપટનું કામજી (૨)
લાખો બીજા લડવા પડશે (૨), છળ તણા સંગ્રામ—
મન તું છાના કરીશ માં કામજી

કાગવાણી ભાગ ૩

જેના હાથમાં વિશ્વાસથી મજમુ ચીજ સરખે ભાગે વ્હેંચી દેવા આપી, તે જો ભેદભાવ કરે તો એ મહાપાપ છે. દાનવોને દારૂ અને દેવોને અમૃત, આવો પંક્તિ ભેદ કરીને ભગવાને જે પાપ કર્યું, તેના

ફળરૂપે દરેક યુગે ઈશ્વરને અવતાર ધારણ કરવો પડે છે. બીજાના ભાગનું ઝડપી લીધેલું અમૃત પીવાથી દેવો અમર બને છે, પણ એમના ચિત્તમાં શાંતિ અને અભય ન આવ્યાં. ઝડપેલું અમૃત અભય નથી આપી શકતું.

મંથનકાળના આરંભમાં કોઈને આમાંથી વિષ નીકળશે, એવી કલ્પના પણ નહિ હોય. ભલે ન કલ્પ્યું હોય, ધાર્યું પણ ન હોય, પણ સારાની સાથે નઠારું નીકળવાનું જે નિર્માણ હશે, તે તો ચોક્કસ નીકળવાનું જ.

એક અમૃત મેળવવામાં કેટલા ઉલ્કાપાતો સર્જાણા. સમુદ્રના પેટમાં અગ્નિ ઉત્પન્ન થયો. વડવાનળ સળગી ઉઠયો અને પાણી તેલની માફક ભડકે બળવા માંડયું. તેની અંદર રહેલાં નાનાં મોટાં માછલાનો સમૂહ નાશ પામ્યો. છતાં પોતાની ઇચ્છા તૃપ્ત કરવાવાળાઓનાં માથાંઓમાં સત્તા, મદ અને સ્વાર્થની આંધી ચડેલી, જેથી એમને બીજાંના દુ:ખનો વિચાર પણ ન આવ્યો. આખા ગીતનો ખરો મર્મ તો એ છે કે–કોઇના ભાગનું ઝેર પીવાવાળો, મહાદેવ માફક અમર બને છે. પણ બીજાનું અમૃત ઝડપીને પીનારો, તે પીધા અગાઉ અશાંતિ અને અપયશરૂપી મરણને પામે છે.



રાગ ભૈરવીની લય

મંથનની ગોળીને તળીએ, ઝેર હશે તે નીકળશે;
કાં સળગી જગ ભસ્મ થશે, કાં કોઈ જટાધર જાગી જશે... ટેક.

માનવી સઘળાના મનસૂબાનું ભરીયું મહીમાટ હશે;
દેવ ને દાનવ જન્મથી જુદા, સ્વારથ કારણ એક થશે.
મંથન૦ ૧.

સત્તાની મદની, સ્વારથની, આંધી ક્રાંધ પરે ચડશે;
નાશ થશે જંતુ જલધિનાં, એનો ખ્યાલ ન એ કરશે.
મંથન૦ ૨

કાર્ય બધું એ પૂરું કરવા, હરિવરનું કંઈ કપટ હશે;
દાનવ વૈરી, સખા સુર સમજી, દૈત્ય બધાને છેતરશે.
મંથન૦ ૩

વિષ્ણુ તણા એ કરુણ કપટને, રાહુ હૃદયથી જાણી જશે;
દેવની સાથે દેવ બનીને, અમૃત પીવા બેસી જશે.
મંથન૦ ૪

ઉભય કપટ મળશે જ્યાં સાથે, હૈયામાં જે શસ્ત્ર હશે;
હૈયેથી હાથે ચડી (જ્યાં) પડશે, ત્યાં મસ્તક રાહુનું હશે.
મંથન૦ ૫

વ્હેંચણના વાંધા હજુ ચાલે, પ્રભુ જાણે ક્યારે પતશે?
સોળ કળાનો ચંદ્ર થશે ત્યાં, રાહુનું ધડ આડું ફરશે.
મંથન૦ ૬

મોહિની રૂપ બન્યા મનમોહન, મંદર, કૂર્મ બની ધરશે;
પ્રાણી બન્યા, અબળા બનીઆ, છળ, અંતે ઊઘાડું પડશે.
મંથન૦ ૭

મદ્ય અસુરને, સુરને અમૃત, પંગતિ ભેદ પ્રભુ–કરશે;
એ ફળનું પરિણામ હરિને, યુગ યુગ અવતરવું પડશે.
મંથન૦ ૮

મંથનને આરંભે મનમાં, ચિત્ત વિષનો ન સંકલ્પ હશે;
ધાર્યું નહિ, કદિ કલ્પ્યું નહિ, પણ, નીકળવાનું નીકળશે.
મંથન૦ ૯

ઝડપેલા અમૃતથી સુરનાં, ચિત્ત કદી નહિ સ્વસ્થ થશે;
ઝોંટેલું અમી અમર કરે પણ, અભય નહિ આપી શકશે.
મંથન૦ ૧૦

કોઇના જીવનનો વિષ પ્યાલો, પી જાનારો અમર થશે;
'કાગ' અવરનું અમૃત ઝોંટી, પીશે, તે પહેલાં મરશે.
મંથન૦ ૧૧

# ૯. આપ નવો અવતાર ધરો

જગતમાં સૌ કોઇ એ જ ખબર પૂછે છે કે, કંઇ નવીન છે ? જૂનું જાય છે, ત્યારે ભારી કે હળવા, સારા કે નઠારા રૂપમાં એ જ ઠેકાણે એ જ વસ્તુ આવે છે. જેમકે દાગીના. સોનું એનું એ જ છે, પણ ઘાટ અને રૂપ નવાં બને છે: તેમ આ નવા જમાનામાં જે રિવાજ અતિરેકવાળો બની જાય છે, એને અનુલક્ષીને કુદરતી તત્ત્વોને પણ અવળી રીતે કંઇક નવીન કરવા કહેવાય છે. બોલવામાંથી નવીન મુંગાપણું, ચાલવામાંથી નવીન સ્થિરપણું, રાત્રિમાંથી નવીન દિવસ અને જીવવામાંથી નવીન મરણ. તેમ હે વાયુદેવ ! તમે પણ નવા જમાનામાં બંધ બેસતા થવા માટે તમારું વહન બંધ કરો. મેઘરાજા ! તમે પણ વરસવું બંધ કરો. હે કુદરતનાં પુરાણાં તત્ત્વો ! વૃધ્ધો ! તમે હવે નવયુવાન બનો અને તમારી જૂની રીતનો ત્યાગ કરો.

હે સમુદ્રના તરંગો ! તમે પણ તમારી જૂની રીતનો ત્યાગ કરો. ઘરમાં ને ઘરમાં લડ્યા કરો છો. ફક્ત સમુદ્રના કિનારા સુધી દોડી પાછા વળો છો. ત્યાં જીવો છો અને ત્યાં જ મરો છો. હવે તો જગત નવું બન્યું છે. તમે પણ દોડી જઇને, પર્વતોનાં શિખરો પર ચઢીને નવા જગતને નિરખો.

હે ગંગા, યમુના આદિ સર્વ નદીઓ ! તમે પણ દક્ષિણ તરફ દોડીને સમુદ્રમાં મળી જવાની તમારી પુરાણી રીતનો ત્યાગ કરો. જગતમાં કંઇક નવીન સર્જન કરો. અને તે એ કે તમારો પિતા હિમાલય સૂર્યના તાપથી પીગળી અને રડ્યા કરે છે, એની કરુણ હાલત જોવા તમે ઉત્તર તરફ વહન કરો. અને ઠેઠ હિમાલયના શિખર પર ચડી જાઓ.

હે સૂર્યદેવ ! તમારો ચૂલો હજુ જુનવટ પ્રમાણે કેમ સળગ્યા

કરે છે? હજુ તમારી રસોઈ નથી પાકી રહી કે શું ? (જગતનાં કણ અને ફળો ).

બિચારો ચંદ્રમા દરરોજ એ ચુલાને ઠારવા માટે રાત્રે શીતળ જળ છાંટે છે. પણ સૂર્ય તો ફરી ફરી ઇંધણા ઓર્યા જ કરે છે. આ જૂની રીત છોડી હવે તમારે તદ્દન શીતળ બનવું જોઇએ.

હે તારાગણો ! કાળી મેઘલી રાતનાં કપાળમાં તમે શા માટે ચમકો છો ? તમારો પ્રકાશ એના મનસૂબાને વિઘ્નરૂપ છે. એનો સંકલ્પ સ્યામતાનું સામ્રાજ્ય ખડું કરવાનો છે, માટે એના ઇરાદાને પૂરો કરવા તમે તમારી આંખો બંધ કરી દો. અને તમારા પ્રકાશને અંધકારરૂપ બનાવી કાળી રાતને કાળે મુખે હસવા દો.

હે વનરાનાં વૃક્ષો ! તમે હજુ તમારી જૂની રીત પ્રમાણે ફળફૂલ કેમ આપ્યા કરો છો ? હવે તમારે એ રીત બંધ કરી દેવી જોઇએ. વળી ફળ તમે કોના માટે આપો છો ? ભગવાનની ગીતા તમોને કોઇએ સંભળાવી લાગતી નથી કે જગતમાં ફળનો કોઇને અધિકાર નથી.

હે પર્વતો ! આખું જગત આજે નવીનતાનો સ્વાંગ સજી આગળ વધી રહેલ છે, ત્યારે તમે તો પ્રમાદી થઈ જ્યાંના ત્યાં પડ્યા છો. વિચારો અને ચેતો. એકદમ દોડાદોડી કરીને સર્વ જ્ઞાતિબંધુ ભેળા મળો, પછી જ્ઞાતિસુધારણાના સુંદર ઠરાવો ઘડી કાઢો, નહિં તો જગત ચાલ્યું જશે અને તમે જ્યાં છો ત્યાં જ રહી જશો.

હે ઋતુઓ ! તમે પણ એકનું એક જ કર્યા કરો છો, તે હવે છોડી દ્યો. હે ગ્રીષ્મ ! તું વર્ષાની ગાદી પર બેસી જા. અને હે વર્ષા ! તું શરદ અને હેમંત ઋતુમાં કડાકા કરી વરસી લે. તેમ હે હેમંત ! તું ઉનાળાના તાપને તારી ઠંડીથી હાંકી કાઢીને જગતને કંઈક નવીન કરી બતાવ.

હે તારાગણો ! તમે ફરી ફરીને થાકી ગયા છો. તેમજ બિચારો ધ્રુવ પણ બેસી બેસીને થાકી ગયો છે. માટે તમે બધા ધ્રુવને ઠેકાણે શાંતિ અને સ્થિરતાથી બેસી જાઓ અને ધ્રુવ એનો પગ મોકળો કરવા માટે તમારી આસપાસ ફર્યા કરે. એક તો બંનેને જોઇતું મળે અને જગતને નવીન લાગે.

હે ભગવાન ! સૃષ્ટિના જૂના નિયમોમાં તારે પણ ઘણો ફેરફાર કરવો ઘટે છે. રામ–કૃષ્ણ વગેરે બધા અવતારો બાપના બાપ જેવા જૂના લાગે છે, માટે નવા જગતને બંધબેસતો તું પણ એક લેરખડો અને નવો અવતાર ધારણ કર.



( રાગ ઉપરનો )

વાયુના વીંઝણલા ! કાં હાલો ? વાદળીઓ ! કાં વરસ્યા કરો ?<br>
નવીન જગત બનતાં, સૌ વૃદ્ધો ! પંથ પુરાનો ત્યાગ કરો....<br>
વાયુના. ટેક.

સાગરની લહરી ! સૌ દોડો, જગ નિરખો, ગિરિશૃંગ ચડો;<br>
ઘરમાં જીવો, મરો છો ઘરમાં, જીવો ત્યાં લગી રોજ લડો.<br>
વાયુના૦ ૧

ગંગા યમુના સિંધુતણાં જળ ! બહુ દિન દક્ષિણ પંથ કર્યો;<br>
વૃદ્ધ પિતાનું સંકટ નિરખો, પાછી ઉત્તરપંથ ફરો.<br>
વાયુના૦ ૨

સૂર્યતણો ચૂલો કાં સળગે ? રસોઇ હજુ નથી રાંધી રહ્યો ?<br>
ચંદ્ર હમેશ શીતળ જળ છાંટે, અર્ક કાં ઇંધણ ઓરી રહ્યો ?<br>
વાયુના૦ ૩

કાળી નિશાને, કાળે કપાળે, કાં, તારા ! મલકાટ કરો ?
કાળજના પૂરવા મનસૂબા, બે ઘડી લોચન બંધ કરો.
વાસુના૦ ૪

વૃક્ષો ! કાં ફળતાં નવ થાકો ? ફળનું કો અધિકારી નથી;
ગોવિંદની ગાએલી ગીતા, વનમાં કોઇએ વાંચી નથી.
વાસુના૦ ૫

પર્વત ! દોડી, મળો પૃથ્વી પર, પાછળ રહેશો પસ્તાવા કરો;
કંઇક નવું કરવાને માટે, જ્ઞાતિનો એક સમૂહ કરો.
વાસુના૦ ૬

ગ્રીષ્મ ! અહો વર્ષાની ગાદી, વાદળ શરદે ગાજી રહો;
ધ્રુવનું આસન લ્યો, નભ તારા ! ધ્રુવ ફરે સૌ બેસી રહો.
વાસુના૦ ૭

સંહિતાના જૂના ક્રમમાં, હરિ ! 'કાગ' કહે કંઈ નવીન કરો;
જાતું નામ થતું જગજીવન, આપ નવો અવતાર ધરો.
વાસુના૦ ૮

●

# ૧૦. સૂર્યાસ્ત પછી

સૂર્યના આથમવા પછી રાત્રિના રાજ્યમાં સજ્જનોએ શું શું જોયું ? અને એ દ્રશ્યની એમના મનપર શું શું અસર થઇ ? જે જે જોયું, સાંભળ્યું તથા ભોગવ્યું, એ બધું સજ્જનો માટે ઘણું દુઃખદાઇ હતું.

જ્યારે જગત પરથી સૂર્યનારાયણ ચાલ્યા ગયા, ત્યારે અંધકાર વ્યાપી ગયો અને એ અંધારાના કાળા રાજમાં ઘુવડ મોટો સેનાપતિ બન્યો. ફોજમાં ફક્ત છીપાંઓની ભરતી કરવામાં આવેલી હતી. ઘુવડ અને છીપાંની ભાષાનો ઘોંઘાટ જાણે કાળનાં ચોઘડીયાં વાગતાં હોય, એવો લાગતો હતો.

શીઆળોની કાળી ચીસો સંભળાવા લાગી. તેની સામે કૂતરાંઓ ઊંચાં મોઢાં કરી રોવા લાગ્યાં. ભૈરવ પક્ષીઓની કીકીઆરીઓ ભયને ઉત્પન્ન કરતી, એવી લાગતી હતી કે, જાણે પૃથ્વી પર મૂર્તિમંત સાડસતી પનોતી આવીને ન બોલતી હોય.

સૂર્યનો બધો જ ચાર્જ દીવાઓએ લઈ લીધો હતો. તે દીપકો દુર્ગંધ મારતા અને ક્ષણિક મદથી હરખાઇને ફૂલાતા ફૂલાતા આમતેમ ફરતા હતા.. તેમનાં મોઢાંમાંથી કાળી મેશ નીકળતી હતી. જેમની સામે જોવાનું મન પણ ન થાય, એવા મલિનતાપ્રિય દીવાઓની આજે ઘરેઘર આણદાણ ફરતી હતી.

સૂર્યના પ્રકાશમાં જે મોંઢાં પણ બતાવી શકતા નહિ, એવા તારાગણો રાત્રિમાં મલક મલક હસી રહ્યા હતા અને પતંગીઆ તો પોતે જ સૂર્ય છે, એવો ઢંઢેરો એમના ક્ષુદ્ર ઝબકારાથી પીટતા હતા.

આ બધા રાત્રિભક્તો જ્યારે આનંદથી ફાટફાટ થતા હતા, ત્યારે સૂર્ય ઉપાસક હંસો અને કમળોની શું દશા હતી ?

સરોવરને કિનારે વૃક્ષોની ઓટમાં સંતાઇ જઇને હંસો મૂંગા બની ગયા હતા. શ્વાસ પણ ધીમેથી લેતા હતા, કારણ કે ઘુવડ વગેરે હિંસક પક્ષીઓનો એમને પૂરો ભય હતો. હંસોનો કલરવ અને વનકુંજમાં કોયલોના ટહુકાર ક્યાંય સંભળાતા ન હતા.

પોતાના સંગાથી મિત્રો હંસો વગેરેની આ દશા જોઇ કમળનાં પુષ્પો બીડાવા લાગ્યાં. ત્યારે એમની ઉપર બેઠેલા કાળા ભમરાઓ પણ અંદર બીડાઇ જવાથી એ કમળો નો દેખાવ એવો લાગતો હતો કે, જાણે આ બધા દુઃખનું હળાહળ ઝેર તેમણે મહાદેવની માફક પોતાના કંઠમાં ન સંઘર્યું હોય ?



સજ્જનને સૂર્યાસ્ત પછી, નવ જોવું હતું, એ જોવું પડ્યું;
ઘોર નિશાચરના મુખથી, સુણવું ન હતું, તે સુણવું પડ્યું. ટેક

ઘુવડ હતો સેનાગણનાયક, છીપાંઓની ફોજ ચડી;
ભાષા શોર ભયાનક ઊઠયો, બોલી જાણે કાળ ઘડી.
સજ્જનને૦ ૧

કાળી શૃંગાલ તણી કીકીઆરી, સુણતાં સામાં શ્વાન ભસે;
ચીબરી તણી ચિચિઆરી જાણે, સાડાસાતી પનોતી હસે.
સજ્જનને૦ ૨

ગંધાતા, ફૂલાતા, ફરતા, મુખથી કાળી મેશ ઝરે;
દીપક હતા રજનીના રાજા, ઘરઘર એનાં ફરમાન ફરે.
સજ્જનને૦ ૩

મુખ નહિ દેખાડી શકતા, જે તારલીઆ મલકાટ કરે;
સૂર્ય વિનાના સૂર્ય બનીને, જ્યાં ત્યાં ક્ષુદ્ર પતંગ ફરે.
સજ્જનને૦ ૪

હંસો મૂક બનીને બેઠા, શ્વાસ હતા ભયથી ભરતા;
કોકિલના ટહુકા કલરવ તે, શબ્દ નથી મુખથી સરતા.
સજ્જનને૦ ૫

'કાગ' બીડાયા પંકજ મુખમાં, શ્યામ ભ્રમર ગણ સ્નેહ ભર્યા;
કાળા હળાહળ ઝેર કટોરા, (જાણે) હૈયામાં કમળે સંઘર્યા.
સજ્જનને૦ ૬



# ૧૧. શ્રાવણ વદ આઠમની રાત હતી

માનવી માત્રના જીવન પર કંસના અન્યાયી શાસનની કાળી છાયા પડી હતી. એ રાજ્યમદની આંધીમાં સર્વ પ્રાણીઓના જીવન-સ્વાદ બગડી ગયા હતા. એમાં એક દિવસ શ્રાવણ વદ આઠમની રાત આવી.

આ આઠમની રાતે આકાશમાંથી વાદળ તૂટી પડયાં. ઘન ઘોર વરસાદ જામ્યો. યમુનાનાં કાળાં નીર ડોળાં થઈ ગયાં અને ઉતાવળથી દોડવા લાગ્યાં. પણ કાંઠાની બહાર નીકળી ગએલાં, એ યમુનાનાં પાણીની સાથે કંસનું અવશેષ જીવન પણ ચાલ્યું જતું હોય, એમ લાગતું હતું.

કેદખાનામાં પૂરેલ પિતાની આંખોથી ચોધાર આંસુ પડવાથી એ કેદખાનાના પત્થરો પણ પીગળી ગયા હતા. છતાં કંસને જરા પણ ત્રાસ ન થતો.

જુલમી રાજ્યમાં કોઇ પણ ઠેકાણે પ્રજાને રસ ન હતો. ઘરમાં, વનમાં, જુવાનીમાં, પૈસામાં, જીવનની આ ચારે વસ્તુઓમાં નિરાશા ભરેલી હતી. અને માનવી માત્ર હતાશ બની ગયાં હતાં. કંસના ત્રાસથી છૂટવા માટે પ્રાણીમાત્રને ફક્ત દેવકીનંદન એવા કૃષ્ણ ભગવાનની જ આશા જીવતાં રાખી રહી હતી.

ભગવાન કૃષ્ણ જેમના પેટમાં પોઢ્યા હતા, એવાં બ્હેન દેવકીજીને અને વસુદેવજીને કેદખાનામાં રાખવામાં આવ્યાં હતાં, કારણ કે કંસને કોઇએ કહેલું કે, 'તારી બ્હેનનો આઠમો બાળક તને મારશે.' એટલા માટે સાત બાળહત્યા તો કંસ કરી ચૂકયો હતો. જ્યાં નિર્દોષ ગરીબ બ્હેન બનેવીની આ હાલત હોય, ત્યાં બીજી પ્રજાની કેવી દશા હશે, એ વિચાર કરતાં પણ અકળામણ થઇ જાય છે.

જીવનની વસ્તુ પર દાણુ-જકાત એ સત્તાના અન્યાયની પરાકાષ્ઠા છે. કંસે દૂધ દહીં વગેરે પર દાણુ નાખ્યાં હતાં. એવી ઘોર અનીતિથી દૂધ દહીંની મટકીઓનો પણ આર્તપુકાર ઊઠયો હતો. આવા કંસના ઘોર અન્યાયનું ચિત્ર આપતાં મહાભારતના લેખક ભગવાન વ્યાસની કલમ પણ અટકી પડી હતી.

સત્તારૂપી નદીમાં ભયંકર બનેલું, અભિમાન, સ્વાર્થ અને શોષણનું જળ વહી રહ્યું હતું. અને એ જળ પ્રજારૂપી માછલાં વગેરે જીવોનો નાશ કરી રહ્યું હતું. મિત્રમંડળ પરથી જીવનની આખી છબિ ઉઠે છે, કારણ કે સરખા ગુણ સિવાય સ્નેહ બંધાતો નથી. કંસના કોણ કોણ મિત્રો હતા. શિશુપાળ, જરાસંઘ અને કાળયવન જેવા એના સહાયકો અને મિત્રો હતા ? પૂતના નારી સમાજની સુધારક હતી. પછી પ્રજાનું કલ્યાણ કેમ ન થાય? આ ઉપરાંત કાળી નાગ જેવા તો એના સલાહકાર હતા.

સત્તાની ભયંકરતાથી ત્રણે લોકમાં અનીતિનો એવો પુકાર ઊઠયો કે, એ અવાજ ભગવાનને દરવાજે પહોંચ્યો. એનું પરિણામ એ આવ્યું કે શ્રાવણ વદ આઠમની મધરાત્રિએ બાળકૃષ્ણે અભય ઉચાર્યું (ગીતા)



( રાગ ઉપરનો )

સર્વ પ્રજાના જીવન ઉપર કંસની કાળી રાત હતી;
આવી અચાનક શ્રાવણની, વદ આઠમની એ રાત હતી–ટેક

ડોળાં હતાં, હદ બા'ર હતાં, બહુ પૂર હતાં, ભરપૂર હતાં;
જીવન કંસતણું લઈને, જળ જમુનાજીનાં જાતાં હતાં.
સર્વ૦ ૧

ઉગ્રસેનની આંખડીએથી, અશ્રુ તણી સરિતા વહેતી;
કારાગારના પત્થર કંપે, (પણ) પુત્રને કંઇ પરવાહ નથી.
સર્વ૦ ૨

ગૃહમાં, વનમાં, યૌવન–ધનમાં, હાય, હતાશ, નિરાશ હતી;
દેવકી બાળકની દુનિયાને, ઉરમાં એક જ આશ હતી.
સર્વ૦ ૩

'પોઢ્યા શ્રી હરિ જેને પેટે, એ જનની જ્યાં કેદ હશે;'
એજ વિચાર મૂકે અકળાવી, બીજી રૈયતના શું હાલ હશે?
સર્વ૦ ૪

દૂધ દહીં પર દાણુને ત્રાસે, બોલી રહી મટકી મટકી;
રંક પ્રજાનાં સંકટ લખતાં, લેખણ વ્યાસ તણી અટકી.
સર્વ૦ ૫

સત્તાની સરિતામાં, ઘૂઘવતું, રૌદ્ર સ્વરૂપે રેલી રહ્યું;
હુંપદ–સ્વારથ–શોષણનું જળ, હિંસક રૂપે ફેલી રહ્યું.
સર્વ૦ ૬

સ્નેહી જરાસંધ ને શિશુપાળો, કાળ યવન શા મિત્ર હતા;
નારી સમાજ સુધારણ પુતના, કાલિંદીપતિ મંત્રી હતા.
સર્વ૦ ૭

ત્રિભુવન ત્રાહિ ઉચ્ચારે વળી એ, પાહિ સુ 'કાગ' પુકારી રહ્યું;
આશ બની જગની ઉજળી એ, શિશુકૃષ્ણ બની કંઇ અભય કહ્યું.
સર્વ૦ ૮



# ૧૨. છેલ્લું ધાવણ

**" મા ! ભૂખ્યે પેટે પાછી કેમ આવી ?**
**" બેટા ! તને ધવરાવવા. માનું છેલ્લી વખતનું મીઠું દૂધ પી લે.**

તાજા બે દિવસના જન્મેલા બચ્ચાને હરણી કહે છે, " બેટા ! જંગલમાં ચરવા ગઈ હતી, ત્યાં પારાધીએ મને મારવા માટે બાણ સાંધ્યું. મરવાની ઘડી આવી જોઇને તું મને સાંભરી આવ્યો. ભાવના અને સ્નેહને લીધે મને વાચા ઉપજી. તને ધવરાવીને એ પારાધીના બાણે વીંધાવાનું તુરત મેં વચન આપ્યું અને છેલ્લું, તારું મોઢું જોઈ, ધવરાવી, મારે તો મોતને મળવા જવાનું છે. કારણ કે મારા વેણ પર વિશ્વાસ રાખીને, તે પારાધી મારી વાટ જોતો ત્યાં જ ઊભો હશે. લે બેટા ધાવી લે. " જેને પોતાની જીભની જીવન કરતાં પણ વધારે કિમ્મત છે, એ માતાના પેટમાં પાકેલ બાળક બોલી ઊઠયું: " મા! એ મા ! તારા દૂધ પર તો કાળનો પડછાયો પડી ગયો છે. પારાધી નિમિત્તે મરણના ખપ્પરમાં ઝડપાએલનું કડવું દૂધ તારું બાળક નહિ ધાવે. "

" હે જનેતા ! તારે જો કાળને કેડે જાવું હોય તો મારે જીવવાનું કંઈ કારણ નથી. તારા વિના, ભૂખથી અથવા હિંસક પ્રાણીનો કોળિયો બની મરવું, તેના કરતાં આપણે મા છોરુ એક જ સાથે સ્વર્ગની મુસાફરી કરીએ, એ વધારે સારું છે. ત્યાં હું તારું દૂધ ધાવીશ, "

પારાધી ઊભો ઊભો માર્ગ પર જોઇ રહ્યો છે. ત્યાં બન્નેને જોઇને એને વિસ્મય થયું અને પૂછયું કે " હે હરણી ! મને ચોક્કસ ખાત્રી ન હતી કે તું પાછી આવીશ. તેમ છતાં તમે બન્ને કેમ આવ્યાં ? "

હરણી કહે છે કે " હે ભાઈ! મરણ એ તો એક સ્વભાવ છે. કારણ કે વ્હેલું કે મોડું એ આવવાનું જ છે. પણ વચનભ્રષ્ટ થઇ

૩

જીવવું, એ જ ખરું મૃત્યુ છે. અને એવા મૃત્યુને ઉત્તમ આત્મા સ્વીકારતા નથી. ચડાવ બાણ."

પારાધી વિચારના વમળમાં અટવાતો બાણ ચડાવવા જાય છે, ત્યાં હરણીનું કોમળ બાળક બોલી ઊઠયું કે "હે ભાઇ! પહેલું બાણ મને મારજે, કારણ કે મને મારી માતા સ્વર્ગમાં ગોતી કાઢશે. પણ હું જો પાછળ રહું તો હું માને ન મળી શકું."

પારાધી ધનુષ્ય ખેંચતો ખેંચતો દિગ્મૂઢ બની એકને તાકી તાકીને નિરખે છે. પૂરું બાણ ચડાવી જ્યાં જુવે છે, ત્યાં તો એનું તીર રોઇ રોઇ, આંસુ બની, પીગળીને પાણી પાણી થઇ ગયું જણાય છે.

●

ધાવણ ધાવી લે મારા બાળજી....

ધાવી લે મારા બાળ, પછી તારો રામ હશે રખવાળ. ધાવણ ટેક

ચારો ચરવા હરણી વનમાં, ફરતી મનમાં ફાળજી (૨);
પારાધીની પડી નજરે (૨), તીર સાંધ્યો તતકાળ. ધાવણ ૧

તન જંગલમાં, મન મઢીમાં, જ્યાં જણેલું બાળજી (૨);
વાચા ઉપજી વાયદો કીધો (૨), આવી ભરતી ફાળ. ધાવણ ૨

ભૂખ્યે પેટે કાં, જનેતા! તું આવી તતકાળજી? (૨);
ધાવી લે, બેટા! છેલ્લું ધાવણ(૨), મારો આવ્યો છે કાળ. ધાવણ ૩

કાળે ઝડપીઆં દૂધ, જનેતા! નહિં ધાવે આ બાળજી (૨);
છોરુ ને માતા પારાધી સામાં (૨), ઊભાં અંતરિયાળ. ધાવણ ૪

વેણુલંપટ જો થાઇએં, વીરા! કુળને બેસે ગાળજી (૨);
સત નિભાવી મોતને મળશું (૨), બાણુ તારું સંભાળ. ધાવણ ૫

'માવડી પેલાં મને હણજો', બોલ્યું બાળ પ્રેમાળજી (૨);
'કાગ' વનમાં કરુણા પ્રગટી (૨), તીર રડ્યો તતકાળ. ધાવણ ૬



## ૧૩. સમજણે કરાવ્યાં કૂડ.

આ ભજનનો ભાવાર્થ એવો છે કે :-

ઇશ્વર અને જીવ બહુ જૂના મિત્રો છે. બાળસંગાથી છે. એટલું જ નહિ પણ માતાના પેટમાં જીવ અશક્ત અને અજ્ઞાન દશામાં હતો, ત્યાં પણ ઇશ્વર એની સાથે જ હતો. પછી જ્યારથી જીવ સમજણવાળો અને જ્ઞાની થયો, ત્યારથી હરિ કોઇ અદૃષ્ટ પડદા આડો સંતાઇ ગયો. ઘણે દિવસે જીવને સાચી વાતનું જ્ઞાન થયું. " અરેરે મારી આ દશા ! "

" એક દિવસ માતાના પેટમાંથી મને ઓચિંતા ધકાવી ને જગતમાં ફેંકી દીધો. પછી થોડીવાર રોવરાવ્યો. ત્યાર પછી જીવવાની રીત શીખડાવી અને જીવનના લોભે મને ધાવવાનું જ્ઞાન આપ્યું."

" મારી નાની વયમાં હું જ્યારે જ્યારે ઇશ્વરને સાદ કરતો, ત્યારે ત્યારે એ મને હોંકારો આપતો અને મારી સાથે રમ્યા જ કરતો. હું રમતાં રમતાં જ્યારે ચીડાઇ જઇને રીસાઇ બેસતો, ત્યારે હસીને એ મને મનાવી લેતો."

" અમે એકજ પથારીએ સૂતા. હું સૂઇ જતો અને મારી સંભાળ રાખવા એ તો જાગતો જ હતો. ( બાળક સૂઇ જાય છે પણ અંદર તો આત્મા જાગતો હોય છે. ) વળી એ એવો જબ્બર ખેલાડી કે મારા શરીરમાં એવું તો જાદુ કરી મૂકતો, કે નિદ્રામાં ( સ્વપ્નમાં ) પણ કઇક સૃષ્ટિનાં કૌતુક મને બતાવતો."

" કેટલીક વાર હું-રોતો, ત્યારે એ આંસુ બનીને મારી આંખેથી કૂદકો મારી મારા હૈયા પર હાથ ફેરવતો."

"વળી કાનમાં એવી એવી વાતો કરતો કે, ઘડીક મને રોવું આવે અને ઘડીકમાં તો હું ખડખડ હસી પડતો."

"એક દિવસ ઓચિંતાં એ મારી પાસેથી અલોપ થઇ ગયો. હું ગાંડો બની ગયો અને જ્યાં જ્યાં એનાં રહેઠાણ સાંભળ્યાં, ત્યાં દોડી દોડી ફરી વળ્યો."

"ગંગા વગેરે ચારે ધામ, વેદ શાસ્ત્ર પુરાણ બધેય ઢૂંઢી વળ્યો, પણ ક્યાંય એનો પતો ન મળ્યો. તો પણ હું તો પાગલ બની ફર્યા જ કર્યો. દ્વારકાના મંદિરમાં મૂર્તિ જોઇ મારા બાળ સંગાથીની ઝાંખી કરી. એની અણસાર ઓળખાણી, એટલે મેં જોરથી સાદ પાડયો કે 'એ મિત્ર ! તું કયાં ચાલ્યો ગયો ?' એના જવાબમાં કોઇ ન બોલ્યું. ફક્ત ઘુમ્મટના પડછંદાએ મારા જ શબ્દોમાં મારાં ચાંદુડીયાં પાડી, મારી ક્રૂર મશ્કરી કરી. લોકો બધાં હસી પડ્યાં."

હે કાગ ! તને જ્યારથી જ્ઞાન આવ્યું અને એ જ્ઞાને તને કૂડ-કપટ શીખવાડયું ત્યારથી હૃદયમાં રહેલો હરિ દેખાતો બંધ થયો.

●

( ચાલો સદ્‌ગુરુની પાસ, જ્ઞાન બુદ્ધિ લાવીએ–એ રાગ )

પોઢેલો માતાજીને પેટે રે.... તેહુનો એ સાથી થયો;
સમજણે કરાવેલાં કૂડ રે... વેગળો મારો નાથ થયો–ટેક

ઓચિંતો ઉદરથી ધકેલ્યો રે... ઘડીક રોવરાવીઓ;
જીવવાને લોભે લગાડયો રે.... ધાવતાં શીખવાડીઓ–પોઢેલો૦ ૧

સમરું ત્યાં દેતો સાદ રે... રમવા નિત આવતો;
રમતાં હું જ્યારે રીસાતો રે... મોહન મને મનાવતો–પોઢેલો૦ ૨

એક જ સેજલડીએ સૂતા રે... હું સૂતો, જીવન જાગતો હતો;
ઘટડામાં કામણ કરતો રે.... દુનિયા કંઇ દેખાડતો–પોઢેલો૦ ૩

રોતો હું બાળક રૂપ રે... આંસુ બની આવતો;
કાનમાં કંઇ કંઈ કહેતો રે....રોવાડીને હસાવતો–પોઢેલો૦ ૪

ઢૂંઢચો મેં ગંગાજીને તીરે રે... ચારે ધામ ફરી વળ્યો;
ગોત્યો વેદ ને પુરાણે રે... મોહન પાછો ન મળ્યો–પોઢેલો૦ ૫

'કાગ' તારી કૂડની પછેડી રે... આતમને આડી પડે;
ઘટડામાં સંગાથી સંતાણો રે.... જીવન તુને નઈ જડે–પોઢેલો૦ ૬



# ૧૪. જીભલડી જંપી ગઇ

જેમ કોઇ જગ્યાએ દીવો દેખાયા સિવાય ફક્ત પ્રકાશ પડે, તેમ એક દિવસ મારા હૃદયમાં ઓચિંતો પ્રકાશ પડયો. કયાંથી પડ્યો, એ ન જણાયું. કરોડો જન્મોનો અજ્ઞાનરૂપી અંધકાર નાશ પામ્યો.

હૃદયરૂપી ખેતરમાં હિમાલયનાં બરફાણી શિખરો ઊભાં થઇ ગયાં, એટલે સંકલ્પ વિકલ્પરૂપી અનાજ વાવણી બંધ થઇ ગઇ. કારણ કે અતિ ઠંડકમાં કે બરફમાં કોઈ વસ્તુ ન ઊગે.

આઠે પહોર બોલ બોલ કરતી જે જીભ તે તદ્દન શાંત બનીને સૂઈ ગઈ. બોલવાના શબ્દ ખૂટી ગયા.

જુદા જુદા પ્રકારના સ્વાદવાળા ભોજનના થાળ પીરસેલા તે ઠરી ગયા, કારણ કે ભોજનની સ્વાદરુચિ બંધ પડી. ફકત જીવન માટે પેટમાં કંઈક નાખવું, એવી દશા બની ગઇ. કામનાનું મૂળ જે મન તે તદ્દન સ્ત્રી કે પુરુષ એ ભાવથી નિરાળું થઇ ગયું. એટલે એ જ આશાથી આવેલી અપ્સરાઓ મને છોડીને ચાલી ગઇ.

કાનમાં કંઇક એવો ગેબી અવાજ થયો કે બીજા કોઈ શબ્દો સંભળાતા બંધ થયા. અને નાકમાંથી સુગંધ દુર્ગંધ લેનારું તત્ત્વ કોણ જાણે કયાં ગયું.

બહારના રૂપમાં બંધાઇ ગએલી આંખો બહાર જોવાને ઉપરામ બની ગઈ. અને પોતાના ખરા-ઘરના વ્યવસાયમાં પડી ગઇ. પાંપણો બીડાઇ ગઈ અને અંતરની દૃષ્ટિ ખુલી ગઈ. હવે તો જે જોવાને માટે એનું ઘડતર થયું હતું, એની એને ખબર પડી, જેથી આંખો એના ખરા સ્નેહીની શોધમાં પડી ગઇ.

આમ જ્યારે અસાર વિષયસુખમાંથી બધી ઇંદ્રિયો પાછી વળે છે અને આત્મજ્ઞાનના સત્ય સારનું જ્ઞાન થાય છે, મમત્વ તૂટી જાય

છે. વંટોળીઆની આંટી સમાન માયાનો પડદો ચીરાય છે, ત્યારે અભેદ એવો એક જ આત્મરામ બાકી રહે છે.



( રાગ ઉપરનો )

ઓચિંતાનાં થયાં અંજવાળાં રે, દીવડીઓ દીસે નહીં;
જામેલાં કઇક જન્મોનાં રે, અંધારાં ભાસે નહીં.–ટેક

હૈડામાં હેમાળાની હાર રે, વાવણી વણુસી ગઇ;
જાગતી જે આઠે પહોર રે, જીભલડી જંપી ગઈ.
ઓચિંતાનાં–૧

પીરસેલી ઠરી ગઇ થાળી રે, સ્વાદ છેટા ગયા;
અપસરા બધી ગઇ ઊડી રે, નરપણાં નો રયાં.
ઓચિંતાનાં–૨

કાનમાં ઢોલ ધડૂકયા રે, અવાજ કોઇ આવે નહીં;
દુરગંધીનો ગયો દ્રોહ રે, સુગંધ સંતાપે નહીં.
ઓચિંતાનાં–૩

બહાર પાંપણું બીડાણી રે, ઘરના ધંધામાં પડી;
જોવાને જનમ સંગાથી રે, અંતરની આંખો ઉઘડી.
ઓચિંતાનાં–૪

વંટોળીઓ ગયો વણુસી રે, પવન એનું નામ છે;
'કાગ' તારા ભેદને જા ભૂલી રે, બાકી આતમરામ છે.
ઓચિંતાનો–૫



# ૧૫. રોજ વાળવું પડે

બજારના રસ્તાને કાંઠે જે મકાન હોય અને જેનાં બારીબારણાં દરરોજ ખુલ્લાં રહેતાં હોય, તેમાં ધૂળ ઊડી આવે છે, માટે દરરોજ એને સાફ કરવું જોઇએ.

દાડમ-કળી જેવા દાંત હોય, પણ એને માથે કાયમ મેલ ચડે છે, માટે દરરોજ દાતણ કરવું જોઇએ.

સુંદર સોનાવર્ણા શરીરને સાફ રાખવા દરરોજ નહાવું જોઇએ.

ફૂલઝાડના બગીચાને દરરોજ પાણી પાવું જોઇએ; નહિ તો એ કરમાઈ જાય છે.

જુઓ, પાંપણો કદી પણ પોતાની ફરજ ચૂકતી નથી. આંખમાં કચરો ન જાય માટે રાતદિવસ એની સંભાળ રાખીને મટકાં માર્યા કરે છે.

પોતાની આંખ આખા દિવસમાં કેટલાં મટકાં મારે છે, એની માણસને ખબર પડતી નથી, તેમ મટકા મારવા એ વિચાર પણ કરતો નથી; છતાં સૌનું કામ સૌ નિયમિત રીતે કર્યા જ કરે છે.

એમ જ, હે કાગ ! પાંચ મહાવિષયો વચ્ચે તારું ઘર છે. એ શરીર અને મનરૂપી વસ્ત્ર પર દરરોજ નઠારા સંકલ્પરૂપી પાપનો મેલ ચડે છે. એને સાફ કરવા, પ્રભુ સ્મરણરૂપી સાબુ તારે દરરોજ લગાડતા રહેવું.

●

(રાગ ઉપરનો)

મારગ કાંઠે મંદિર રે, રજ ઊડીને રોજ ચડે;
બારણાં છે બધાં ઊઘાડાં રે, વાળવું એને રોજ પડે. ટેક

દાડમની કળીયું જેવા દાંત રે, ખેરી એને રોજ ચડે;
સવારમાં રાખી સંભાળ રે, દાતણ કરવું પડે. મારગ૦ ૧

કંચન વરણી રૂડી કાયા રે, ઝાંખી દીસે મેલ વડે;
શરીરની ચોખપ માટે રે, નિત નિત ના'વું પડે. મારગ૦ ૨

ખીલેલાં ફૂલડાંને જોઇ રે, આળસ પાવાનું ચડે;
બીજે દી' જાશે કરમાઇ રે, પાણી રે નિત પાવું પડે. મારગ૦ ૩

ધરણી કેરી ધૂળ રે, ઊડી આંખ્યુંમાં પડે;
પાંપણને આઠે પહોર રે, ઝટકાં મારવાં પડે. મારગ૦ ૪

વિષય વચે વસ્યો 'કાગ' રે, મેલ મનને ચડે;
સમરણ કેરો સાબુ રે, ઘસવો તારે રોજ પડે. મારગ૦ ૫



# ૧૬. શબ્દ બે ચોંટી ગયા

અહો ! અનંત યુગો વીતી ગયા, એવું એક મહા સ્વપન આવ્યું. કઇક કરામતો, કઇક અવતારો, કઇક જડતાઓ, આવા કઇક ખેલ સ્વપ્નમાં બની ગયા અને વીસરાઇ પણ ગયા. એમાંથી ફક્ત બે શબ્દો જ રહી ગયા : મારૂં અને તારૂં

આ ચોરાશી લાખ યોનિના સ્વપ્નામાં એટલા તો અવતારો લીધા, કે એ બધી માતાઓનું દૂધ ભેગું કરીએ તો આખો દરીયો થાય. બાળક બન્યો, જુવાન બન્યો, ઢોલ શરણાઇઓ વાગી, લગ્નમંડપમાં ધીમે ધીમે પગલે કોઇક કન્યા સાથે ફેરા પણ ફર્યો.

કયારેક તો સ્વપ્નમાં રાજાધિરાજ બન્યો. છડીદારોએ છડી પુકારી. દાસ દાસીઓએ ' ખમા બાપુ ' કહી વધાવ્યો. માથે હીરાનો મુગટ મૂકીને કઇક હુકમો ચલાવ્યા.

એ સ્વપ્નમાં સ્ત્રી પર મોહ વધ્યો. મદારીના વાંદરા માફક એની ઇચ્છા પ્રમાણે વહેવારમાં ખૂબ નાચ્યો. એ એકલા મનુષ્ય અવતારમાં નહિ, પણ કીટ પતંગ આદિ બધી જ યોનિમાં સંસારની વ્યવહાર, પરંપરા ચાલુ રહી.

એ સ્વપ્નમાં મારે નાનાં નાનાં બાળકો પણ થયાં. કાલીઘેલી ભાષામાં મને એમણે બાપુ કહીને બોલાવ્યો.

પછી તો જાણે વર્ષો વીત્યાં. હું ઘરડો થયો. અશક્ત બન્યો. ખાટલા વશ થયો, ત્યારે બાપુ કહેનારાં એ બાળકો મારી પાસે પણ આવતાં નહિં.

એ સ્વપનમાં જ્યાં જ્યાં ગયો, ત્યાં સ્ત્રી છોરુ બધું જ મળ્યું અને સ્વાદ પણ સરખો જ મળ્યો. જે વિષય સ્વાદ રાજાના અવતારમાં હતો, તેજ સ્વાદ બિલાડી, માછલી અને મચ્છર વગેરે ખાણમાં હતો. એજ માયા, એજ મોહ, એજ શરીરબંધન અને ગમે તે દશામાં

એ જ જીવન જીવવું. આવી રીતે એ સ્વપ્નમાં યુગો વીત્યા પણ અજ્ઞાનરૂપી નિદ્રા ઊડતી નહિ અને 'આ સ્વપ્ન છે' એમ સમજાતું નહિ.

એક દિવસ ઓચિંતા કૌતુક જોવા હું સ્મશાને ગયો, ત્યાં તો મને કોઇએ ચિતામાં સુવાડી દીધો. ચેહ ખડકી અને આગ લગાડી. એ અગ્નિની જ્વાળાથી હું બળ્યો અને ઝબકી ગયો, ભાગ્યો. અહો! કેવું સ્વપ્ન! એનો વિચાર કરતો રહ્યો.

રાગ ઉપરનો

આવેલું સ્વપનું એક રે...., અનેક જુગ વઇ ગયા;
'મારું' ને 'તારું' મન માંય રે...., શબ્દ બે ચોટી ગયા. ટેક

દરીઆ જેટલું દૂધ રે..., જનેતાનું ધાવીઓ;
ઢોલીડા લગનના ધડૂકયા રે...., માંડવડામાં મા'લીઓ—આવેલું ૧

સો સો પુકારે છડીદાર રે...., મુગટ માથે મેલીઆ;
હાજર દાસ હજારું રે..., ખમકારા ઝીલીઆ—આવેલું ૨

લાગ્યો ઘરનારીમાં નેહ રે..., જાણે મદારીનો વાંદરો;
એણે જેમ નાચ નચાવ્યા રે..., ફેરા માયાના ફર્યો—આવેલું ૩

ખોળલે ખેલંતાં નાનાં બાળરે...,બાપુ કહી બોલાવતાં;
સૂતો હું મોતની સેજે રે...., કોઇ પાસે નો'તાં આવતાં—આવેલું ૪

બાંધ્યાં ઘણાં ઘરબાર રે...., એની એ માયા હતી;
ખૂંદી વળ્યો ચારે ખાણ રે..., નિંદરા નો'તી ઉડતી—આવેલું ૫

કૌતક જોવાને 'કાગ' રે..... સ્મશાને સીધાવીઓ;
ત્યાં મને લાગ્યો એવો તાપ રે.., ઝબકીને હું જાગી ગયો—આવેલું ૬



# ૧૭. એ ઘડી આનંદ ઘડી

આ ભજનમાં સજ્જન માણસનો ખ્યાલ આપવામાં આવેલ છે. સજ્જનની સાથેનો સમાગમ જીવનની ઘડીને આનંદમયી બનાવે છે. કેવાં હેત છે એ સજ્જનનાં ? જેનાં શીલ માત્ર સારાં અને ગંભીર હોય, જેનાં લક્ષણ માત્ર સુંદર હોય, જેના હૃદયમાં પ્રેમ હોય, જેના હૈયાનું અને વાણીનું વર્તન એક હોય, એવાં શીલવંતાંઓથી જીવનમાં આનંદ પ્રગટે છે. એ સજ્જનોને ગોળ લાકડાની ઉપમા આપેલી છે. દરેક લાકડું થડમાં, વચ્ચે અને છેડે જાડા પાતળું હોય છે, પણ સજ્જનરૂપી લાકડું તો પહેલાં વચમાં અને છેવાડે એક જ સરખું હોય છે, કારણ કે સદ્‌ગુરુરૂપી સંઘેડે એમના જીવનને સરખું બનાવેલું હોય છે. એવાં સજ્જનો, જેમની વાણી અને કાછે (બ્રહ્મચર્યવૃત્તિ પર ) હિમાલયનાં ઠંડાં અને ન ફરે એવાં મહાન તાળાં જડેલાં હોય છે. એ તાળાંને ખોલવા કામના, વાસના અને તૃષ્ણારૂપી ચોરોએ બહુ જ પ્રયાસ કર્યો, છતાં એ તાળાં ખોલવાની ભ્રષ્ટતારૂપી ચાવીઓ એમને ન મળી. શુભ નિયમ વ્રત પાળનારાંના સત્સંગની, એવી ઘડી, આનંદની ઘડી છે.

કોઇ પણ કામ કરતાં પહેલાં એનો પૂરો વિચાર જે કરે છે, એ વિના એક ડગલું પણ ભરતો નથી, પ્રાણી માત્ર પર જેને દયા હોય છે, પોતાના પગ નીચે કીડી અથવા એવું કોઇ જંતુ પણ દબાઇ ન મરે, એની સંભાળ જે પગલે પગલે રાખ્યે જાય છે, એવાં સજ્જનો સાથેનો મેળાપ, એ આનંદની ઘડી છે.

ભૂલેલાં જીવો પર એને કદી ક્રોધ ચડતો નથી; કારણ કે કોઇની ભૂલ સુધારવામાં ક્રોધ તો સુધારવાને બદલે વધારો કરે છે. પ્રેમનો પડ્યો આનંદને જન્મ આપે છે, જ્યારે ક્રોધ તો અનેક ધિક્કારોને ઊભા કરે છે. બીજાની ભૂલ ઉપર ક્રોધ કરનાર ભૂલે છે. એ પોતે

જ ક્રોધરૂપી મહાન ભૂલ કરી રહ્યો છે. ભૂલથી ભૂલ સુધરતી નથી. જગતમાં હૃદયનો કોઈ પણ સુધારો લાંબી આયુષ્ય ભોગવનારો તોજ થાય, જો તે કેવળ પ્રેમ, દયા અને ઉપકારથી થયો હોય.

એવા પણ દાખલા બને છે કે પ્રેમથી પણ ન જીતાય, ન સુધરે એવા આત્માઓ હોય છે. એમના પર પણ દયા અને પ્રસંગ આવ્યે ઉપકાર કરી છૂટે, અને જેની આંખ દુ:ખીને જોઇ રડી ઊઠે, એવા સજ્જનો સાથેના સમાગમની ઘડી, આનંદની ઘડી છે.

(ઠામે નો ઠર્યાં રે કોઇ દી' ઠામે નો ઠર્યાં–એ રાગ)

આનંદ ઘડી રે એ ઘડી, આનંદ ઘડી....
એવા સાધુ જો મળે તો, એ ઘડી....આનંદ ઘડી...ટેક.

સોનાં ને સુલખણાં, જેનાં, મનડાં માયાળુ (૨);
હેડે ને હોઠે, બીજી, ભાતું નો પડી. એવા–૧

પે'લાં ને છેલાં, વચમાં, એકલ ધારાં (૨);
ચિત્તની લાકડીયું, ગુરુને, સંઘેડે ચડી. એવા–૨

વાચે ને કાછે, જડીઆં, હેમાળાનાં તાળાં (૨);
કામના ઘોડી, પણ એને, કુંચી નો જડી. એવા–૩

ડગલાં ભરે, તે પે'લાં, પગલાં સંભાળે (૨);
કીડી કેરે માથે, જાય નઈ, પગડા પડી. એવા–૪

'કાગ' કે ભૂલેલાં માથે, કૃપા વરસાવે (૨);
દુ:ખીયાં દેખીને, જેની, આંખડી રડી. એવા–૫



# ૧૮. ભૂંડી ઘડી

જેમ સજ્જનનો ખ્યાલ આગલા ભજનમાં આપવામાં આવ્યો છે, તેમ આ ભજનમાં દુર્જનનો ચીતાર આપવામાં આવ્યો છે.

આવા દુર્જનનું મળવું સમયને ખરાબ કરી મૂકે છે અને જીવનને ક્લેશમય બનાવી દે છે.

જેમનાં ચારિત્ર્ય હલકાં હોય, જેમના વિચાર માત્ર ખરાબ હોય, જેમના સર્વ સંકલ્પ પોતાના અને પ્રાણી માત્રના વિનાશ માટે હોય, એવાં એ દુર્જન. એ સંકલ્પો અને વિચારો જ્યારે શબ્દ સ્વરૂપ લે છે, ત્યારે એમાંથી અગ્નિ ઝરે છે. એ આગમાંથી ઉડતી ચિનગારીઓ કોઇને પણ બાળી દેવા માટે બસ થાય છે. એવાં એ દુર્જન.

હાનિમાં ભાગ લેવા જે સર્વ કોઇને નોતરે છે અને જ્યારે લાભની થાળી મળે છે ત્યારે બંધ બારણે જે એકલાં જ આરોગી જાય છે–એવાં એ દુર્જન.

જેમની અભાગી અને દોષયુકત નજર જ્યાં જ્યાં પડે છે, ત્યાં ત્યાં દુઃખ દરદ ઊભાં કરે છે અને ભગવતકથારૂપી બગીચાને જે સુકાવી નાખે છે–એવાં એ દુર્જન.

સારા ગુણ અને સંતોષ જેમના હૃદય નગરમાં જઇ શકતા નથી, કારણકે તૃષ્ણારૂપી સિપાઇ એ દ્વારમાં કાયમ પહેરો ભરતા હોય છે–એવાં એ દુર્જન.

કોઇ સંતપુરુષના ઉપદેશરૂપી ઘાવ જેમના શરીરને સ્પર્શી શકતા નથી, કારણકે લાખો કામનાની કડીવાળાં લોખંડી બખતર તેમણે પહેર્યાં હોય છે–એવાં એ દુર્જન.

રાગ ઉપરનો

એવાં દુરિજન મળે તો, સઘળી ભૂંડી ઘડી.
ભૂંડી ઘડી સઘળી, કલેશ ઘડી...એવાં–ટેક

કાછના જે કૂડા, જેના, કૂડા મનસૂબા ( ૨ );
જીભે ઝરે છે, જગતી, જોખમ ઝડી. એવાં–૧

હાણનાં ભોજનીઆં જમવા, જગતને તેડે ( ૨ );
લાભની થાળીમાં, એકલો, કાઢે હડી. એવાં–૨

વ્યથાને વધારે, હરિની, કથા કરમાવે ( ૨ );
જ્યાં જ્યાં જગતમાં, એની, નજરું પડી. એવાં–૩

શીલ ને સંતોષ કહિએ, જાવા નવ પામે ( ૨ );
હૈડામાં તૃષ્ણા કેરી, ફોજું ખડી. એવાં–૪

'કાગ' કં ન લાગે, એમાં, ગુરુજીની કારી ( ૨ );
કામનાનાં બગતર, જડી છે, લોહ કડી. એવાં–૫



# ૧૯. કેટલાં પ્રેત હસાવ્યાં ?

વાણીના ચાર વિભાગ છે અને બોલનાર ચારે જુદી જુદી વ્યક્તિઓ છે. જીભ, બુદ્ધિ, મન અને આત્મા. એ ચારમાંથી અવાજ ઉઠે છે, પણ આ કોની ભાષા છે, એની આપણને ખબર પડતી નથી.

જીભથી બોલેલું કાન સુધી પહોંચી મરી જાય છે. બુદ્ધિનું ભાખેલ બુદ્ધિને સ્પર્શી પાછું ફરે છે. મનનો ઉચ્ચાર મન સુધી પહોંચી કંઇ નિશ્ચય કરી શકતો નથી. જ્યારે આત્માની બોલી સર્વ બ્રહ્માંડને પહોંચી વળે છે અને એના બોલનો અમલ કરાવે છે.

આ ગીતમાં ત્રણ વખત કહેવામાં આવ્યું છે કે, **"મન બોલ, દિલ બોલ, આતમ બોલ."** એટલે "મન, બુદ્ધિ અને આત્મા ! તમે સૌ આજે સાચો એકરાર કરો, કે આમાં બતાવેલ આ છ મહા હત્યાઓરૂપી પાપ તમે કરેલ છે કે નહિ ?"

"આ જગતરૂપી વનરાજીમાં જુદા જુદા આચારવિચારવાળી વિચારશ્રેણીરૂપી અનેક ફૂલવેલીઓ એકબીજાથી મળેલી હતી. કોઇ કોઇનો દ્વેષ–ઇર્ષા ન કરતી. પોતાનાં પુષ્પોથી મગરૂબ થતી. જુદી જુદી અનેક રીતભાતો છતાં એકતા અનુભવતી. ફૂલલતાથી ભરચક એવી વનરાજીમાં તારા સિદ્ધાંત અને સ્વાર્થને પરાણે કબૂલ કરાવવા માટે તેં કલેશરૂપી આગ ક્યાં ક્યાં લગાડી છે ?"

"હે માનવી ! તારા વિશ્વાસે, તને મહાત્મા સમજીને, તારે ખોળે શીશ મૂકી સૂઈ જનારાઓમાંથી તેં કેટલાંનાં માથાં કાપી લીધાં છે અને એ કાપેલાં વિશ્વાસી માથાં પાયામાં પૂરી દઈ, એના પર કેટલી ઇમારતો બાંધી છે ?"

જગતથી, અને હૃદયથી, નાસીપાસ થએલા માનવીઓના માંડમાંડ બળતા આશાના દીવડાઓમાં પહેલાં તો તેં તેલ પૂર્યું, એટલે તુરત

એ ઝબકી ઉઠયા. હજુ તો તારું પૂરેલ તેલ એ દીવા પીવા નથી પામ્યા, ત્યાં તો કોઇને ખબર ન પડે તેમ તેં ક્યારે ફૂંક મારી કે એ દીપકો ઓલવાઈ ગયા.

લગ્નસમારંભો શરૂ થયા. વરકન્યા સૂર્ય અને અગ્નિની સાક્ષીએ ચોરીએ ચઢ્યાં. એ વખતે એમના હૈયામાં કંઇક ભાવનાઓ ફૂદકા મારી રહી. ગીતોથી લગ્નમંડપ ગાજી ઉઠયો. આવા હજારો અને લાખો આશા-ભર્યા મંડપોમાં ગવાતાં સુંદર શૃંગારગીતોને ઠેકાણે કોઇ ન જાણે એવી છૂપી રીતે. હે માનવી ! તેં કેટલી કાણો મંડાવી અને એ અસીમ આશાવંતાં વરઘોડીઆંના મનસૂબાઓને ધૂળધાણી કરી નાખ્યા.

હે માનવબાગના મોટેરા પાપી ! જે જમીન ખેડેલ હતી, તેમાં ભર વાવણીની વખતે વાવવાને બદલે ફરી હળ શા માટે જોડ્યાં ? ફળો પાકી ગયાં છે, એવા તારા અજ્ઞાનથી કાચાં ફળો શા માટે ઉતાર્યાં ? એકાદ ફળ તોડી કોઇ કાચાપાકાના જ્ઞાનવાળાને બતાવ્યું હોત, તો આ બગીચાનો આખો પાક નિષ્ફળ ન જાત.

પોતાના અજ્ઞાનને જ્ઞાન માનનારને હાથે કઇક માનવીઓના જીવનનો અંત આવેલ છે.

હે માનવી ! તારી કોઈ મેલી અને બુરી દાનતરૂપી મહાપ્રેતને રીઝાવવા માટે, બાળક, બુઢ્ઢાં અને કેટલા જુવાનોનો ભોગ આપ્યો ?

(આ ગીત જગતના, સમાજના અને રાજધુરાના ધરનાર મોટા માણસો માટે લખાએલ છે અને એમને ઉપર લખ્યા છ પ્રશ્નો પૂછવામાં આવ્યા છે, કે તમે જીવનમાં આવું કર્યું છે કે નહિ ? હા કે ના એ બે અક્ષરનો ઉત્તર મન, બુદ્ધિ અને આત્માના અવાજથી આપો.)

૦

રાગ–આશાવરી ભૈરવીની છાયા

મન ! બોલ, મન ! બોલ,
દિલ ખોલ, આતમ ! બોલ. મન ! બોલ–ટેક

જુદી જુદી પુષ્પ જનેતા, સાથે રમતી દાડી;
શાંત અને લીલી વનરામાં, કયાં કયાં આગ લગાડી ?
મન ! બોલ ૧

વિશ્વાસે વંદન કરનારાં, કેટલાં શીશ કપાવ્યાં ?
એ મસ્તક પાયામાં પૂરી, કેટલાં મંદિર ચણાવ્યાં ?
મન ! બોલ ૨

ડગમગતા આશાના દીવડા–માં, દીવેલ પૂરાવી;
ઓચિંતા ઝબકી ઓલાણા, કયારે ફૂંક લગાવી ?
મન ! બોલ ૩

સ્નેહી યુગલના ચિત્ત સરળને, ગીત રહેલ ગુંજાવી;
લાખો લગ્નતણે માંડવડે, કયારે કાણ મંડાવી ?
મન ! બોલ ૪

વાવી નહિં બગીચાના માળી, ખેડેલ ધરતી ખેડી;
પાકાં ફળની ભૂલે કેટલી, કાચી વનરા વેડી ?
મન ! બોલ ૫

'કાગ' પ્રથમ યૌવન થનગનતાં, બાળ, બુઢાં સળગાવ્યાં;
એ સઘળાં બળિદાનો દઈને, કેટલાં પ્રેત હસાવ્યાં ?
મન ! બોલ ૬



# ૨૦. કુબ્જાને ઘેર રાત ર’ચો

રાધાજીથી કૃષ્ણ રીસાઇ ગયા છે. ઘણા દિવસો વીતી ગયા છે. રાધાજીને ક્યાંયે ચેન પડતું નથી. એમાં કોઇ આવીને સંદેશો કહી જાય છે અને કાગળ પણ આપી જાય છે કે ‘ આજે ભગવાન અહિં આવશે.’

બીજી સખીની આગળ રાધાજી આ બધી હરખની વાત કરે છે અને છેવટે એ હરખ કેમ ધૂળધાણી થઇ જાય છે, એની આ કથા છે.

“ હે બહેન ! કૃષ્ણ આવે છે, એવા સંદેશાથી વિયોગનું અંધારું નાશ પામી ગયું અને મારા હૃદયમાં દીવડા પ્રગટ્યા. અંગે અંગે અને રુંવાડે રુંવાડે નવું તેજ આવ્યું. જાણે હમણાં જ યૌવન જન્મ્યું હોય એમ લાગ્યું. ”

“ મેં તો સોળે શૃંગાર સજ્યા. માથાના સેંથામાં સિંદૂર પૂર્યો. કપાળમાં અગર ચંદનનો લેપ કર્યો. આંખની કીકીઓમાં આત્મા રમવા લાગ્યો.”

“ ફરીફરીને પત્ર વાંચવા લાગી. કૃષ્ણના અક્ષર જેમ પારખ્યા, તેમ સુક્લકડી બની ગએલું મારું શરીર હરખમાં એટલું ફૂલી ગયું કે હાથમાં પહેરેલ ચૂડલી એકદમ તૂટી પડી. ”

“ ડેલી અને દોઢીએ અધકેરી દીપમાળ પ્રગટી. રસ્તામાં ફૂલની ફાંટુ છોડી નાખી. મારગ ફૂલડે પાથર્યો. ગોવિંદને જમાડવા માટે સોનાનો થાળ પીરસીને તૈયાર રાખ્યો.”

“ આ બધું કર્યા પછી, મેં મારું શરીર કાચમાં નિરખ્યું અને મારા રૂપનો મને અહંકાર આવ્યો. ”

“ ભગવાન ભલેને રીસાય, પણ જગતમાં મારા જેવું રૂપ ક્યાંય ન મળે, એટલે મારે ઘેર એમને આવ્યા વિના ક્યાંથી ચાલે ? ”

" ભગવાનનું ખરું નામ ગર્વગંજન છે. એનો આહાર ફક્ત અભિમાનનો જ છે."

" અચાનક કોઇ અજાણ્યો વટેમાર્ગુ અભાગીઓ સંદેશો કહી ગયો કે, કૃષ્ણ તો આજે કુબ્જાજી પાસે રોકાઇ ગયા છે અને હવે ક્યારે આવશે એ નક્કી નથી."

ઈશ્વરને આવવાની ડેલીનાં બંધ-કમાડનું જ નામ અહંકાર. એ બંધ બારણા સુધી આવી ભગવાન પાછા ફરી જાય છે.



( લાગો મેરો ગિરધારી સે ધ્યાન રે.
વેરાગણ રામા મેં તો બની—એ રાગ )

એક દિન માઝમ રાત રે, કાગળીઓ એવો દઇ રે ગયો;
મોહન પધારે તારે મહેલે રે, મોઢથી એવું કઇને ગયો—એક

ઉડચો વિરહનો અંધકાર રે, દિલડામાં દીવો પરગટીઓ;
અંગે અંગે નીતર્યાં નવાં નૂર રે, જોબનીઆનો જનમ થયો—એક ૧

સોળે સજ્યા મેં શણગાર રે, સિંદુરનો સેંથો પૂરીઓ;
અગર ચંદણનો કીધો લેપ રે, આંખડીએ આતમ રમી રે રીઓ—એક ૨

વાંચ્યો કાગળીઓ બીજી વાર રે, વા'લાનો અખસર ઓળખીઓ;
સુકાણું તે ફુલાણું શરીર રે, મારો કરનો ચુડલો તૂટી ગયો—એક ૩

ડેલીએ દીવડો મૂકાવ્યો રે, ફુલડે કેડો પાથરીઓ;
જીવનને જુગતે જમાડવા રે, સોનાનો થાળ પીરસીઓ—એક ૪

આરીસામાં જોયું મારું અંગ રે, અહંકાર મનમાં આવી ગયો;
'કાગ' ત્યાં તો કોઇએ આવી કીધું રે, કુબજાને ઘેર કાન ર'યો—એક ૫



## ૨૧. ઉદારોની આશા ભલી

આ ભજનમાં 'શું શું સારું ?' એની વિગત દર્શાવવામાં આવી છે. સત પુરુષથી થતું દુઃખ એ પણ ફાયદાકારક છે. સજ્જનોએ આપેલો ત્રાસ સારાને માટે હોય છે. રોગ પર કડવી દવા આપે ત્યારે દરદીને ખરાબ લાગે છે, પણ તે આરોગ્યને માટે હોય છે.

જગતમાં આશા કરવી તો ઉદારાત્માની કરવી, કારણ કે તે પોતાની સંપત્તિથી માનભરી રીતે માગનારને સંતોષે છે.

પોતાનાં પોષાય, બીજાંને બાળી દીએ;
એવાં સાગર જળ સદાય, એની કર માં આશા, 'કાગડા !'
કાગવાણી૦ભા. ૩

જેમ વરસાદની સર્વ કોઇ આશા કરે છે અને એ પણ પોતાની મોટાઇ સંતાડીને આશાવંતની આશાને પૂરી કરે છે. પણ વરસાદથી હજારગણો મોટો જે દરીઓ એની આશા કોઇ કરતું નથી. કદાચ કોઇ એની પાસેથી એનું પાણી માગી લાવે, તો પણ એનાથી ઉગેલ ખેતી બળી જાય છે. તેમજ લોભી માનવીથી મળેલો લાભ હાનિકારક થઇ પડે છે.

દાસમાં કોઈ અવગુણ ન હોય તો તો ઘણું સારું, જ્યાં કોઈ દુર્ગુણ પણ માફ કરવા જેવા હોય છે. જેમકે થોડી સમજણ, થોડું આળસ કે થોડું દીર્ઘસૂત્રીપણું; એ બધાં નિભાવી લેવાય તેવાં છે. પણ જો કપટી દાસ હોય તો એ મૃત્યુરૂપ છે. દાસ તો ગંગાનીર જેવો ચોખ્ખા દિલનો હોવો જોઇએ.

ભક્તની સુવાસ, એ એટલી ભલી હોય છે કે, તે યોગ્ય માનવીઓને લાગી જાય છે.

વિવેકી આત્મા પાસે વસવું, સતસંગની રુચિ, ગુરુજનનો વિશ્વાસ અને હલકાનો થાક (હાથ કરીને બેસી જવું) એ બધું ભલાકારી છે.

પોતાની શક્તિ કરતાં વ્યાવહારિક કામનો ઓછો બોજો, મૂર્ખ સાથે જાણી જોઇ હારી જવું, વિદ્યાનું દાન અથવા તો સુવાર્તાનો બોધ, અને જોઇએ એના કરતાં વિશેષ અન્નનો સંઘરો એ લાભકારી છે.

સંસારીને આંગણે મહેમાન, લગ્ન વખતે ફટાણાં ( માર્મિક મશ્કરી ગીત ), પિતાની ઇચ્છા પ્રમાણે વર્તનાર પુત્ર અને શરમવાળી સ્ત્રી એ ભલા માટે ગણાય છે.

પગમાં ધીરજનું બંધન, (ઉતાવળિયું પગલું ન ભરવું તે), વાડી પાક્યા વખતે ફળ લઈ લેવા તે, ઘરબાર, મિત્રો, સગાં અને સુખ આપવાવાળો પરિવાર હોય, તો તે ભલાકારી છે.

અને એનાથી ઊલટું હોય, તો જંગલ ચેતાવી ઇશ્વરસ્મરણ કરવું એ કલ્યાણકારી છે.

પ્રાણીમાત્ર સાથે વૈર નહિ, નિરોગી શરીર, ભગવાનની કૃપા અને દરીઆની લહેર, એનાથી આનંદ થાય છે અને આનંદી મરણથી મુક્તિ મળે છે.

●

રાગ–ઉપરનો

સજ્જન તણો ભલો ત્રાસ રે, ઉદારોની આશ ભલી;
દિલડાનો ચોખો ભલો દાસ રે, ભક્તોની સુવાસ ભલી.
સજ્જન–ટેક

ભલો છે વિવેકી પાસે વાસ રે, સતસંગ કેરી પ્યાસ ભલી;
ગુરુજીનો ભલો વિસવાસ રે, હળવા નરની હાશ ભલી.
સજ્જન–૧

ટૂંકો ભલો છે વહેવાર રે, મૂરખ સાથે હાર ભલી;
વિદ્યાનો ભલો ઉપકાર રે, સંઘરે રાખી જુવાર ભલી.
સજ્જન-૨

ભલો ઘરબારી ને મે'માન રે, વીવા ટાણે ગાળ ભલી;
ભલો આજ્ઞાકારી પુત્ર રે, લજ્જાવંતી નારી ભલી.
સજ્જન-૩

પગમાં ધીરજ ભલી બેડી રે, વાડીને તો વેડી ભલી;
સંસાર ભલો સુખ રૂપ રે, કાં તો વનની કેડી ભલી.
સજ્જન-૪

'કાગ' ભલો નરવેર રે, દેશું કેરી ખેર ભલી;
મુરારિ તણી ભલી મ્હેર રે, સમદરીઆની લે'ર ભલી.
સજ્જન-૫



# ૨૨. જીવનમાં ફેરફાર

માછલું અને દેડકું બન્ને પાણીના જીવ છે, છતાં બન્નેનાં જીવનમાં ઉત્તર દક્ષિણ જેટલો તફાવત છે.

પાણીમાં જન્મ્યાં, પાણી એ જ ઘર, પાણી જીવન અને બધો વહેવાર પાણીની સાથે, છતાં બેઉના સ્નેહમાં કેટલો ફરક છે.

માછલું પાણીથી જુદું થતાં મરી જાય છે; જ્યારે દેડકું કીચડમાં પણ જીવી શકે છે.

માછલું જળની અંદર પોતાનો ખોરાક લે છે, જ્યારે દેડકું પાણીમાં ખોરાક મેળવે છે. કાદવમાં પણ પોતાનો નિર્વાહ કરી લે છે. છેવટ ધૂળ ખાઇને પણ જીવે છે.

માછલું નીર સિવાય પુત્ર-પરિવાર અને જીવન એ બધાંનો ત્યાગ કરી મરણ પામે છે.

દેડકું પોતાની પ્રીતિનો એટલો દંભ કરી જાણે છે કે, જ્યારે પાણી સુકાઇ જાય ત્યારે જમીનમાં ઊંડે તળીએ કાદવમાં જઇ સમાધિ ચડાવી લોકોને બતાવે છે કે, પોતે પાણીને વિયોગે મરી ગયું છે. ( દેડકું આઠ મહિના સુધી જમીનમાં પ્રાણ રૂંધો રહી શકે છે. )



( કર મન ભજનનો વેપારજી—એ રાગ
એના જીવનમાં ફેરફારજી )

જીવનમાં ફેરફાર, બેઉ છે પાણીમાં વસનાર—એના. ટેક

મીન દેડક માજણ્યાં બેય, જળથકી જીવનાર જી (૨);
જળમાં જન્મ્યાં, જીવ્યાં જળમાં (૨), જળ સંગે વેપાર—એના. ૧

નીર થકી એ નોખું પડતાં, માછલું મરનાર જી (૨);
જળ સુકાતાં દેડક જોઈ લ્યો (૨), કાદવમાં રમનાર–એના. ૨

માછલાંની ટેક મોટી, જળ વિષે જમનારજી (૨);
(દેડકું) જળમાં જમશે, કાદવ ખાશે (૨) ધૂડ ધુએડણુહાર–એના. ૩

માછલીને નાવે મનમાં, પુત્ર ને પરિવારજી (૨);
નીર વિયોગે ત્યાગી દેશે (૨), દેહ અને ઘરબાર–એના. ૪

પાણી વિનાનું દેડકું, એ ખોટી ગતિ કરનાર જી (૨);
'કાગ' કપાળે જીવ ચડાવે (૨), લાવે મરણુની અણુસાર–એના. ૫



# ૨૩. રાવણની રાજનીતિ

ઘાયલ થઇને અંત ઘડીમાં રાવણ પડ્યો છે. એ વખતે રામચંદ્રજી લક્ષ્મણને કહે છે કે 'જાઓ, રાવણ પાસેથી થોડી રાજનીતિ જાણી આવો. રાજવહેવારમાં એ અતિ પ્રવીણ છે.'

લક્ષ્મણ રાવણ પાસે આવીને રાજનીતિ પૂછે છે. રાવણ જવાબ આપે છે કે 'હે ભાઇ! રાજનીતિનો ઉપદેશ કરવા કરતાં, મેં મારી રાજનીતિ તમારી આગળ ક્યારની મૂર્તિમાન રજૂ કરી છે; છતાં તમને હજુ ખબર પડી નથી?"

"સીતાજીનું હરણ કર્યું, હું ભગવાનનો ચોર બન્યો, ત્યારથી પુલસ્ત્યકુળમાં કોઇ પણ જીવવા નહિં પામે, એ મેં સારી રીતે જાણી લીધેલું. એ વાત પર ઘણો વિચાર કરી, દેખાવ પૂરતી વિભીષણને ભરસભામાં પાટુ મારી અને કાઢી મેલ્યો. તમને એમ થયું કે હવે વિભીષણ તો રાવણનો શત્રુ છે, માટે એને શરણે રાખ્યો. લંકાનો ભેદ સમજવા તમે એને લંકાધીશ બનાવ્યો. એ વાતની મને ખબર પડી, એટલે મારા મરણનો મને શોક ન રહ્યો."

"મારું ઉત્તમ બ્રાહ્મણ ખોળિયું, છતાં તમોગુણની પ્રધાનતાથી હું રાક્ષસ બન્યો અને માણસને ન છાજે એવા કઇક ધંધા કર્યા. આમાં પ્રભુપ્રાપ્તિની તો વાત જ ક્યાં રહી?"

"એટલા કારણથી આ રસ્તો મેં પસંદ કર્યો અને જગન્માતા સીતાજીને અહિં લઇ આવ્યો. એનું કારણ એ કે ભગવાન પોતાની શક્તિનો વિયોગ સહન કરી શકતા નથી; એટલે લંકાનગરીમાં તમારાં સૌનાં પગલાં થયાં."

"મારા મૃત્યુનો મને લેશ માત્ર અફસોસ નથી. પણ જો કોઇ રઘુવંશી મારી ગાદી પર બેસત, તો ભગવાનને હાથે મરવા છતાં મને સુગતિ પ્રાપ્ત ન થાત."

"મારી રાજનીતિની અજમાયશમાં હું સોએ સો ટકા ફાવ્યો છું. જુઓ. દેવ દાનવ સર્વને તાબે કરનાર એવો જે હું મહાગર્વિષ્ઠ રાવણ, એની લંકામાં, ભગવાન પણ એના મરણ પછી જઇ શકશે. પણ રામના જીવવા છતાં એમનું ધામ જે વૈકુંઠ, એમાં હું નગારાં બજાવીને જાઉં છું, છતાં ઇશ્વર પણ મને રોકવા સમર્થ નથી."

રાવણ કહે છે કે "હે લક્ષ્મણ ! લંકાની ગાદી પર તમે જો રાજા બન્યા હોત તો મારે તમને જીતવા પાછો અવતાર લેવો પડત. હવે તો મારી ગાદી પર મારો માજાયો વિભીષણ બેસશે. એ મારો ભાઇ સૂર્ય ચંદ્ર તપે ત્યાંસુધી લંકાની ગાદી પર તપજો."

આ નીતિ તે રાવણની રાજનીતિ.

●

રાગ ઉપરનો

લખમણ ! રાજનીતિની વાત જી.
રાજનીતિની વાત સુણો તમે, રાઘવ કેરા ભ્રાત ! લખમણ !–ટેક
જાનકી હરતાં જાણી લીધી મેં, મારા ઘરની ઘાતજી (૨);
વિભીષણને કાઢી મેલ્યો (૨), પ્રહારી પદ ઘાત–લખમણ !–૧
હરિને મળવા જીવ હજારો–જન્મ ગોથાં ખાતજી (૨);
સીતાજીને ચોરું નહિ તો (૨), પ્રભુનાં પગલાં ન થાત–લખમણ !–૨
જીવ લીધો એનું દુઃખ ન જરીએ, જો લંકા લઇ જાતજી (૨);
તો તો મારા આતમાને (૨), મુએ મુક્તિ ન થાત–લખમણ !–૩
મારા મરણ વિણ મારા ઘરમાં, પ્રભુથી પગ ન ભરાતજી (૨);
રામ જીવતાં વૈકુંઠ જાઉં છું (૨) મારે રૂદીએ થઇ નિરાંત–લખમણ !–૪
'કાગ' બનત તમે લંકાપતિ તો, મારે)પાછો આંટો થાતજી (૨);
મારે તખતે માડીજાયો (૨), તપે વિભીષણ ભ્રાત–લખમણ !–૫

# ૨૪. પાંચ વાત મનમાં રહી

લંકાના રણમાં રાવણ જીવનના છેલ્લા શ્વાસ લે છે. એના મોઢા પર ગર્વિષ્ઠ ગંભીરતા છવાએલ છે. વીસ આંખો આકાશમંડળનાં તળીઆં માપવાં આમતેમ ધીરી વિકળતા અનુભવે છે. અધૂરા મનસૂબાનો નિરાશાવાળો અંકુર અહંકારથી દબાઇ ગયો છે.

ભગવાન રામ એ વખતે તેની પાસે આવીને પૂછે છે કે "હે રાવણ ! તું તો વૈકુંઠ જવાનો છે અને આ સંસારમાં તારે કોઇ ઇચ્છા હવે બાકી રહી નથી. દેવ, દાનવ અને સઘળી કુદરત પર પણ તારો અમલ વરતી રહ્યો હતો. આવા વીર મૃત્યુને છાજતો હર્ષ આજે તારા મોઢા પર કેમ નથી દેખાતો ?"

જીવને ઠેકાણે લાવી, કાળને વશ થએલ ઇંદ્રિયો, મન અને વાણીને પોતાના અમલમાં લાવી, ખોંખારો મારી, મૂંછ પર હાથ દઇ, વીંધાએલ બાણોનો ટેકો લઇ, ચૈત્ર માસનો ખીલેલો ખાખરો છવાઈને પડેલો હોય, એવો રાવણ અધપડખે બેસીને શ્રી રામની સામે જોઇને બોલ્યો.

"હે રાઘવ ! મારી તૃષ્ણા અને ગર્વને પોષવા મેં બધું જ કરી લીધું છે. આજ કાલ કરતાં પાંચ વાતો જે પરમાર્થ માટે અને લોકકલ્યાણ માટે મારે કરવાની હતી, તે ન કરી શકયો અને તે પાંચે એટલી કઠણ છે કે, મારો કોઇ વારસદાર કે તમે પણ નહિ કરી શકો; છતાં હૃદયમાં સંતાડેલ એ પાંચે વાતો હું આપને કહી સંભળાવું છું."

"અત્યાર સુધી આ વાતો દીકરા, સ્ત્રી કે કોઇ પ્રધાનોને મેં કહી નથી, કારણ કે આવી વાતો અમલમાં મૂકવા પહેલાં, ડાહ્યા માણસો જાહેર કરતા નથી."

"૧. પૃથ્વીનો બોજો જે શેષ પર છે, તેને છૂટો કરી અને લોઢું તથા ઇંદ્રનું વજ્ર એ બન્નેને મેળવીને બનાવેલો એક થાંભલો ધરતી નીચે મૂકી દેવો હતો."

" ૨. દેવતાઓની સહાય કરી, મહા ધર્માત્મા એવા દૈત્યરાજ બળિરાયને તમે પાતાળમાં મોકલી દીધો છે. એનું બંધન તોડી બળિને એનું રાજ પાછું અપાવવું હતું. "

" ૩. રાત્રિનો રાજા જે ચંદ્રમા એના શરીરમાં દેખાતું કાળું કલંક કાઢી નાખવું હતું. "

" ૪. યમ લોકનો બિલ્કુલ નાશ કરવો હતો. જગતના કોઇ પ્રાણીને મરણ વખતે યમનું તેડું જ ન થાય. યમરાજને બદલે એવું યંત્ર ગોઠવી દેત કે, સૌ જીવો પોતાનાં કર્મ પ્રમાણે એ યંત્રદ્વારમાં પોતાનાં પાપ પુણ્યનો હિસાબ સ્વતંત્ર રીતે સમજી લે. "

" ૫. પૃથ્વીનો ત્રણ ચતુર્થાંશ ભાગ ખારે સમુદ્રે રોકી લીધો છે. એનું પાણી અને એ પાણીથી ખારી થએલ લાખો યોજન પૃથ્વી વગર પેદાશની પડી છે. તે દરીયામાં અમૃતના ઘડા ઠલવીને એને મીઠો કરી દેત અને બધી ખારી જમીન નંદનવન બનાવી દેત; પણ, હે રામ ! આ પાંચ વાતોનું સ્વપ્ન હવે તો મારી સાથે જ લઇ જાઉં છું. તમારાથી બને તો પૂર્ણ કરજો. "

●

રાગ ઉપરનો

મનની વાતું રઇ મનમાંય જી-
વાતું રઇ મનમાંય, રૂદીઆની સાંતેલ કહું, રઘુરાય ! મનની–ટેક

લોહ વજરનો થાંભલો, કેમ ધરણી હેઠ ધરાયજી ? (૨);
ભોરિંગ શિરથી ભાર સઘળો (૨), હવે ન હળવો થાય–મન ૧

વામન થઇ તમે બાંધ્યો બળિને, સુરની કીધેલ સહાયજી (૨);
જઇ પતાળે છોડાવત હું (૨), બંધનથી બળિરાય–મન ૨

રાત તણા રાજાને રૂદિએ, કાળો દાગ કળાયજી (૨);
કલંક એનું કાઢવાના (૨), વિચાર વણુસી જાય–મન ૩

જમપુરીને મારગ, કોઇને, જમનાં તેડાં ન થાયજી (૨);
સૌની મેળે જીવ સૌના (૨), હિસાબ સમજી જાય–મન ૪

અમૃત કેરા કુંપા આણી, ઓળત દરીયા માંયજી (૨);
'કાગ' સાગર મીઠો કરવાનું (૨), સ્વપ્નું હ્રદય સમાય–મન ૫



# ૨૫. માતા તારો પ્રતાપ

ચૌદ વર્ષ વનવાસ ભોગવી, રાવણનો નાશ કરી, ભગવાન રામ, લક્ષ્મણ અને સીતાજી સહિત અયોધ્યામાં પધારે છે. માતાઓ, રૂષિઓ અને સર્વ પ્રજા વર્ગ શ્રી રામનું સામૈયું કરવા માટે અયોધ્યાના પાધરમાં ઊભાં છે. વિમાનમાંથી ભગવાન નીચે ઉતરે છે. કૌશલ્યા આદિ સર્વ રાજમાતાઓ અને સ્ત્રીસમાજ સૌની આગળ છે. આજે અયોધ્યાનાં જડ અને ચેતન, આનંદ–આનંદ અનુભવી રહ્યાં છે. ફક્ત એક જ સ્ત્રી શરમ, પસ્તાવો અને ખેદની મૂર્તિ બની ગયેલ છે. એમના પગ પાછા પડે છે, છાતી ધડકે છે અને શરીરે પરસેવો છૂટે છે, મોઢું સંતાડવા સિવાય એમણે કરેલ પાપનું પ્રાયશ્ચિત્ત બીજું કાંઇ જડતું નથી.

આખી રામકથાનાં સર્જનહાર એ હતાં માતા કૈકેયી. ભગવાને જોયું, તો બધી માતાઓમાં કૈકેયીને ન દીઠાં. એટલે સ્ત્રીઓના ટોળામાંથી એમને ગોતી લીધાં. લાકડી પડે એમ પગમાં પડયા. આંખે આંસુધાર ચાલી. ઊભા થઇ, બે હાથ જોડી વિનંતિ કરી કે, " હે મા ! તમારે પસ્તાવાની જરા પણ જરૂર નથી. કાળના ગર્ભની કોઇને ખબર નથી. જે થવાનું હોય તે થયા જ કરે છે. પણ, હે જનેતા ! તમે મને વનમાં મોકલવાની કૃપા ન કરી હોત તો આ સાત વસ્તુની મને કદી ખબર ન પડત. "

૧ " બાપનો સ્નેહ દીકરા પર કેવો હોય, એનો જવાબ મારા વિયોગે પ્રાણ–ત્યાગ કરી મહારાજા દશરથે આપ્યો. હજારો જન્મ, બાપ મળો તો એવા મળજો. "

૨ " ભાઇ તો ખરી રીતે ભાગદાર છે. એક ભાઈ માને ધાવતો હોય અને બીજો પેટમાં હોય ત્યાંથી એ ભાગદારપણું બતાવી માનું દૂધ ઓછું કરીનાખે છે. પણ સુમિત્રાના પુત્ર લક્ષ્મણે, માબાપ, રાજપાટ, સ્ત્રી અને નિદ્રા, એ સર્વનો મારા માટે ત્યાગ કર્યો, એટલું જ નહિ

પણ લંકાના રણમાં જીવ પણ જોખમમાં મૂકયો હતો. ખરેખર ભાઈ કેવા હોય, એની પણ મને ત્યાં ખબર પડી. એવા ભાઇ ભવો ભવ મળજો."

૩. " હે મા ! જેના માટે તમે બધુ તૈયાર કર્યું. રાજગાદી પર બેસે, એટલી જ વાર હતી. છતાં ધન્ય છે ભરતને કે, જેને મારા વિના જગતભરની સર્વ સમૃદ્ધિ વિષ જેવી લાગી. મારા માટે એ ચૌદ વર્ષ તપ તપ્યો. શરીરને બાળી ખાક કરી દીધું અને અયોધ્યાની ગાદી પર મારી ચાખડી પધરાવી. જે ભરતના ત્યાગ અને મારા પરની પ્રીતિનું માપ કાઢતાં તો કવિ માત્રના ગજ નાના પડી જાય છે, એવો મારે ભાઈ છે તેની પણ મને ખબર પડી."

૪. " હઠ કરીને વનમાં સાથે આવેલી જનકપુત્રી સીતા. એ જાનકીને સાથે લેવાથી મને તો એમજ લાગ્યું કે, વનમાં સ્ત્રી સાથે લેવી, એ તો સંગાથે સાપ લેવા બરોબર છે. છતાં એનાથી ખબર પડી કે–શત્રુઓના કાવાદાવા, છળકપટ અને હદ ઉપરાંત નીચતા કેવાં હોય છે, કે જે હું અયોધ્યામાં ન જાણત."

૫. " અહો કયાં અયોધ્યા અને કયાં કિષ્કિંધા ? કયાં માનવી અને કયાં વાનર ? એટલો બધો તફાવત, છતાં મારી સાથેના એક ઘડીના મિત્રકાર્યના બદલામાં મારે માટે સુગ્રીવે જગતનું સર્વ વાનરકુળ, રાવણ જેવા બળવાન રાક્ષસના મોઢામાં હોમી દીધું. હે મા ! ભાઇબંધ કેવા હોય એની પણ મને ખબર પડી."

૬. " મેઘનાદ, કુંભકર્ણ અને રાવણ, એ શૂરવીર રાક્ષસરાજો સાથે રણમેદાનમાં આફળવાથી એમના બળની મને ખબર પડી અને મારી ભુજામાં ખરેખર કેટલું બળ છે, એની પણ ખબર પડી."

૭. " હવે છેલ્લી વાત એ સર્વોપરી અનુભવ છે. મારા સર્વ સંકલ્પની મૂર્તિ સમાન અને કોઇ પણ પ્રકારની ઇચ્છા રહિત સેવક એવો હનુમાન : સીતાની શોધ કરનાર એ મહાવીર જેવો સેવક મને

જગતમાં મળવો મુશ્કેલ છે. હે અંબા ! તમોએ મને વનવાસ ન આપ્યો હોત તો આ જીવન–અનુભવ ન મળત, માટે હું તો આપનો ખરેખર ઉપકાર માનું છું.

બીજાંના અવગુણમાં ગુણ જુએ એ જ ભગવાન,



રાગ ઉપરનો

માતા ! તારો એ પ્રતાપ જી
તારો એ પ્રતાપ, વનમાં વિગત લાધી સાત–માતા !—ટેક.
પિતાજીને કાને પડી જયાં, (મારી) વન જાવાની વાત જી (૨);
પુત્રવિયોગે પ્રાણ તજીઆ (૨), મળજો એવા તાત–માતા ! ૧
તજી નારી તજી નિદ્રા, તજ્યાં માત ને તાતજી (૨);
લંકાના રણમાં જીવ તજીઓ (૨) મળજો લખમણ ભ્રાત–માતા ! ૨
ભાઇ વિનાનો વૈભવ સળતાં, તનમાં સળગ્યો તાપ જી (૨);
ભરત કેરો પ્રેમ ભરતાં (૨), ખૂટયાં કવિનાં માપ–માતા ! ૩
વનમાં અબળા સંગે લેવી, (ઇ જાણ) સાથે લીધો સાપજી (૨);
વૈરી જનના છળ–કપટનાં (૨), જાણ્યાં સઘળાં પાપ–માતા ! ૪.
કયાંનો હું અને વાનર કયાંના, ઘડીકનો મેળાપ જી (૨);
કપિએ આખા કુળને હોમ્યું (૨), જપી મરણનો જાપ–માતા ! ૫
કુંભકરણ ને રાવણ જોધા, જેનાં જેમ અમાપજી (૨);
એના બળનું માપ મળીઉં (૨), મમ ભુજબળ માપ–માતા ૬
મારા મનડાકેરી મૂર્તિ, સીતાનો હરણ સંતાપજી (૨);
'કાગ' કે' હનુમાન મળીયો, સેવક ટાળણ તાપ–માતા ૭



## ૨૬. રામરાજ્ય

રામરાજ્યની ટૂંકી વ્યાખ્યા આ પ્રમાણે છે કે–સર્વ પ્રજાને સુખ અને જેમાંથી સુખશાંતિ ઉત્પન્ન થાય, તે સઘળાં સાધન સૌને સ્વતંત્ર હતાં.

પ્રથમ તો મોટામાં મોટું સુખ, અનાજ ઉત્પન્ન કરવાનાં સાધન. માગ્યા વરસાદ. સૌને ઘેર ઉત્તમ પ્રકારની ગાયો અને ગોધા. સૌસૌને કામ. કોઇ આળસુ થઇને બેસી ન રહે. ક્યાંય ભૂખમરો નહિ. કોઇને રોગ નહિ અને જ્યારે કોઈ માંદુ ન પડતું હોય, ત્યારે વૈદ્યની જરૂર ક્યાંથી હોય ?

સૌ અભય. સૌ નીતિવાન. ઘરોઘર ઉલ્લાસ અને આનંદ. કોઇ કોઇનું પડાવી લેવાની અને એકલા ધનવાન થવાની કોઈને ઇચ્છા પણ ન થાય.

બાળકોને શિક્ષણ આપવાવાળા શિક્ષકો આત્મજ્ઞાની, સમભાવી, ત્યાગી અને તપસ્વી. એમની પાસેથી સ્વાર્થ રહિત મળેલી જે વિદ્યા, તે જગતનું કલ્યાણ કરતી. અને કોઇ બાળકોને મદ ઉત્પન્ન ન કરતી. તમામ બાળકો એ વિદ્યાપીઠમાંથી નમ્ર અને વિનયવંત થઈ નીકળતા અને જીવનભર એ જ રીતે વર્તતા.

ઘરના રાજા, ઘરની પ્રજા, ઘરનું રાજ, ચારે વર્ણની વ્યવસ્થા અને હદ. એ બાંધેલા સમાજ અને રાજવ્યવસ્થાના હક્કો ભોગવવા સૌ સ્વતંત્ર અને કોઇની આબરૂ કોઇ લઈ શકે નહિ.

રામરાજ્યની સૌથી વધારે ખૂબી તો એ હતી કે–કોઇની સુંદર શક્તિ ન રૂંધાઈ રહેતી કે ન એનો દુરુપયોગ થતો.

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર–અતિશૂદ્ર, વાનર, રાક્ષસો એ બધાંની જ્યાં જેની યોગ્યતા હોય, ત્યાં રાજનું કામ કરવા નીમણુક થતી. એમાં ભેદભાવ, કોમભાવ કે ધર્મભાવ રાખવામાં ન આવતો.

જૂની કહેવત છે કે–ઝાઝા કાયદાવાળા સ્વર્ગમાં રહેવા કરતાં થોડા કાયદાવાળા નર્કમાં રહેવું વધારે સારું છે. જીવનવિચાર અને કાર્યક્ષેત્રોને જે રૂંધી રાખે એવા કાયદા પ્રજાને માયકાંગલી અને શક્તિહીણ બનાવે છે.

પગલું ભરવું અને કાયદો, શ્વાસ લેવો અને કાયદો, વિચાર કરવો ત્યાં પણ કાયદો. સ્ત્રી–પતિ, છોરૂ–માવતર, ભાઈ–બ્હેન અને કુટુંબ; એ બધું તંત્ર કાયદામય બનેલું હોય અને કુટુંબભાવ નાશ પામ્યો હોય, એવું જે કાયદામય જીવવું એ નાશને નોતરે છે.

રામરાજ્યમાં કાયદા બહુ ઓછા હતા. ન્યાયમાં પક્ષ ન હતો. દૂધ, દહીં, ઘી અને તેલ આદિ રસપદાર્થ, કપડાં અને અનાજ એની બધી વ્યવસ્થા પ્રજા યોગ્ય રીતે કરતી. એમાં રાજ્ય કશી હકુમત ન કરતું.

રામની રાજ્ય સભામાં નાનાં મોટાં અને જેટલા પક્ષ હતા તે બધાંને બેસાડવામાં આવતા અને એની સાચી વાત પર વિચાર કરી અમલ કરવામાં આવતો.

એક અપવાદમાં કવિ કહે છે કે મારી બુદ્ધિ કામ કરતી નથી. માતા સીતાને મળેલો વનવાસ તે ન્યાય કે અન્યાય ?



એવું હતું રામચંદ્રજીનું રાજજી

રામચંદ્રજીનું રાજ, તપતો રઘુકુળનો તાજ—એવું—ટેક.

સૌને ધેનુ, સૌને ગોધા, સૌને સૌનાં કાજજી (૨);
ભૂખ ન મળે, રોગ ન મળે (૨), ન મળે વૈદ સમાજ-એવું—૧

અભય ઘર ઘર, નીતિ ઘર ઘર, મંગળ ઘર ઘર સાજજી (૨);
કાળી લખમી ભેળી કરવા (૨), ઉઠે ન કયાંય અવાજ—એવું—૨

ગુરુ સઘળા ગોવિંદ જેવા, કૈક હતા રૂષિરાજ જી (૨);
વિનયવાળી વિદ્યા મળતી (૨), કરવા રૂડાં કાજ—એવું—૩

રાજા ઘરના, દેશ ઘરનો, સૌને ઘરનાં કાજજી (૨);
સૌની હદમાં સૌ સ્વતંતર (૨), સૌની સાબૂત લાજ—એવું—૪

ભીલ, નિશાચર, વાનર, પંખી, રૂષિ, સંત, સમાજજી (૨);
ગુણ પ્રમાણે અધિકાર મળતા (૨), કરતા રાજનું કાજ—એવું—૫

થોડા ધારા, ન્યાય નિરમળ, વસ્ત્ર, રસ ને અનાજજી (૨);
એનો વહિવટ રૈયત કરતી (૨), વચ્ચે ન પડતું રાજ—એવું ૬

રામ સભામાં છોટાં મોટાં, સૌનો હતો અવાજજી (૨);
'કાગ' સીતાને સંકટ મળીઉં, કાજ ગણો કે અકાજ—એવું ૭



# ૨૭. હીરાના વેપારીને

આ ભજનનો મર્મ કવિઓ ઉપર છે. કવિ એ સમાજનો અને જીવનકળાનો પ્રાણ છે. 'ઇતિહાસ અને લોકસંગ્રહના અક્ષરો, એ કવિઓને મુખેથી જન્મેલ એમનાં બાળકો છો. મેવાડના મહારાણા રાજ-સિંહજીએ રાજસમુદ્ર સરોવર બંધાવ્યું, તેની પાળ પર શિલાલેખમાં એક છપ્પય કોતરાવ્યો છે, જે નીચે પ્રમાણે છે.

કહાં રામ કહાં લખણુ? નામ રહિઆ રામાયણુ;
કહાં કૃષ્ણ બળદેવ? પ્રગટ ભાગોત પુરાયણુ;
વાલમીક, શુક, વ્યાસ, કથા કવિતા ન કરંતા?
તો કવણ સ્વરૂપ સેવતા? ધ્યાન મન કવણ ધરંતા?

જગ અમર નામ ચાહો જિકે,
સુણો સજીવન અખ્ખરાં;
રાજશી કહે જગરાણરો,
પૂજો પાવ કવેસરાં.

રામ અને લક્ષ્મણ ક્યારે થયા? ક્યાં છે? અને ક્યાં હતા? કૃષ્ણ અને બળદેવ ક્યાં જન્મ્યા? એમણે શું કર્યું? અને એ બધા ક્યા કારણે જગતમાં પૂજાયા? અત્યારે એમનું કોઇ મંદિર, ઘર, મકાન કે રાજમહેલ એની સાક્ષી પૂરતું નથી.

અયોધ્યા, દ્વારકા અને દિલ્હીની ગાદી પર તે પછી કંઈક રાજ-રાણા થઈ ગયા. અરે! યવનોનાં રાજ પણ એ તીર્થભૂમિ પર સ્થપાયાં અને લાખો ગાયોની કતલ થઇ. વેદ પુરાણોનાં પાનીઆં પાણી ગરમ કરવાનાં સરપણ બન્યાં. અલ્લાહો અકબરનો અવાજ કુરાનને પાને પાને ઉચ્ચારાવા લાગ્યો.

આ બધા ઉલ્કાપાતોનાં હજારો વર્ષો વીત્યા પછી રામ-કૃષ્ણનો

ઇતિહાસ ક્યાંથી મળ્યો ? કોણે સાચવ્યો–સંગ્રહ્યો અને કોણે એને કાળ અબાધિત ગાયો ?

વાલ્મીકિ ઋષિએ રામાયણ અને વ્યાસજીએ મહાભારત તથા ભાગવત વગેરે પુરાણો ન લખ્યાં હોત તો અવતારો અને એનાથી પણ મોટેરા કાળના પડદામાં દટાઈ ગયા હોત.

છપ્પયની ૪થી લીટીમાં છે કે '**કવણ સ્વરૂપ સેવતા ?**'

દેવ, દેવી કે ઇષ્ટદેવની આરાધના–એમના સ્વરૂપનું ધ્યાન લોકો શી રીતે કરત ?

ભગવાન વિષ્ણુનો ભક્ત જ્યારે એ સર્વેશ્વરનું ધ્યાન ધરે છે ત્યારે એના સ્વરૂપની કેવી કલ્પના કરે છે ?

શરીરે ધર્યાં લાલ પીતં સુ વાઘા,
પચરંગ ટેઢી ધરી શીશ પાઘા,
વળ્યા ઓડ માથે ખુલા કેશ વાંકા,
જોતાં નારીઉં વારણા લીધ જાકા.
કડચે કટારાં ભેટ લીધી કશીને,
સોળે કળાથી તેજ જેવું શશીને,
ભુજા ચતુરં જોર આજાનભારી,
નમો શંખ ચક્રં ગદાપદ્મધારી.
તુંહિ એક તું, એક તું, એક તુંહી,
નહિ દૂસરો તૂંહિ સાથે સમોહી,
તુહીં એક અનેક અદ્વૈત આપે,
અખાં વોમ તું પીઠ થાપે ઉથાપે.
તવાં ચંદ્રમાં સૂરમાં તેજ તારો,
ધરા ઉપરાં મેઘ તું એક ધારો,
રહ્યો દેવમાં દૈત્યમાં તૂજ રાજી,

રહ્યો જપમાં તપમાં તું વિરાજી,
રહ્યો જોગમાં ભોગમાં તૂંજ રાશી,
રહ્યો જીવમાં શિવમાં તું પ્રકાશી.
જુઓ ફૂલમાં બાસ છૂટે પુવારા,
તેવાં સર્વમાં રહ્યા સર્જનહારા,
જુવો બીજ તું જીવ અનેક જાયા,
સર્વે કાળના જીવ તુંમાં સમાયા.

જે ભક્તકવિ મહામુનિઓએ દિવ્ય ચક્ષુથી દેવોને નિરખી વર્ણન કરેલ છે, તેનું જ સ્વરૂપ એક પ્રાકૃત કવિની જીભે નીતર્યું છે.

ઝેર પચાવણ અને માયા રહિત, દેવના દેવ, સદાશિવ અંગેની કવિ-કલ્પના આ રહી.

ભભકે ગણ ભૂત ભયંકર ભૂતળ, નાથ અધંખર તે નખતે,
ભણકે તળ અંબર, બાધાય ભંખર, ગાજત જંગર, પાવ ગતે,
ડમરૂય ડડંકર, બાહ જટંકર, શંકર તે કૈલાસ સરે,
પરમેશ્વર મોદ ધરી, પશુ પાળણ, કામ પ્રજાળણ નાચ કરે–
જીય કામ પ્રજાળણ નાચ કરે.

ભગવાન શંકરના તાંડવનું આ ચારણી ભાષામાં વર્ણન છે અને તે રાવણકૃત શિવતાંડવ પરથી જન્મ્યું છે. શિવ સ્વરૂપની કેવી ઘોર કલ્પના તે તો જુઓ.

સ્ફુરન્ મૌલિ કલ્લોલિની ચારૂ ગંગા,
લસદ્ ભાલ બાલેંદુ કંઠે ભુજંગા,
ચલત્ કુંડલં ભ્રૂ સુનેત્રં વિશાલં,
પ્રસન્નાનં નીલકંઠં દયાલં,
મૃગાધીશ ચર્માંબરં મુંડમાલં,
પ્રિયં શંકરં સર્વનાથં ભજામિ.

માથે જટાજુટ, એમાં ગંગાના હજારો ધોધ, કપાળ પર બીજ-ચંદ્ર, આગ ભરેલ ત્રીજી આંખ, ગળામાં સર્પ, કંઠસ્થાનમાં ઝેર, હાથમાં ડમરુ અને ત્રિશૂલ, શરીરે રાખ, સ્મશાનવાસ, ભૂતપ્રેતનો સાથ અને અંગે વાઘાંબર.

ઈશ્વિરની માફક-અને એ જ રીતે વ્યાપી રહેલી મહામાયા શક્તિએ-એના વિરાટ સ્વરૂપમાંથી કવિઓની કલમે કેવું સગુણ સ્વરૂપ પકડયું છે.

જ્યોતે પ્રલંબા, જગદંબા, આદ અંબા, ઈશ્વરી,
બદનં જળંબા, ચંદ્રબંબા, ખાસતંબા, તું ખરી,
હોતે હથાકં, બીરહાકં, બજે ડાકં, બમ્મણી,
જગમાંય પરચો દીઠ જાહર, રાસ આવડ રમ્મણી.
મા, રાસ આવડ રમ્મણી.

અણવટ્ટ પાયેં, ઘણુણટ ઘૂઘર, નાક નથાં, નરમળી,
સિંદૂર તલ્લક ભાલ સોહે, છીડ માળા સાંકળી,
હેમ કાજળ, કાન ડૂલર, ધૂપ અગ્ગર, ધમધમે,
**સ્વરાય** મા ! તું ભેર રાખે, સાદ આપે આ સમે.

મહિષાસુરના મારણ વખતે વિકરાળ બનેલી ચંડીનું વર્ણન

હલક્કીય વાહનીકી અસી હાક,
ફુતાળીય વાગીય ડમ્મક ડાક,
અતતકી ક્રોધ ભુજાય અઢાર,
ભુજંગ કુરમ્મ ન ઝીલત ભાર.

હમક્કીય વ્યોમ કીયે મુખ હૂંક,
પુતક્કીય જાણ પ્રલેનળ ફૂંક,
અઢારેય હાથ લંબાવી આયુધ,
ઝટાઝટ ઘોર મંડાણોય જુદ્ધ.

સગુણ રંગની પીંછી હેઠી મૂકી કવિ કલ્પના નિરાકાર વિરાટ પાયાની પ્રતિમા ખડી કરવા પ્રયાસ કરે છે.

નિશા શામળી કામળી ઓઢ કાળી,
નમો કાળ રાત્રિ નમામી કરાળી,
તુંહી તારલે જ્યોત ઝીણી ઝબૂકે,
ફરે આભકા પંથ ફેરા ન ચૂકે.
અશાઢે સુનીલંબર અંગ ઓઢી,
તુંહી જાણીએ પાણીઆં સેજ પોઢી.
હિમંતે અનોધા હિમાળા હલાવે,
લતા પૌનમાં શીતળં ગીત ગાવે.
વસંતે તુહીં માત હેતે હુલાસી,
લતા ઝાડમાં ફૂલ ફૂલે પ્રકાશી,
તુહીં વાદળાં ધ્હાડ માથે પછાડે,
સરિતા બની ઘૂઘવે ઘોર ત્રાડે.
તુહીં સાયરાં નીર ગંભીર ગાજે,
ભીડે આંકડા વાંકડા નાટ સાજે,
ધકે હાલતા લોઢ લેતા હિલોળા,
કરંતી જળાં બોળ અંગે કિલોળા.

કવિની આંખ કયાં કયાં અને કયે કયે રૂપે માતાજીને નિરખે છે, જ્યાં બીજાની બુદ્ધિ પણ પહોંચતી નથી ?

અંધારી કાળી રાત્રિનું ઓઢણું, એની અંદર શરીર છુપાવતી, તારા ગણોમાં ઝબકી જાય છે, છતાં એનો પંથ ચૂકતી નથી.

કવિ આકાશમાં ચડે છે. અશાઢ મહિનો છે. નીચે નજર નાખે છે, ત્યાં એને જગદંબા લીલી સાડી ઓઢીને પાણીના પલંગમાં પોઢેલાં દેખાય છે. ( પૃથ્વી ).

શિયાળે હેમંત ઋતુમાં હેમાળા પરથી એની ઠંડીરૂપી ફોજ ચડે છે. શીતકાર શબ્દે ઝીણું વાજું વગાડે છે. વસંતમાં વૃક્ષે વૃક્ષે ફૂલની સુવાસમાં મ્હેકતી એ કવિની નજરે પડે છે. કડાકા કરતી વાદળીઓને પકડી પકડી ચોમાસામાં ડુંગરાઓને માથે પછાડે છે. પાછી નદીમાં મોટું પૂર બની ઘૂઘવાટ કરે છે. અરે ! ત્યાર પછી તો એ સમુદ્રમાં ઘોર નાદ કરી ગાજી ઉઠે છે. કઇક દેવીઓની સાથે હાથ–આંકડા ભીડી સાગરને હલાવી નાખે છે. ડુબકી મારે છે, ત્યારે ઓટ થાય છે અને બહાર નીકળે છે, ત્યારે સાગરમાં ભરતી ચડે છે. કેવી વિરાટ શક્તિ !

એક ભજનની આટલી લાંબી પ્રસ્તાવના શા માટે ? એનું કારણ એટલું જ કે કવિ એ તો હીરાનો વેપારી છે એને ત્યાં જીવન અને ચારિત્ર્યને દીપાવનાર ઝવેરાત મળે છે. કેવી રીતે વેપાર કરવો એની થોડી ભલામણ અહિં કવિને કરવામાં આવી છે.

હે ભાઇ ! તારે હીરાનો વેપાર છે. વળી તું ઝવેરી છે, તો એટલું ખાસ ધ્યાન રાખજે.

કઇક મફતભાઇ બિનધંધાર્થી બજારે બજારે ચીજ રકમ જોતા ફરતા હોય છે. તે તારી દુકાન રોકીને જુકે જુકા બેસશે. એમના મોઢા પરથી પારખી કાઢજે અને એવા મફતીઆ આગળ તારું ઝવેરાત ન ધરજે.

ઘણાક ઉધારીઆ ભાઇઓ હોય છે. એની સાથે તું કદી વેપાર ન કરજે, કારણ કે એ તો મૂડી વિનાના (કુપાત્ર) છે. એમને માલની ધીરધાર કરીશ, તો તારો માલ જશે અને છેવટે તમો બન્ને વચ્ચે કડવાશ થશે.

હા, એક વાત છે કે જેમને પોતાના જીવન કરતાં પણ વચનની કિમ્મત વધારે છે, એવા અડગ માણસો જો ઉધાર માગે તો ખુશીથી એમની સાથે ઉધાર ધંધો કરજે.

કદાચ ઘણા દિવસો જાય અને તારા માલનો કોઇ ખરીદનાર ન આવે તો અકળાઇ મુંઝાઇને 'જલદી વેપાર કરી લઉં' એવી આશાથી ઝવેરીની બજાર છોડી બકાલીઓની બજારે જઇ બેસતો નહિ.

ઉપરાંત હીરા વેચવા માટે કોઇને દલાલી પણ ન આપજે. સાથે દલાલ લઇને જે પોતાનો માલ બજારે વેચવા ગયા, તે હજુ સુધી પાછા નથી આવ્યા, કારણ કે એ પોતે જ જગતની બજારે વેચાઈ ગયા છે.

ભલે કોઈ લેનાર ન આવે તો પણ તારી હૃદય-હાટડી ખોલીને ચુપચાપ બેસી રહેજે, તો એક દિવસ એક જ માણસ એનો પારખુ આવશે અને તારો માલ ખરીદી જશે, ત્યારે તને એટલો નફો મળશે કે તારો બેડોપાર.



વીરા ! તારે હીરાનો વેપારજી......

હીરાનો વેપાર, તું ઝવેરાતનો જાણુણહાર—વીરા—ટેક.

કઈક મફતીયા ફરે બજારે, બેસશે રોકી બારજી (૨);
મોઢું જોઇને ખોલજે, તારી (૨) તીજોરીનાં દ્વાર—વીરા—૧

મૂડી વિનાના માનવી સાથે, કરીશમાં વેવારજી (૨);
નફો ન મળશે ઘરનું ટળશે (૨), હાંસલમાં તકરાર—વીરા—૨

જીવન કરતાં જીભ તણી જે, કિમ્મત છે કરનારજી (૨);
એવા માગે માલ તારો (૨), તો આપી દેજે ઉધાર—વીરા—૩

આંગણે તારે કોઇ ન આવે, હીરાનો લેનારજી (૨);
(પણ) શેરી ઝવેરીની છાંડી ન જાજે (૨), બકાલીની બજાર—વીરા—૪

ફાંટ બાંધી એની ફેરી ન દેજે, દલાલોને દ્વારજી (૨);
વેચવા ગ્યા એ પંડે વેચાણા (૨), જગતને બજાર—વીરા—૫

હૈડા કેરી હાટડી ખોલી, બેસી રે તારે બારજી (૨),
'કાગ' ઝવેરી કોઇ મળી જાશે (૨), તારો બેડલો થાશે પાર—
વીરા—૬



# ૨૮–ખીલ્યાં ત્યાં જ કરમાણાં

સદ્‌ગુણોનો અને શક્તિનો દુરુપયોગ અથવા બિનઉપયોગ થાય છે, ત્યારે સમજુ માણસોને એનો અફસોસ થાય છે.

દૂર દૂર પર્વતોના શિખરો પર ઊગેલાં ફૂલ ઝાડોના ફૂલોની એ જ દશા થાય છે. ન તો કોઇ એનું રૂપ જોઇ શકે છે, ન કોઇ એની કોમળતાને સ્પર્શી શકે છે, કે ન કોઇ એની સુવાસ લઈ શકે છે. આજે ખીલે છે, અને કાલે ત્યાં ને ત્યાં જ ખરી પડે છે, એનો એક મોટો ઢગલો થાય છે.

કોઇ રખડતો–રઝળતો માનવી ત્યાં જઈ ચડે છે. ખરી પડેલા ફૂલને વાચા ઊપજે છે. એ પોતાની વેદના ભાખી, થોડુંક હૈયું હળવું કરે છે.

“હે ભાઇ! અમે જ્યાં જન્મ્યાં ત્યાં જ દટાણાં. કોઇ ભક્ત, કોઇ પૂજારીનો ભેટો ન થયો. ભગવાનના કંઠમાં ધરાતી માળા સુધી ન પહોંચી શક્યાં.”

“કોઈ બ્રાહ્મણ કે જતિ પણ ન મળ્યો. અને ભગવાન શંકરના માથા સુધી પણ અમે ન જઇ શક્યાં.”

“જેમણે મનને જીત્યું છે, જે સંસાર–મંથનથી નીકળેલું હળાહળ ઝેર પચાવી ગયા છે, એવા મહાત્માઓની પગપૂજાથી પણ અમે દૂર રહ્યાં.”

“જે હજુ જુવાનીના દ્વારે પહોંચ્યા છે, જેમના સાંસારિક મનસૂબા ઊગીને ઉભા થાય છે, એવા જે જોબનને પહેલે પગથિયે પહોંચી અને ધર્મયુદ્ધમાં મરી ફીટયા છે, તેમની ધગધગતી ચિતાને ઠારવા અને અભિનંદન આપવા પણ અમે ન જઇ શક્યાં.”

“અહો! કોઇ મધમાખી કે ભ્રમરો પણ અહિં ન આવ્યાં. નહિ તો મીઠું મધ બનીને જગતને મોઢે જાત!”

છેવટે કરમાએલ ફૂલ મરી જવા પછી પણ પોતાના અવશેષો-માંથી કંઈક સુવાસ રહી જાય એ માટે કહે છે કે, "અરે! ખરી પડયા પછી કોઇ અતરીઓ પણ ન મળ્યો કે અમોને આગમાં ઓરી અમારું અત્તર કે તેલ તો બનાવત. (તેલ બનાવવા ફૂલને બે દિવસ કરમાવાં દેવાં જોઇએ. આ ગીત બહુ વહેલું બન્યુ છે પણ છપાતાં રહી ગયેલ)



દૂરે ઊભો દુબળો—એ રાગ.

ખીલેલાં એ ઠેકાણે કરમાણાં રે
......વનરાયું કેરાં ફૂલડાં રે જી....ખીલેલાં—ટેક

ન મળ્યો ભગત એને, ન મળ્યો પૂજારી (૨);
અમે મોહનની માળામાં નો વીંધાણાં રે—વનરાયું—૧

ન મળ્યો જતિ કે એને, ન મળ્યો જોગીડો (૨);
એથી શિવજીને માથે નો ચડાણાં રે—વનરાયું—૨

મનડાં જીતેલાં જેણે, વિખડાં જીરવીયાં (૨);
એના પગની પૂજામાં નો પોગાણાં રે—વનરાયું—૩

ઉગીને કપાણા શૂરા, ધર્મને ધીંગાણે (૨),
એની ધખતી રાખુમાં નો રોળાણાં રે—વનરાયું—૪

માખી મળી નહિ કોઈ, ન મળ્યો ભમરલો (૨);
મધની મીઠાશું લઇ અળપાણાં રે—વનરાયું. ૫

'કાગ' કે' મળ્યો નઈ એને, છેવટે અતરીયો (૨),
એનાં અંગડાં આગ્યુંમાં નો બફાણાં રે—વનરાયું. ૬



# ૨૯. હતા બે દિલતણા ટુકડા

સુખની આશાએ આદરેલા પુરુષાર્થનું ફળ દુ:ખ, જીવનની આશાએ કરેલાં કર્મોનું ફળ મરણ અને આનંદની ઇચ્છાથી કરેલી મહેનતે જન્માવેલી ચિંતા.



ગજલ.

હતું ઘનઘોર જંગલને, મસી મુખમાં હસી રજની;
અતી જાણી હૈયું હરખ્યું, હતી એ સિંહની આંખ્યું. ૧

વિષમ જ્વરની ધખી ધૂણી, પડ્યો ત્યાં ડંખ વીંછણનો;
શીતળ જળ જાણીને પીધું, હતો મદિરાતણો પ્યાલો. ૨

પડી ગઇ નાવડી ઊંધી, બૂડતાં આત્મ અકળાયો;
મળ્યો ટેકો મહાજળમાં, મગરનું એ હતું માથું. ૩

મુસાફર માર્ગ ભૂલેલો, ઉતરતાં 'કાગ' અંધારાં;
નિરખતાં ગામ હરખાણો, હતી નગરી ધૂતારાની. ૪

તૂટેલું દિલ કિનારીથી, પડેલા ઘાવ બે દિલના;
દિલાવર દિલ ગણી સાંધ્યું, હતા બે દિલતણા ટુકડા. ૫



ગઝલ

સીતાને ઘોર જંગલમાં, પડે ઉનાં નયન પાણી;
સમાણી ભૂમિમાં અંતે, દુહાઈ રામની લોપી— ૧

ઢળ્યા કુરુક્ષેત્રમાં ક્ષત્રિય, મળ્યા જઇ મોતને કૌરવ;
બળ્યાં વૃદ્ધો બધાં વનમાં, દુહાઈ ધર્મની લોપી— ૨

યવન દળ દેશમાં આવ્યાં, પડ્યો પૃથીરાજ પિંજરમાં;
ચડ્યો ઇસ્લામનો નેજો, દુહાઈ સંપની લોપી— ૩

પછાડી પાદશાહીને, હસ્યા અંગ્રેજના બેટા;
જફર મ્હેતો બની જીવ્યો, દુહાઇ ન્યાયની લોપી— ૪

જુવો ગોરાતણી તોપો, બધી ગોળા સહિત સૂતી;
ગયા હસતા અને રોતા, દુહાઇ [1]તોષની લોપી— ૫

થયા છે ભાગ ભારતના, દી'સે છે ભાગ સંઘોમાં;
પડ્યા છે ભાગ દિલ દિલના, દુહાઈ ગાંધીની લોપી— ૬

હૃદયમાં આગ ઉઠે છે, પડે છે ચોતરફ ચીસો;
અમારાં 'કાગ'એ કર્મો, દુહાઇ કૃષ્ણની લોપી— ૭



---

૧ સંતોષ

## ૩૧. અયોધ્યાની નારી

ભારતના ઇતિહાસ અને પુરાણોમાં નવે રસ મૂર્તિમાન જીવતા છે. તેમાં વીર અને કરુણ બે રસ પ્રધાન છે અને એમાં પણ જ્ઞાન-ભક્તિનાં છાંટણાં તો હોય જ. દરેક પ્રસંગનો અંત ઇશ્વરાર્પણમાં જ આવવાનો.

ઘોર લડાઈ લડતો શૂરવીર મરણની મોજમાં પોતાનું સર્વસ્વ ભગવાનને અર્પણ કરે છે. દૈત્ય કુળના હોવા છતાં બળિરાજા દાનમાં રાજપાટ-પૃથ્વી સમસ્ત આપે છે અને અધૂરા દાનની પૂર્ણાહુતિ પોતાના શરીરથી કરે છે અને એ બધાં કર્મનું ફળ હરિને ચરણે ધરે છે.

મહાભારતના મહાસુભટ અને બંને પક્ષોના દાદા ભીષ્મપિતામહ રણમેદાનમાં ભગવાનથી અચકાતા નથી પણ તાકીતાકીને કૃષ્ણને રૂંવાડે રૂંવાડે ભાલાં પરોવી દે છે. હાથમાં ચક્ર ધારણ કરવા ફરજ પાડે છે. લડતાં લડતાં સ્વેચ્છાથી કાળને સ્વીકારી બાણપથારીમાં પોઢે છે અને પછી પોતાના ઇષ્ટદેવ અને અવતારી માનેલા શ્રીકૃષ્ણને બોલાવી તેની સ્તુતિ કરે છે. એ સ્તુતિમા પોતે ભગવાનને મારેલા બાણથી ભગવાનની રણભૂમિની છબિનું આબેહૂબ ચિત્ર ઉઠાવે છે. છેવટે જેની સામે લડે છે, તે ભગવાનનું શરણ સ્વીકારે છે. ભારતની આ ભવ્ય નીતિ બીજા કોઇ દેશના ઇતિહાસનાં પાનામાં નથી આલેખાણી. ધર્મનું પાલન કરવા માટે હદ ઉપરવટના સંગ્રામ અને હદ ઉપરવટનાં-સર્વસ્વનાં દાન આર્યોએ સદાય આવકાર્યાં, સન્માન્યાં અને એ શુભ કાર્યોમાં સર્વસ્વનાં બલિદાન કર્યાં, મૃત્યુને ભેટવામાં આનંદ માન્યો.

આપણા સર્વ ઇતિહાસોમાં વચન પાળવાની મહત્તાને સૌથી મોટું સ્થાન અપાએલ છે. પોતાના વચન ખાતર સાંસારિક વૈભવ તો ઠીક પણ મરણ કરતાં વિશેષ દુઃખદાયક અને કરુણ-ભયંકર જીવનને આપણા પૂર્વજોએ હસતાં હસતાં સ્વીકાર્યું છે.

આપણો ઇતિહાસ એમ બોલે છે કે વચનભ્રષ્ટની ભક્તિ, સેવા, ઉદારતા અને શૂરવીરતા ઇશ્વરના દરબારમાં જરા પણ ગણવામાં નહિં આવે. વચનભ્રષ્ટ થએલા જીવતા પુરુષને ઇતિહાસ અને સમાજ બંને મરી ગએલો માને છે.

બીજી બાજુ ધન, રાજ્ય, વૈભવ, કુટુંબ અને મનોરથોનો સર્વ-નાશ થયા પછી પણ માનવી વચન પાળી શકતો હોય તો ઇતિહાસ તેને પુષ્પહાર પહેરાવે છે અને દેવ માનીને તેની પૂજા કરે છે.

મૃત્યુનું દુ:ખ ક્ષણ માત્રનું છે. જીવન અને મૃત્યુ વચ્ચેની જે સીમા તે વટાવતાં ફક્ત પળવાર દુ:ખ લાગે છે. પછીની સ્થિતિમાં તો સ્મૃતિ રહેતી નથી. પણ વચનભ્રષ્ટ થએલા માનવીનું દુ:ખ મૃત્યુના દુ:ખથી વિશેષ છે. સમાજના તિરસ્કાર અને ધિક્કારમાંથી જન્મતી ક્ષુદ્રતા અને હીનતા તેને સદાકાળ સંતાપતાં હોય છે.

વચનને ખાતર મહારાજ દશરથે મૃત્યુને સ્વીકાર્યું, શ્રી રામે વનવાસને વધાવ્યો. રાજ્ય અને રાજકુટુંબનું જીવન કરુણ બની ગયું; છતાં વચનભ્રષ્ટતાની રેખા પર પગ મૂકવાને કોઇ પણ વૈભવ કે લાલચ એમને લોભાવી શક્યાં નહિં.

વિશ્વામિત્રે રાજા હરિશ્ચંદ્રને કસોટીએ ચડાવ્યા. રાજ્ય માગ્યું, સત્તા માગી, વૈભવ લીધો. રાજા ચાલી નીકળ્યા. ચાંડાળને ત્યાં નોકર રહ્યા. મહારાણી તારામતી પરિચારિકા–દાસી બન્યાં. કુમાર રોહિદાસ સહિત ચાકરી સ્વીકારી. એટલેથી વિશ્વામિત્રની કસોટીના કાળા પાણી પર સો ટચ સોનાનો લીસોટો ન પડ્યો. રોહિતકુમારને નાગ કરડ્યો. એનું મૃત્યુ થયું.

મા દીકરાને સ્મશાને પહોંચાડે છે. કાળી રાતમાં કાશીના સ્મશાનમાં સોએક ચિતાઓ બળી રહી છે. કોઈ માનવી એ ભૂમિમાં

નથી. એક મુડદું અને એક મા એ બે એ ભૂમિમાં દાખલ થાય છે. પોતાનું ઓઢણું ફાડી જનેતા પુત્રને એ ખાપણમાં વીટે છે. અધ-બળ્યાં લાકડાંનો ઢગલો કરે છે. ફુંક મારે છે. અગ્નિ પણ કરુણ બની રડવા લાગે છે. આસપાસ ભૂતાવળનાં ટોળાં હસે છે. એની બીકમાં રાત પણ ત્યાંથી ભાગવા માંડે છે, પણ પુત્રને અગ્નિદાહ દીધા સિવાય માથી કેમ ભાગી જવાય ? મહામહેનતે અગ્નિને ચેતાવે છે, ત્યાં પાછળથી હાક ઉઠે છે: ખબરદાર ! મસાણનું દાણ દીધા વિના મુડદું બાળીશ નહિ. સામું જુવે ત્યાં ઝાંખા પ્રકાશમાં રાજા હરિશ્ચંદ્રના મોઢાને દુઃખણી તારામતી ઓળખી જાય છે. તલવાર ઉપાડેલ હાથ અને રાણીની આંખો સૌ ચિત્રામણ ચિતર્યાં માફક સ્થિર થઇ જાય છે. એકેને આંસુ પણ આવતું નથી. કારણ કે એક પણ આંસુ બાકી રહ્યું ન હતું.

આ બનાવનો તાપ વિશ્વામિત્ર સહિત ત્રણે દેવોને લાગે છે. અને બ્રહ્મા, વિષ્ણુ અને શંકર હાજર થઇ જાય છે. " માગ માગ... રાજા ! માગ, તારી ટેક પર અમે પ્રસન્ન થયા છીએ ! " સ્વપ્ન માફક બધો પ્રસંગ બદલી જાય છે અને જતાં જતાં ભગવાન કહેતા જાય છે કે " હે રાજા ! તારા જ વંશમાં હું થોડા સમય બાદ રામાવતાર ધારણ કરીશ."



...કમાડે કરતાલ બજાવે કોણ છે માજમ રાત–એ રાગ

**એકલી ઊભી કોઇ અટૂલી અજોધાની નાં....ર (૨);**
**બાપ બેટાનાં દાણ માગે છે, મસાણું મોઝાર–એકલી–ટેક**

**રાણી હતી તે દાસી બનેલી, દાસ થયો રાજકુમાર (૨);**
**વેણુ કાજે હરિચંદ વેચાણો, બારવાળાને બાર–એકલી ૧**

ભૂત હોંકારે ને પ્રેત ખોંખારે, ડાકણીના પડકાર (૨);
તોય તારાંદેનું દિલ ન કંપ્યું, કંપી ઉઠયો કિરતાર—એકલી ૨

ઓઢણું ફાડીને લાસ ઓઢાડી, ચુમી લીધી બે ચાર (૨)
જાયાને માથે ઊભી જનેતા, આભ ડોલાવણહાર—એકલી ૩

બળતી [1]ચેમાંથી ઈંધણાં લાવી, પુત્રની પાળણહાર (૨);
ફુંક મારે ને આગ ચેતાવે, ન સળગે અંગાર—એકલી ૪

"દાણ દીધા વિના દાગ ન દેજે", હાક ઉઠી તે વાર (૨);
સામું જોયું ત્યાં સ્વામી પોતાનો, તાણી ઊભો તલવાર—એકલી ૫

હાલ્યો હેમાળો ને ધરણી ધ્રૂજી, દેવનાં કંપ્યાં દ્વાર (૨);
શિવ, બ્રહ્મા, હરિ ધોડી આવ્યા, (એને) તાપ લાગ્યો તે વાર—એ. ૬

"ધન રાજા! રાણી! ટેક તમારી, ધન્ય છે રાજકુમાર (૨);
'કાગ' કે' તારા કુળમાં લઈશ, હું, અજોધામાં અવતાર"—એકલી ૭



---

૧ ચિતા

## ૩૨. નટવર નંદકિશોર

કવિ, પંડિતો અને અનુભવી ભક્તોએ ઈશ્વરના રૂપ કરતાં નામનો મહિમા અધિક ગાયો છે. ચતુર્ભુજ અને મોરમુકુટધારી ઈશ્વર ઘરોઘર પ્રગટતો નથી. જ્યારે ઈશ્વરનું નામ જીભે જીભે ફરી વળે છે. ઈશ્વરને પ્રગટાવવા માટે મહા કારણો જોઈએ છીએ, જ્યારે હરિનામ કાયમ પ્રગટે છે નામનો મહિમા સંત તુલસીદાસજીએ રામાયણમાં જે ગાયો છે અને જે યુક્તિથી સજાવટ કરી છે, એ યુક્તિ ક્યાંય જોવામાં આવતી નથી. કારણ એ છે કે પોતે નામનો મહિમા બરાબર જાણ્યા પછી જ જગતના ચોકમાં એ અનુભવ મૂક્યો અને એનાં કારણો પોતે જાણ્યાં-સમજ્યાં. એ આચરણમાં ઉતાર્યાં અને રગેરગમાં પચાવ્યાં-વણી લીધાં. અને પછી જ એની વાત માંડી.

ઈશ્વર નામના બળની આપણને ખબર નથી. એના મહિમાને આપણે જાણ્યો નથી. હરિજપથી અદૃષ્ટ વાતાવરણમાં અને હૃદયમાં શું અસર થાય છે, એ દરેક માનવી જાણી શકતો નથી. જેમ કોઈ રોગની દવા ખાઈએ છીએ ત્યારે પેટમાં ગયા પછી તે દવા કેવી રીતે કામ કરે છે તે આપણને ખબર પડતી નથી, છતાં ઘણા દિવસના સેવન પછી પરિણામરૂપે એનો અનુભવ થાય છે. તેમજ આપણે એક વખત કૃષ્ણ કહ્યું, તેથી શો લાભ થયો ? એની સમજ તુરત જ પડતી નથી. પણ દવાની પડીકી માફક એણે તો એનું કામ કર્યું જ હોય છે.

તાર ઓફિસમાં તારના સંચાને કડકટાક કરી ખખડાવીએ, ત્યારે ફક્ત ગમ્મત ખાતર કરતા હોઈએ તો પણ સાચા ખોટા એ કડાકા કેટલે ય દૂર દૂર ઠેકાણે બોલી ઊઠે છે. કેટલીક વખત દૂરનો તાર-માસ્તર કોણ સંચો હલાવે છે, એની તપાસ કરે છે. એ જ રીતે આપણી જીભના સંચા પર કરેલું હરિસ્મરણ પણ કઈક હૃદયરૂપી

સંચા ખખડાવે છે અને કેટલીયે વાર એનો ખખડાટ મોટી ઓફિસ-માં પહોંચે છે અને બધી તાર ઓફિસના ઉપરીને જગાડી દે છે. દાખલા તરીકે પ્રહ્લાદ, દ્રૌપદી, મીરાંબાઇ, નરસી મ્હેતો અને સંત તુલસીદાસજી. એ બધાએ નામજપરૂપી સંચાને ખૂબ ખૂબ ખખડાવ્યો અને વૈકુંઠની હેડ ઓફિસમાંથી મોટો ઉપરી (ભગવાન) દોડી આવ્યો.

મહાત્મા તુલસીદાસજીએ નામ પ્રભાવને રૂપ કરતાં બહુ ચડીઆતો ( દાખલા-દલીલથી ) વર્ણવ્યો છે અને તે એ રીતે કે, જે માણસના નામની આપણને ખબર ન હોય તે ઘણી વખત મળી જાય છતાં આપણે તેને પારખી શકતા નથી. જ્યારે એ જ માણસને આપણે કદી ન મળ્યા હોઇએ છતાં એનું નામ લઇ ઊંચેથી સાદ કરીએ તો એ જ્યાં હોય ત્યાંથી સામો સાદ આપે છે.

એટલે નામના પરિચય પછી રૂપના મિલનનો સ્વાદ અને પરિણામ સંભવે છે અને રૂપના પરિચય સિવાય પણ નામ એને દોરી લાવે છે. જેમ એક દિવસ ગયો એટલે આપણું કેટલું જીવન ઓછું થયું, તેની આપણને ખબર પડતી નથી; કારણ કે એનો તોલ એટલો સૂક્ષ્મ છે કે એ ક્યાસમાં આવી શકતો નથી, તેમ એક વખત રામ નામ લેવાથી કેટલો ફાયદો થાય છે, તેની સમજણ આપણને પડતી નથી. જેમ અનેક કણ ભેગા થયા પછી એની એક રોટલી કે રોટલો બને છે અને તે ભૂખનો નાશ કરે છે. પણ એમાંથી એક દાણો ખાઇએ તો કેટલી ક્ષુધા તૃપ્ત થઇ એની ખબર પડતી નથી. તેમજ એક કણરૂપી હરિનામથી કેટલું દુઃખ ઓછું થયું, તેની સમજણ પડતી નથી. પણ જરૂર એનો ફાયદો તો થાય જ છે. નામ જપ કરીને અનેક માણસોને સંસારનાં દુઃખથી મુક્તિ મળે છે માટે આપણને હરિ સ્મરણ જેવું બીજું કંઇ ફાયદાકારક નથી.



ભૈરવી

ભજો મન નટવર નંદકિશોર
જેહિ સુમિરનસે ભવ ભય ભાંગે
આનંદ આઠોં પ્હોર.... .... ....ભજો મન ટેક

વ્રજ વનિતા ગણ ગોપ રૂ ગ્વાલનિ,
ચિત્ત વિકટ નહિં ઠોર;
મોહન રટિ રટિ પાર ભયે વે,
જન્મ મરન દધિ ઘોર....ભજો ૧

હિય નિર્મલ આશા સબ ભાગે,
સુખ ભાસે ચહુ ઓર;
તનમેં મનમેં ઓર નયનમેં
ખેલે મુકુટ— મોર...ભજો ૨

જીવનકે, જિયકે, સુત વિતકે,
છૂટે બંધન તોર;
જ્યોં સરિતા સાગર દિશિ ધ્યાવે,
દિલકા વૈસા દોર....ભજો ૩

પાપ હટે, હિય મેં રવિ પ્રકટે,
ઉમટે આનંદ ઓર;
'કાગ' કિસનકો નામ અસિ વહ,
કાટતી બંધ કઠોર....ભજો ૪



# ૩૩. અજવાળું

પ્રકાશ કેટલો નિરમાની અને પરોપકારી છે! બીજાનું ભલું કરવા માટે હર કોઈ પળે એ તૈયાર રહે છે. કોઈ બોલાવે કે એક પળની પણ વાર લગાડ્યા સિવાય તુરત દોડી આવે છે. કોઈ કાઢી મેલે કે તુરત ભાગી જાય છે. રસ્તામાં ખેતરમાં બજારમાં ધૂળમાં સૂઇ રહે છે. કોઈ છત્રીપલંગ પર પોઢાડે તો ત્યાં પણ પોઢે. ખુલ્લાં દ્વારમાં એ કાયમ આવે છે. દ્વાર બંધ કરો તો રહેવાની રકઝક કરતો નથી. વળી દરેકનાં દ્વાર આગળ જેમ પગારદાર બેસી રહે, તેમ હાજર રહે છે. બોલાવે કે તુરત આવે છે. ગામડી ભાષામાં આપણે એને અજવાળું કહીએ છીએ. એને બોલાવવું, એટલે બારીબારણાં ખુલ્લાં કરવાં અને રજા આપવી એટલે બંધ કરવાં, એવો આ ગીતનો ભાવાર્થ છે.



રાગ—ભૈરવી, આશાવરી છાયા

તમારાં દ્વાર ખોલો તો આવું,
બાર તમારે કાયમ બેસું (૨),
યાદ કરો તો આવું...તમારાં ટેક

માન નથી, અપમાન નથી મન,
હર્ષ શોક ના લાવું...;
સાદ કરો તો દોડી આવું (૨),
કાયમ ફરજ બજાવું....તમારાં—૧

કદિએ મારા મનમાં ના'વે,
ઉપર પડતું જાવું....;
દિલ પ્રમાણે ડગલું માંડું (૨),
ઈંચ ન આગળ આવું....તમારાં-૨

કાઢી મૂકો એનું કદિએ,
દિલમાં દુઃખ ન લાવું....;
સેજ તળાઇએ પોઢું નહિં તો (૨),
શેરીમાં સુઈ જાઉં...તમારાં-૩

'કાગ' નિયમ છે કાયમ એવો,
ખુલ્લા દ્વારમાં જાવું...;
હું અજવાળું જગ અજવાળું (૨)
બાર નહિ ખખડાવું...તમારાં-૪



# ૩૪. તળાવનાં નીરને

હે સરોવરનાં પાણી ! તમે તળાવના બંધનમાં આનંદથી રહેજો. પવનને હિલોળે ચડીને તમે પાળ ( બંધ ) સાથે ખુશીથી અથડાજો, પણ હસતાં, હસતાં, હો !

હે નીર ! આ જગતમાં જુદાઇ કરાવનારાં બહુ છે, પણ સંપ કેળવનારાં તો કોઇક જ છે. હોડી (વહાણુ) તમારા બે ભાગ કરી દેશે. ભલે કરે, તમે ફરી પાછાં હતાં તેમ એક થઇ જજો. નાવડી પર ગુસ્સો ન કરશો, તેને તો ખુશીથી તરવા દેજો. કોઇ તરતાંને ડુબાડવું એ પાપ છે.

બંધનમાં રહેવાથી તમોને અકળામણ થશે અને એ અકળામણના આવેશમાં સ્વતંત્ર થવાના બહાના નીચે સ્વચ્છંદી થઇ, બંધનો તોડી બહાર નીકળશો, તો ક્ષણભર તમે બળવાન છો, લ્હેર કરો છો, દોડો છો, એવો ખોટો ભ્રમ થશે, પણ થોડે દૂર જશો કે તમારી શક્તિનો નાશ થઇ જશે, અને-તેથી તમારો પણ નાશ થશે. એટલું જ નહિં પણ તમારે આશરે રહેલાં કરોડો જલજંતુ પણ તમારી સાથે બહાર આવવાથી મોતને ભેટશે. ચોમાસું તમારા હૃદયમાં કાદવ કીચડ ભરી દેશે. નાળા વાટે જો એને બહાર નહિ જવા દો અને છાતીમાં ગારો ભરી રાખશો તો તો તમે સ્વચ્છ મટી જઇ ડોળાં-મલિન બની જશો અને ઘણો કીચડ હૃદયમાં ભરાવાથી તમારું ઊંડાપણું ચાલ્યું જશે, જેથી તદ્દન છીછરાં અને હલકાં બની જશો.

તળાવમાંથી નીકળતી નહેરોમાં ખુશીથી હરજો-ફરજો અને મનગમતાં રૂપ ધરજો. એટલે ફળ, અનાજ, ઘાસ વગેરેનું સ્વરૂપ ધરી તમો જગજીવન એવા તમારા નામને દીપાવજો. કારણ કે તમે ભૂખ્યાંના પેટ ભરશો, જેથી તમારું જગજીવન નામ સાર્થક થશે. તમારા દિલનું ઊંડાપણું

નાશ પામશે, તો તમારામાં ખીલેલાં કમળો સુકાઈ જશે. ઉપર માછલાં દેખાશે, જેથી હંસો તમારો કિનારો છોડી ચાલ્યા જશે અને માછલાં-ઓના જમનાર બગલાઓ તમારે કાંઠે આવીને વસી જશે.

કોઈ તમોને પીશે, કોઈ તમારી અંદર ન્હાશે અને કોઈ મેલાં કપડાં ધોઇ સાફ થશે. તેમની સામે મીટ માંડ્યા સિવાય તમે તમારે માર્ગે જ જજો.

નહેરનો જે ધોરીઓ હોય, તેમાં સ્વાર્થરૂપી છિદ્ર તમોને નહેરનો પંથ ચુકાવી આડે માર્ગે દોરી જાય તો તમારા રખેવાળ પાણતીઆને જાહેર કરજો. ( એટલે આત્માને પૂછજો. તે કાયમ સાચું શું અને ખોટું શું તે કહ્યા કરે છે. પણ આપણે તે તરફ ધ્યાન આપતા નથી.)

ચોમાસું આવશે કે તળાવમાં નવાં પાણી દોડી આવશે. તે તળાવને સોંપી દેજો. તેની સાથે તકરાર ન કરશો; કારણ કે એ તો ઇશ્વિરી કાયદો છે પણ તમારા દિલમાં તળાવમાં રહેવાની ઇચ્છા હોય તો પહેલાં દરીયામાં જજો. પછી સૂર્યને ચૂલે આસાશમાં સળગજો. એટલું તપ તપશો તો ખુશીથી તે જ તળાવમાં પાછાં આવી શકશો.



આશાવરીની છાયા

**પ્રેમી તળાવ તણાં હે પાણી ! સાથ મળી સંપી રહેજો;....**
**આફળજો હસતાં હસતાં પણ, પાળ તણું રક્ષણ કરજો—પ્રેમી. ટેક**
**હોડી બની કો જુદાઇ કરે તો, ભૂલ સુધારી એક થજો;....**
**નાવડીના ધોખા નવ ધરશો, તેને પણ તરવા દેજો—પ્રેમી—૧**

બંધન તોડી સ્વચ્છંદી થશો તો, ક્ષણ ઉછળી ક્ષણ દોડી જશો....
આશ્રિત જીવનો નાશ થશે ને, નાશ તમારો નોતરશો–પ્રેમી–૨

કાદવ ઉરમાં સંઘરશો તો, ડોળાં થશો છીછરાં બનશો....
હંસ કિનારા છોડી જશે પછી, તન ધોળા બકને મળશો–પ્રેમી–૩

નહેર તણી હદમાં રહી ફરજો, વિધ વિધ રૂપે વિચરજો;....
કણ–ફળ વેશે જીવ–જીવન બની, ભૂખ્યાં પેટ સદા ભરજો–પ્રેમી–૪

કોઈ પીએ કોઈ મેલ ધુએ પણ, તમે તમારે પંથ જજો....
સ્વારથ છિદ્ર ઉઠાવે અવળાં, પાણતીઆને કહી દેજો–પ્રેમી–૫

નીર નવાં ને સ્થાન તમારું, સોંપી સાગરને મળજો....
સૂર્યતણે ચૂલે સળગીને, 'કાગ' ફરીથી આવી જજો–પ્રેમી–૬

## ૩૫. અમૃત પીધાં ને મોત આવીયાં

સત્યવાદીઓને સમાધિમાંથી સજીવન થવાની કવિ હાકલ કરે છે અને પોતાની આકરી અકળામણનાં કારણો નીચે આપે છે.

ધરતી ધા નાખે છે, એ વાત સાવ સાચી છે. આપણે એની ભાષા સમજી શકતા નથી. માનવી જ્યારે સહનશક્તિ ગુમાવે છે, ત્યારે જેમ અકળાઈ ઊઠે છે તેમ પદાર્થમાત્રમાં ઈશ્વરે પ્રેરેલાં બળ, જ્ઞાન-વિકાસનો દુરુપયોગ થાય, ત્યારે ધરણી અકળાઈ ઊઠે છે. સૃષ્ટિનું સૌંદર્ય, કુદરતની પ્રકૃતિલીલા અને પ્રાણીમાત્રનો આધાર ધરતી છે. જીવનની હવા પણ ધરતીની આસપાસ જ છે અને પાણી તથા પ્રકાશ તેનાથી જ જીવંત લાગે છે.

કુદરતી કાયદાનો જ્યારે ભંગ થાય છે ત્યારે એમાંથી ભયંકર કડાકા અને વજ્રઘાત થાય છે, જે ધરતીથી સહન નથી થતા. આપણા ધર્મગ્રંથોમાં એને પાપ કહેલ છે.

કુદરતનો સામાન્ય કાયદો એટલે મોઢેથી ખાવું. નાકથી ખાઇએ તો કાયદાના ભંગનું પાપ લાગે અને પાપનું ફળ દુ:ખ. એ જ રીતે સામાન્ય પ્રકૃતિના ધોરણમાં વિકૃત ફેરફારથી કવિ કંપી ઊઠે છે. એની બુદ્ધિને કોઈ રસ્તો મળતો નથી. પ્રકૃતિની ભયંકર વિકૃતિનું બિહામણું સ્વરૂપ આ ભજનમાં રજૂ થયું છે.

આજે અમૃતનાં પાન કરનારાઓને કાળદૂતનાં તેડાં આવ્યાં છે અને જીવનથી કંટાળી જેણે હળાહળ ઝેર પીધું એને અમરતા પ્રાપ્ત થઇ છે.

ગરીબો લખપતિ થયા. લખેસરી કહેવાયા પણ એ પસ્તાવા લાગ્યા; કારણકે ગરીબીની જે જીવનલહેર હતી, આનંદ હતો તે તેને

બંગલાઓમાં ન મળ્યો, એટલે ફરીથી ગરીબોને મળવા વલખાં માર્યાં, પણ ફરી એ ન મળી.

પેટ ભરીને ખાવાનું મળ્યું, છતાં ભૂખ ન મટી. સંતના સત્સંગથી સંતોષને બદલે સંતાપ મળ્યો. સૂર્યોદય વખતે ઘોર અંધકાર દેખાયો અને યજ્ઞો કર્યાં, પણ પાપ લાગ્યાં.

વૈદ્ય આવ્યા ત્યાં તો રોગનો વધારો થયો અને દરદીએ મરવા માટે યમને સાદ કર્યો.

ગોરસને ગોળીમાં નાખી છાશ ફેરી મંથન કર્યું, ત્યાં માખણને બદલે ઝેર નીકળ્યું અને ગોરસનો સ્વાદ પણ જતો રહ્યો.

વિદ્યા ભણવાથી અવિનય મળ્યો. જુવાનીને બદલે સીધું ઘડપણ આવ્યું. સંસારથી ત્રાસી જંગલમાં ગયો, ત્યાં વ્યાધિએ એની ઝુંપડીને ઘેરી લીધી. બુદ્ધિ પ્રાપ્ત થઇ અને અનેક વૈરને નોતરાં આપ્યાં.

હિમાળાના શિખર પર હુતાશણી પ્રગટી. સમુદ્રને તરંગે તરંગે ભડકા ઊઠયા. ઘરમાં આગ ધુંધવાણી અને કુટુંબ ફૂટી ગયું. ડુંગરે ડુંગરે અગ્નિ લાગ્યો.

અશાઢની સુંદર વાદળી વરસી પણ એને ટીપે ટીપે અગ્નિ સળગ્યો. એ ભડકાવાળાં પાણી નદીઓમાં રેલ્યાં. જ્વાળામુખી સળગ્યો હોય તેમ નદીઓ છલોછલ રેલી છે. આજે આખું જગત એને જોતું બન્ને કાંઠા પર ઊભું છે. હે સતીયાં! તમે જાગો, જગતને બચાવો.

**સતીયાં! જાગોને સ્મશાનથી,**
**સુણો તમે ધરતીની ધાહ;**
**'જગને' ચડાવ્યું કોણે ચાકડે ?**
**ઘર ઘર લાગી ગઈ છે લાય–સતીયાં૦**

અમૃત પીધાંને મોત આવીઆં,
જીવ્યાં જેણે પીધાં મરવા ઝેર;
ગરીબ મટ્યા ને થયા લખેસરી,
ટળી ગઇ ગરીબીની લે'ર—સતીયાં૦ ૧

ભોજન મળ્યાં ને ભૂખ નો ટળી,
સંત મળ્યે વધિયો સંતાપ;
સૂરજ ઊગ્યો ને કાં અંધકાર છે?
જગન કીધાં ને લાગ્યાં પાપ—સતીયાં૦ ૨

વૈદ્ય આવ્યા ને રોગ વધી પડ્યા,
દરદીએ કીધો જમને સાદ;
વલોણાં કર્યાં ત્યાં વિખડાં નીકળ્યાં,
ચાલ્યો ગયો ગોરસનો સ્વાદ—સતીયાં૦ ૩

વિદ્યા ભણ્યા ને વિનય નો મળ્યો,
જરા મળી જોબનીઆંને ઘેર;
વનમાં ગયો ત્યાં વ્યાધી ઘેરી વળી,
અકલ મળીને વધીયાં વેર—સતીયાં૦ ૪

હેમાળે સળગી હુતાશની,
સાગરીયામાં ભડકા ભળાય;
ઘર ધુંધવાણું પેટ ફૂટીઆં
દાવાનળ ડુંગરડાની માંય—સતીયાં૦ ૫

વાદળડી વરસી અશાઢની,
ટીપે ટીપે સળગી છે આગ;
નદીએ લાવાના રસ રેલીયા,
કાંઠે એને ઉભી દુનિયા 'કાગ'—સતીયાં૦ ૬

## ૬૬. એક કૌશલ્યા

ભાવનગરમાં નેક નામદાર મહારાજા શ્રી કૃષ્ણકુમારસિંહજીએ નંદકુંવરબા ક્ષત્રિય કન્યાશાળાની ઉદ્ઘાટન વિધિ રાજપ્રમુખ ના. જામસાહેબ શ્રી દિગ્વિજયસિંહજીને હાથે કરાવેલી તે વખતે ગાએલું આ ગીત છે.

શ્રી રામને અવતરવાનું આમંત્રણ આપવા પહેલાં કોઇએ માતા કૌશલ્યા બનવું પડશે, કે જેમના પેટમાં નવ નવ માસ ભગવાન બાળકરૂપે રહે. સીતાની શોધ કરવાની પછી જરૂર નથી, કારણ કે એ તો શ્રી રામની છાયાશક્તિ છે. જ્યાં રામ ત્યાં સીતા આવે જ.

સારી ધરતી વિના સારા છોડની આશા ન રાખી શકાય. આપણે ત્યાં જૂની કહેવત છે કે ' વીશ વસા મોસાળ. ' જગતમાં સતી સ્ત્રીઓ ન પાકત તો જગત પશુસૃષ્ટિ જેવું બની જાત.

મોટાભાઇ માટે વીર લક્ષ્મણે સ્ત્રી, નિદ્રા અને રાજપાટ ત્યાગી દીધાં અને ઇતિહાસમાં અજબ નોંધ લખાવી, પણ એનો યશ માતા સુમિત્રાને જાય છે.

માતા કૈકેયીના હઠરૂપી સમુદ્ર-મંથનમાંથી ઝેર (દશરથ-મરણ), દારૂ (રામ-વનવાસ) વગેરે અનિષ્ટો નીકળ્યાં, છતાં ત્યાગમૂર્તિ ભરતરૂપી અમૃતકુંભને નવ માસ સંઘરનારૂં પણ એ જ માતા કૈકેયીનું જ પેટ છે.

મૂર્તિમાન બ્રહ્મચર્ય, શ્રી રામ સંકલ્પનું રૂપ, અને અતુલ્ય બળ છતાં શ્રી રામનો હજુરીઓ જ રહ્યો. એના બરોબરીઆ થવાની કયારેય ઇચ્છા ન કરી. આવી નીચી સેવા સ્વીકારનાર હનુમાન અંજની વિના ક્યાંથી મળે ?

મૃત્યુ એક એવી વસ્તુ છે કે જ્ઞાની, તપસ્વી, યતિ, યોગી અને બ્રહ્મા સહિત એનો કાયદો પાળે છે. એ જ મહાકાળનો કાયદો તોડીને પતિને જીવાડવાનો દાખલો સતી સાવિત્રી સિવાય કોણ બેસારે ?

વીરાંગના લક્ષ્મીબાઇ, જેનું પરાક્રમ મુલ્ક મશહૂર છે, જેણે ઘૂંટીઘૂંટીને ગીતાને જીવનમાં ઉતારેલી અને જે ગીતાની પ્રતિમૂર્તિ જેવી હતી, એ ઝાંસીની મહારાણી લક્ષ્મીબાઈ જેવી લક્ષ્મીઓ ફરીને પ્રગટે. એજ પ્રાર્થના.



ગઝલ–ભૈરવી

રામને નોતરું દેવા, બને કો એક કૌશલ્યા;
સીતાને સાદ ના કરશો, જાનકી રામની છાયા.

તજી નારી તજી નિદ્રા, તજી ગાદી અયોધ્યાની;
રામના મનતણી મૂર્તિ, સુમિત્રા વિણ બને કયાંથી? ૧

ભલે વિષ વારૂણી પ્રગટ્યાં, મથ્યો જલધિ અયોધ્યાનો;
ભરતની ભેટ ભારતને, કૈકેયી વિણ મળે કયાંથી? ૨

મહાબ્રહ્મચર્યની મૂર્તિ, પ્રભુ સંકલ્પની પ્રતિમા;
હજુરી દાસ હનુમંતા, જન્મવા અંજની જોશે. ૩

દેવ દૈત્યો જતી જોગી, મોતનો હુકમ સૌ માને,
મૃત્યુનાં માન હરનારી, મળે કો એક સાવિત્રી. ૪

હજારો ફોજ ગોરાની, કરી ઘાયલ પડી રણમાં;
હૃદયથી 'કાગ' ઇચ્છે છે, અવતરે ઝાંસીની રાણી. ૫

(કુંભણ તા. ૧૩–૩–૫૧)



# ૩૭. ચડતી પડતીમાં લ્હેર

સંગના દોષોને જીતવા એ મહાપુરુષોનું પ્રથમ લક્ષણ છે. આ આખું ગીત સંતપુરુષને અનુલક્ષીને બન્યું છે.

સમુદ્રમાં સંતનાં લક્ષણ છે જેથી એ મોટાઇને પામ્યો છે. સમય હોય ત્યારે ભરતીની લ્હેરો ઉછાળે છે, સમય ન હોય ત્યારે પાછો વળી પડતીને સ્વીકારી તેની પણ લ્હેરો હિલોળે છે. ભરતી અને ઓટ બન્ને વખતે એના હૃદયમાં લ્હેર છે, જેથી સાગરને સંત કહેવામાં આવે છે.

ચંદ્રમાં પણ સાધુતા છે. પૂનમની સર્વશ્રેષ્ઠ ચડતીમાં પોતાનો પંથ છોડી એ હર્ષઘેલો નથી થઇ જતો, તેમ અમાસનું કાળું ઓઢણું ઓઢવું પડે છે, ત્યારે એ રોતો નથી.

આકાશ પણ એક મહાસંત છે. હજારો સૂર્યો, હજારો ચંદ્રમા અને કરોડો તારાઓ એના હૈયામાં ફર્યા જ કરે છે, એના પેટમાં જ રહે છે, પણ મહાઆકાશ સૂર્યના તાપથી તપી નથી જતું અને ચંદ્રની શીતળતાથી ઠરી નથી જતું.

વાયુનું લક્ષણ પણ સંત જનનું છે. ગુલાબ વગેરે ફૂલ–ઝાડના બગીચામાં ફરે છે તથા દુર્ગંધ મારતી ગટરમાં પણ ફરે છે. એ બેઉ ઠેકાણેથી જુદો પડે છે ત્યારે એકની સુગંધ અને બીજાની દુર્ગંધ બન્નેનો ત્યાગ કરે છે.

પૃથ્વીનો ગુણ પણ સંતનો જ છે: એના હૃદયમાં આંબો ઊગે છે અને એના પેટમાં અફીણ પણ થાય છે. અને એ રીતે કરોડો વર્ષ ગયા છતાં ધરતી આંબાના સંગથી મીઠી ન બની અને અફીણના સહવાસથી કડવી ન થઇ.

સરોવર એ તો સાક્ષાત સાધુજન છે. એને કાંઠે હજારો હંસો, લાખો બગલાઓ અને કાગડાઓ વસે છે, છતાં એ કોઇના ગુણ અને દુર્ગુણ તળાવને સ્પર્શતા નથી.

●

ગઝલ–ભૈરવી

સમય વરતી કરે ભરતી....સ્વીકારે લ્હેરથી પડતી....
ઉભય સમયે હૃદય મસ્તી...સદા છે સંત સાગરને...

પૂનમની સંપત્તિ પામી...શશિ નિજ પંથ ના છાંડે...
અમાસે ઓઢણાં કાળાં...થકી એ ના રુદન માંડે....૧

હજારો સૂર્ય ને ચાંદા...ફરે છે આભને હૈયે....
છતાં શરદી અને ગરમી...ન લાગી વ્યોમના દિલમાં....૨

ગુલાબોના બગીચામાં...અને દુર્ગંધના ઘરમાં...
વહે વાયુ સદા સરખો...ન કોને સંગ લઇ જાતો....૩

હૃદયમાં રાખશે આંબો....અફીણનો છોડ ઉદરમાં...
છતાં મીઠી અને કડવી...વસુધા ના બને કદીએ...૪

વસે વાયસ ઘણા કાંઠે...ફરે ત્યાં હંસની હારો...
મરાલો 'કાગ'ની માયા, સરોવરને નહિં સ્પર્શે...૫

( મજાદર તા. ૧૭–૩–૫૧ )



# ૩૮. " બે દિલ "

બેદિલીથી અનેક ઉત્પાતો થાય છે. બેદિલનો ખરો અર્થ કપટ થાય છે. અંતરમાં જ્યારે કપટનો જન્મ થાય છે, ત્યારે પેટમાં ગએલા ખોરાકની જેમ એની અસર મન અને શરીર પર થાય છે. કપટનો અતિરેક આત્મા પર પડે છે, એટલે કે માણસ બીજાથી તો કપટ કરે પણ પછી તો એ પોતાના આત્મા સાથે પણ કપટ રમે છે.

આપણને કોઇની બેદિલીની ખબર પડે છે, ત્યારે આપણે એની પરવા કરતા નથી, પણ એમ ન કરવું જોઇએ. બને ત્યાં સુધી કુટુંબની, મિત્રોની કે કોઇ બીજાની શંકાનું સમાધાન કરી એકતા કરવી જોઇએ.

પ્રયત્ન કર્યા પછી પણ એ ન બને તો ઊભી થએલી આંટીઘૂંટીમાં આપણો ભાગ કેટલો છે તે તપાસવું અને જો કંઈ માલૂમ પડે તો તેને ત્યાગવા કોશીશ કરવી. અને કોઇ રીતે સમાધાન ન થાય તો પછી શંકાશીલ અને મન જુદાઇવાળા માનવીનો સદંતર ત્યાગ કરવો.

આત્મામાં શંકાનું આરોપણ નાશ સર્જે છે. જુદાઇ અને શંકાથી સૌ કાર્યો બગડે છે. રામ પણ કપટથી પ્રસન્ન થતા નથી.

જગતમાં જ્યારે કપટી માનવીઓ કારભારી બને છે, ત્યારે એ વિનાશ નોતરે છે. કપટી કદી ઇશ્વરી પંથ પર ચાલી શકતા નથી. એટલું જ નહિ પણ કપટીઓનો કારભાર જગતને એટલું તો છિન્નભિન્ન કરી નાખે છે કે, પછી સહૃદયી મહાપુરુષોને એ સુધારતાં મહેનત પડે છે.

કપટથી કોઇ દેવ દેવી કે ધર્મની પ્રતિષ્ઠા થતી નથી, સંપ તો ત્યાં ઊભો પણ રહેતો નથી અને શાંતિનું નામ પણ ત્યાં સંભળાતું નથી. બેદિલવાળા અસુરોની ઇચ્છાતૃપ્તિની ભયંકર આગ જગતને ભડકે બાળે છે. પ્રભુકૃપા જ એવા કપટી પ્રસંગે બચાવે.



## આશાવરી-છાયા

એદિલની ખબરું પડતાં કાં, એ દિલને લઈ એક કરો;
કાં નિજ દિલનો વાંક તપાસો, એદિલનો કાં ત્યાગ કરો.

એદિલથી બગડે સૌ બાજી, રાજી ન કદીએ રામ થશે;
નાશ થશે તેના તન-ધનનો (જે) એદિલના વિસવાસી હશે. ૧

એદિલ નાશ કરે દુનિયાનો, એદિલ ના પ્રભુ પંથ જશે;
એદિલ એવું બગાડી જશે કે, ના! દિલદાર સુધારી શકે. ૨

એદિલમાં નવ દેવનો વાસો, એદિલમાં નહિ ધર્મ વસે;
એદિલમાં નહીં સંપ વિરાજે, એદિલ શાંતિ ન સંઘરશે. ૩

એદિલની ઉડશે ચિનગારી, જગ સળગી ભડકે બળશે;
એદિલથી પ્રભુ 'કાગ' બચાવે, તો એનું મળવું ટળશે. ૪

( મજાદર તા. ૧૭-૩-૫૧ )



# ૩૯. બે તપસી

શાસ્ત્રોએ કર્મની ગતિને ગહન કહેલ છે. સુખ અને દુ:ખ એ એનાં પરિણામો છે. એક વાત ચોક્કસ કે પાપનું ફળ દુ:ખ અને પુણ્યનું ફળ સુખ. છતાં એની ગહનતા એ છે કે આપણને થતાં સુખ–દુ:ખ એ આપણા કયા કર્મનું ફળ હશે? તેની ખબર પડતી નથી.

સારા કે નઠારા દરેક કર્મનો અંત એના ભોગવટા પછી જ આવે છે. કર્મ-ભોગાયતનનો નાશ થઇ શકતો નથી. કર્મની નિશાળમાં મચ્છરથી ગરુડ અને મૂરખથી બ્રહ્મા સુધી બધા સરખા નિશાળીઆ છે.

કોઇનું કર્મ કોઇ ભોગવી શકતું નથી. દેવ, દાનવ, માનવ, સંત, મુનિ, કવિ, પંડિત અને અવતારી પુરુષો; એ બધાને તોળવા કર્મનો કાંટો એક સરખો જ છે. ઇશ્વર પણ કર્મના કાયદાને માન આપે છે. કર્મનો કાયદો અવ્યવસ્થિત બને, તો જગતમાં નિયમ જેવું કંઇ ન રહે.

ખૂબી તો એ છે કે માણસ માત્ર પાપ અને પુણ્ય, સારું અને નઠારું, સમજે છે. 'મરણ ચોક્કસ છે', એમ જાણે છે. 'પોતે ધારે તે બધું કરી શકતો નથી', એનું પણ એને જ્ઞાન છે. પાપ ફળના ભોક્તાઓનાં દુ:ખો ઇતિહાસોમાંથી સાંભળ્યાં છે અને જોયાં પણ હોય, છતાં પોતે પાપ કર્મમાં પ્રેરાય છે અને તે પણ સમજુ અને ચતુર માનવી. નિગૂઢ પાપકર્મ અંતકાળે સામે દેખાય છે. સામે દેખાતું ચિત્ર તે કોઇ મૂળભૂત પ્રાણી નથી હોતું. પાપ કર્યાં પછી જન્મતી પશ્ચાત્તાપ અને કરૂણાની વૃત્તિ સાથે ભય એના હૃદયને તળીએ છુપાઇને પડયો હોય છે. જ્યારે પ્રાણ પંખી ઉડવાની તૈયારી કરે છે અને મૃત્યુ પાશથી જકડાએલ પ્રાણી આસક્ત બને છે, ત્યારે સંતાડી રાખેલ પાપનાં બીજ વધી વધીને તેના ફળ સહિત મૂર્તિમાન સ્વરૂપમાં પ્રગટે છે.

"યૌવન જ્વર ન કાહુ બલકાવા ? મમતા કેહિ કર યશ ન નશા વા ?"

—રામાયણ

જુવાનીરૂપી તાવના આવેશમાં કોણ બકવાદ કરતું નથી ? અને મમતાથી કોની મુક્તિદાતા કીર્તિનો નાશ થયો નથી ?

રાજા દશરથના પ્રથમ યૌવનની આ વાત છે. બાણુવિદ્યા શીખતા હતા. તળાવમાં કોઇ પ્રાણી પાણી પીએ, અંધારી રાત હોય તો પણ એ પાણીના અવાજ પર તીર મારી પશુને વીંધી નાખવું. એનું નામ શબ્દવેધ શિકાર. એ શબ્દવેધની ક્રિયા રાજા શીખેલા.

ક્ષત્રિય કર્મ સ્વભાવે પાપદાતા છે. એક વખત ભયંકર રાત હતી. શ્રવણુ નામે એક તપસી આંધળાં માબાપને યાત્રા કરાવતો કાવડ લઇ ફરતો હતો. અંધ માબાપને તરશ લાગી. કાવડ વનના માર્ગમાં મૂકી શ્રવણુ પાણી ભરવા ગયો. વાસણુ પાણીમાં બોળ્યું કે અવાજ થયો. રાજા દશરથનું તીર છૂટયું. શ્રવણુની છાતીમાં લાગ્યું. રાજાએ માનવીનો સાદ પારખ્યો. દશરથને શરીરે પરસેવો વળી ગયો. જ્યાં પાસે જાય છે ત્યાં તપસી. અથથી ઇતિ હકીકત સાંભળી રાજા દશરથ શોકના સમુદ્રમાં ડૂબવા લાગ્યા. શ્રવણુનો પ્રાણ ગયો. પાણી લઇ રાજા વૃદ્ધ વૈશ્ય તપસ્વી પાસે ગયા.

“ પીઓ, પીઓ, તપીઆં પાણી પીઓ.
તમારો સરવણુ વનમાં રયો. ” લોકગીત

પાપનો એકરાર કર્યો. અને શાપ આપવા વિનંતિ કરી. તપસી બોલ્યાં, “હે અજાણુ રાજા ! તને બીજો શાપ નથી દેતાં, પણ તારે ચાર પુત્રો થશે અને તારા મરણુ વખતે એક પણ પુત્ર હાજર નહિં હોય. ”

શાપ અને વરદાનને ગતિ હોય છે. જેમ માણુસની ધીમી-ઉતાવળી ગતિ અથવા જેમ ઘોડાની ગતિ કે બાણુમાંથી છૂટેલા તીરની ગતિ તેમ શાપ પણુ એક જ મિનીટમાં ધારેલ સ્થાને પહોંચી શકે છે અને

મંદ હોય તો વરસો પણ વીતી જાય છે. આ સાપ ઘણાં વર્ષો ગયા પછી "લાંબે વખતે આવીને લાગી, શાપ તણી બરછી."

જેના પુત્ર ભગવાન રામ છે, જે ઇંદ્રને દુઃખની વખતે મદદ કરી શકે છે, એવા મહારાજ દશરથ આજે અયોધ્યાના મહેલમાં ફક્ત એકલા જ જાગે છે. બહુ ઉજાગરાથી સૌ કોઇ નિદ્રાધીન થઇ ગયાં છે. કાગાનીંદર અને કાળના ઘેનમાંથી આંખ ફેરવી રાજા જુવે છે, તો ફક્ત બે માનવી એની ખબર પૂછતાં સામે ઉભેલાં જોયાં અને

"તાપસ અંધ શાપ સુધિ આઇ" —રામાયણ

•

દશરથને સામે દેખાણાં રે, ત્યારે અંધો અંધી બે તપસી;
અંધો અંધી બે તપસી રે, એની મૂરતિ ખડ ખડ હસી...

દશરથને–ટેક.

રાજભુવનમાં પડી રાણીઉં, નિંદ્રા નેણે વસી;
અંતકાળની વેદના ઉપડી (૨) મૃત્યુ આવતું ધસી.

દશરથને–૧

સાંભર્યું જોબન, પાપ સાંભર્યું, કાયા શિકારે કસી;
શબ્દવેધની ચીસો સાંભળી (૨), જીવન આશા ખસી.

દશરથને–૨

હાથનાં કીધાં હૈયું ભોગવે, કારી ન હાલે કશી;
લાંબે વખતે આવીને લાગી (૨), સાપ તણી બરછી.

દશરથને–૩

'કાગ' દીકરા પાસે ન દીઠા, વિપત્તિ પાસે વસી;
રામ રામ રટી પ્રાણ ગયો છે (૨), ખોળીઆમાંથી ખસી.

દશરથને–૪



( મજાદર તા. ૭–૪–૫૧ )

# ૪૦. રામનો ચોર

એક સંન્યાસીને મેં પ્રશ્ન કરેલો કે " મહારાજ ! પાપનું સ્પષ્ટ અને નાનામાં નાનું સ્વરૂપ સમજાવો." પોતે મારા મનનું સુંદર સમાધાન કર્યું કે " જેમાં ભય, શરમ અને સંતાડવું, એ ત્રણ હોય તેનું નામ પાપ."

રામાયણમાં રાવણની પ્રભુતાનું વર્ણન કરેલ છે કે " જાકે ડર સુર અસુર ડરાહીં, નિશિ ન નિંદ દિન અન્ન ન ખાહીં."

જગતના ચોકમાં ઉઘાડાં પાપ કરવાવાળો એટલો કંપતો નથી, જેટલો છાનાં પાપવાળો કંપે છે. રાવણ જ્યારે ભગવાન રામનો ચોર બને છે, ત્યારે એની કેવી દશા થાય છે ! જેના ભયથી સુર અને અસુરો ફડકયા કરે એવો રાવણ ભયભીત બને છે અને એના હૃદયમાં ભયનો પહેલો જ અનુભવ થાય છે. પવનથી વૃક્ષો હાલે છે, ત્યાં એ ફફડી ઉઠે છે. એના લોહીનું પાણી થઇ ગયું છે, અંતઃકરણ થથરી ઉઠયું છે. માનવીનું બધું લૂંટાય,' તે તો કાળે કરી પાછું પ્રાપ્ત થાય છે, પણ એક વસ્તુ એવી છે કે જે લૂંટાયા પછી એની ઝાંખી જીવનમાં કયારેય થતી નથી. એનું નામ છે આત્મશાંતિ.

આજે રાવણની શાંતિ સીધાવી રહી છે. એના સ્થાનમાં ભયે વાસ કર્યો છે. નિર્ભયતાનો નાશ થઇને રુંવાડે રુંવાડે ચિંતાના દીપક પ્રગટયા છે.

પાપને માર્ગે પગલાં માંડતાં જ બળ, બુદ્ધિ અને તેજ ત્રણે વિદાય લે છે.

આપણે ગામડામાં બોલાય છે કે, " જુવોને, ભાઇ ! ફલાણાનું મોઢું કાળું ધબ થઇ ગયું છે." અને એ વાત તદ્દન સાચી છે. ભગવાન રામની ઝૂંપડી એટલે જગતપતિનું રાજભુવન. આજે શ્રી રામની ગેરહાજરીમાં એ સ્થાનમાં રાવણનો પ્રવેશ એવો લાગે છે કે જાણે રેઢા રાજમહેલમાં આડુંઅવળું જોતા શ્વાનનો પ્રવેશ.

રાવણના ઘોર ત્રાસથી કંટાળેલા દેવો અને મુનિઓની ઉદાસીનતા આજે નાશ પામી. કારણ કે રાવણના સઘળાં પાપે એને સીતાજી બતાવ્યાં. જાનકીજીના મોહમાં એનું મૃત્યુ હસતું હતું.

સીતાને હરવા ગએલ રાવણની આંખમાં સીતા જ દેખાતાં હતાં અને હમણાં આવશે કે મારશે એ સંકલ્પથી તેના હૃદયમાં રામ રમતા હતા. આમ એક તરફથી મોહ અને બીજી તરફથી ભય એ બન્ને દોરડાંથી બંધાએલ રાવણને ભાવી દોરી જતું હતું.



રામનો ચોર બનીને રે, જ્યારે રાવણ હાલ્યો વનમાં;
રાવણ હાલ્યો વનમાં રે, એનું ધ્યાન સીતાના તનમાં—રામનો ટેક

દેવ અસુરને જેના ડરથી, નિદ્રા નાવે નયનમાં (૨);
ઝાડ હાલે ત્યાં ઝઝકી જાતો (૨), થર થર થાતો મનમાં—રામનો—૧

ચિત્તની શાંતિ ગઈ સીધાવી, ચિંતા લાગી તનમાં (૨);
નિર્ભયતા તો હાલી નીકળી (૨), ભે ભરાણો મનમાં—રામનો—૨

ભૂંડે મારગડે પગલાં ભરતાં, તેજ રહે નહિ તનમાં (૨);
ભોજન કાજે શ્વાન ભરાણો (૨), રેઢા રાજભુવનમાં—રામનો—૩

દેવ ઋષિની ટળી ઉદાસી, કાળ છે થોડા દનમાં (૨);
સઘળે પાપે સીતા બતાવી (૨), જે કરેલાં જોબનમાં—રામનો—૪

'કાગ' હૃદયમાં રામ રમે ને, જાનકી રમે નયનમાં (૨);
બીક મોહને પાશ બંધાણો (૨), ભાવી તણા બંધનમાં—રામનો—૫

( મજાદર તા. ૮—૪—૫૧ )



# ૪૧. " સીતાને છેતરવાને જાવું "

સીતાજીને લંકામાં લઈ ગયા પછી દિવસો ગયા. મહિનાઓ ગયા. જાનકીજી રાવણ સામે દૃષ્ટિ પણ કરતાં નથી. રાવણે અનેક ઉપાયો કર્યા છતાં સતી કોઇ રીતે તેને વશ થતાં નથી. એટલે એક દિવસ તેના પ્રધાનોની સભા બોલાવી અને સલાહ પૂછી કે "સીતાજી મારે આધીન બને એવો રસ્તો બતાવો." બધા પ્રધાનોએ વિચાર કરી જવાબ આપ્યો કે "હે રાક્ષસ રાજ ! એનો એક જ છેલ્લો ઉપાય એ છે કે, તમારે રામનું રૂપ ધરીને સીતાને છેતરવાં."

●

રાગ ઉપરનો

આપણે માયા કરવી રે, સીતાને છેતરવાને જાવું;
છેતરવાને જાવું, રાવણ ! રામ બરાબર થાવું–આપણે–ટેક

જટા મુગટ તે માથે કરવો, હળવે હળવે જાવું (૨);
ધીરાં ધીરાં ડગલાં ભરવાં (૨), ઘોડી પાસ ન જાવું–આપણે–૧

બાણ ધનુષ્યનો ઠાઠ બનાવી, હસતાં હસતાં જાવું (૨);
છાતીએ ચોડવાં ભૃગુનાં પગલાં (૨), ઉતાવળું નવ થાવું–આપણે–૨

આંખડીમાં આંસુ લાવી, દુઃખ વિયોગનું ગાવું (૨);
બીજાં સૌની નજરું બાંધી (૨), એકની નજરે થાવું–આપણે–૩

'કાગ' સીતાને છળવા કાજે, રામ બનીને જાવું (૨);
કહે પ્રધાન સુણો, રાવણ રાજા ! છેલ્લો ઉપાય બતાવું–આપણે–૪



## ૪૨. રામનું રૂપ ધરું ત્યારે!

સીતાને છેતરવા માટે પ્રધાનની સલાહથી રાવણ રામનું રૂપ ધરે છે. અશોક વાટિકા તરફ ચાલવા માંડે છે. સીતાને પોતે જુવે છે. તુરત પાછો ફરે છે. રામનો વેષ ધર્યો, ત્યાં તેના વિચારો બદલાય છે. ભગવાન રામના જે વિચારો અને વર્તન તે રાવણના હૃદયમાં આવે છે. જીવનભરનાં કરેલાં પાપો મૂર્તિમંત આંખ સામે ખડાં થાય છે. લંકાની ગાદીનો સગાભાઇ કુબેરનો ખરો હક રાવણને બીવરાવી રહ્યો હોય તેમ લાગે છે. લંકા નગરીની રાજગાદી રાવણથી ત્રાસીને તેને ગાદી છોડવાનું પોકારતી લાગે છે અને વનમાં તપ કરવા જવા માટે રસ્તો બતાવી રહી છે.

બાહિર ભીતર લાખો અને કરોડો પાપના દેહસમૂહો એના આત્માને ફોલી રહ્યાં છે. પશ્ચાત્તાપમાંથી નિસાસાનાં ટીપણાં ઉખળે છે. "અહો! ભાઇ વિભીષણ સાચું કહેતો" એટલું જ યાદ આવે છે. સીતા માતા સમી ભાસે છે. રાવણવૃત્તિ નાશ પામીને રામવૃત્તિ દાખલ થાય છે. સભામાં આવી રાવણ બધી હકીકત જાહેર કરે છે અને એને વિસ્મય થાય છે કે:—

"ખોટો ખોટો હું રામ બનું ત્યાં,
(ઓલ્યો) રામ રૂદામાં આવે"

●

રાગ ઉપરનો

રામનું રૂપ ધર્યું ત્યારે,
મને એવા સંકલપ આવે;
એવા સંકલપ આવે રે,
મારા મનડાને મૂંઝાવે....રામનું–ટેક

ભાઈ કુબેરને જઈ મનાવું,
એની ગાદીએ આવે (૨);
લંકા નગરી રૂપ ધરી મને (૨),
વનનો માર્ગ બતાવે...રામનું–૧

ધાઈ ધૂતી ધન ભેળું કીધું મારા,
દિલડાને ડરાવે (૨);
પાપ બધાં જુવો પરગટ બોલે (૨),
મારા આત્માને અકળાવે....રામનું–૨

વિભીષણની સાચી વાતું,
મારી પાંપણે પાણી પડાવે (૨);
પ્રેમ પોતાની પોથી ઉઘાડે (૨),
મને ભરતનો પાઠ ભણાવે....રામનું–૩

મંદોદરીની વાતુંના તણખા,
તનમાં તાપ તપાવે (૨);
મારી કરણી મૂરતિ ધારી (૨),
મારા રૂદીઆને રોવરાવે...રામનું–૪

ખોટો ખોટો હું રામ બનું ત્યાં,
રામ રુદામાં આવે (૨);
'કાગ' સીતાજી માવડી ભાસે (૨),
મારું રાવણપણું રીસાવે...રામનું–૫



## ૪૩. "મોભીડાનું માથું"

કવિ કલ્પના કરે છે કે–મહાભારતના યુદ્ધ પછી સોનાના થાળમાં રેશમી રૂમાલથી ઢાંકી મહારાજા દુર્યોધનનું માથું ધૃતરાષ્ટ્ર આગળ ધરવામાં આવ્યું. તેના પર હાથ ફેરવી પોતાને સમજ નહિ પડવાથી 'આ શેનું ફળ છે?' એમ સંજયને પૂછ્યું. સંજય કહે છે કે, ધૃતરાષ્ટ્ર ! તમે આજે જે ફળને પિછાણી નથી શકતા, તે ફળ તો આપના જ પરિશ્રમને પ્રતાપે પાક્યું છે. એનું વૃક્ષારોપણ આપને જ હાથે થએલ. આપ વિસરી ગયા છો તેથી હવે એની સંપૂર્ણ યાદી આપું છું. સાંભળો."

"ભીમને જે દિવસ આપની ઇચ્છાથી ઝેર દેવામાં આવેલું, તે દિવસે આ ઝાડનું બીજ રોપાણું હતું."

"આખા રાજ્યમાં એક મગની બે ફાડ જેટલો પાંડવોનો ધરતી પર હક્ક. તેમાં એક વીઘો પણ પૃથ્વી આપવાની સાફ ના કહી. એ રૂપી પાણીથી એ ઝાડને પોષણ મળ્યું. લાખાગૃહમાં બાળી મૂકવાની આપની રચનાથી આ વૃક્ષની વૃદ્ધિ થઈ અને દ્રૌપદીને સભામાં બોલાવી. એ અધમતારૂપી ફૂલડાંથી એ વૃક્ષ લૂંબે ઝૂંબે બન્યું."

"વ્યાસ, વિદુર વગેરે સજ્જન પુરુષોએ ફળ ન આવે એ પહેલાં એ ઝાડને કાપી નાખવા વર્ષો સુધી મહેનત કરેલી પણ આપને પાકેલ ફળની ઇચ્છા હોવાથી એમનો સઘળો ઉપદેશ ચોપડાને પાને લખાણો, આપના હૃદયમાં ન ઉતર્યો. એટલું જ નહિ પણ આખા મહાભારત-રૂપી બગીચાનું આપ છુપી રીતે એવું રખવાળું કરતા કે અંદર કોઇને પેસવા ન દીધા."

"છેવટે કૃષ્ણ ભગવાન વિષ્ટિનો મોટો કુહાડો લઇ આ ઝાડને

સમૂળું કાપી નાખવા આવેલા, છતાં એની બધી મહેનત પાણીમાં ગઇ. અને મહાભારતરૂપી અઢાર દિવસની ગ્રીષ્મ–ગરમીના તાપે ફળ બરોબર પાકી ગયું છે અને આપને ધરવામાં આવ્યું છે. હવે એના સ્વાદનું વર્ણન તો આપ જ કરી શકો.''

●

રાગ ઉપરનો

અંધની આગળ આવ્યું રે, એના મોભીડાનું માથું;
મોભી કુંવરનું માથું રે, રાજા દુર્યોધનનું માથું–
પિતાના ખોળામાં પડીઉ રે, એના મોભીડાનું માથું–ટેક

સંજય આ ફળ શેનું હશે ? તે જાણ્યું નથી જણાતું (૨)
સુતજી કહે કે, ભૂલી ગયા કાં? (૨), હાથે વાવેલાની વાતું–અંધની–૧

તે દી એ વૃખનાં બીજ વવાણાં, તમે ભેળવ્યું ઝેરમાં ભાતું (૨);
એક વીઘો ધરણી ન આપી (૨), પાણી એનું પવાતું–અંધની ૨

લાખાગૃહમાં લાય લગાડી, રાત દી' વધતું જાતું (૨);
દ્રૌપદીકેરાં ચીર ઝોંટાણાં (૨), ફૂલડે લટલૂમ થાતું–અંધની–૩

વિદુર જેવાએ કરી વિનંતિ, વનપક નો'તું વેડાતું (૨);
રાતદી' આપની રાજરમતનું (૨), રખવાળું એ રખાતું–અંધની–૪

કૃષ્ણ કબાડી કાપવા આવ્યો, 'કાગ' કે' નોતું કપાતું (૨);
એનું ફળ આવ્યું આપની આગળ(૨),વિધિ લેખની વાતું–અંધની–૫



## ૪૪. રામની અજબ રચના

આ ભજનનો ભાવાર્થ એવો છે કે માનવી પોતાનું ધાર્યું કશું કરી શકતો નથી. માણસનો સર્વ પુરુષાર્થ ધન મેળવવા થાય છે. અને ધનથી દરેક જરૂરિયાતો પૂરી પડે છે. હવે એ બધા ભોગ ભોગવવાને સમયે માણસને મૃત્યુ સાદ કરે તો ચાલ્યું જવું પડે છે. મરણને અટકાવવા પોતાના માનેલા અનેક ઉપાયો માનવી કરે છે દોરા, ધાગા, ભુવા, ઓસડ, ગ્રહશાંતિ, માનતા અને ધરમાદા તથા જોષ જોવરાવી તે પ્રમાણે દાન પુણ્ય કરે છે. આ બધી વસ્તુ તો કાળ ભગવાનની ચરણરજ છે. એમાંથી એકે કાળ ભગવાનને-અવશ્ય ભાવી થનાર વસ્તુને અટકાવી શકતાં નથી.

●

રાગ ઉપરનો

રામની અજબ રચના રે, એનો પાર મનુષ્ય કેમ પાવે?
પાર મનુષ્ય નહિ પાવે રે, ભલે ઊંચા વિમાન ઉડાવે...
રામની-ટેક

સુખ ભોગવવા કરે કમાણી, લક્ષ્મી ઢરડી લાવે; (૨)
ભોગવવાનું ટાણું આવે ત્યાં (૨), ગેબનાં તેડાં આવે.
રામની-૧

૮

ભુવો ધૂણીને માંદો પડે ત્યારે, બીજા ભુવાને બોલાવે (૨);
તાપ તપે જ્યારે વૈદ્યના તનમાં (૨), ઓસડ યાદ ન આવે.
રામની–૨

જોષીડા સહુના જોષ જુવે ને, ધનના યોગ બતાવે (૨);
બીજાને લખપતિ બનાવે (૨), એને દોકડો હાથમાં ન આવે.
રામની–૩

ઘેલી લાલચમાં ઘેલો બનીને, ગાંઠનો ગરથ ગુમાવે (૨);
દેવી દેવતા પીર પેગંબર (૨), આવરદા ન અપાવે.
રામની–૪

રામ કહે તે કામ કરી લે, હુકમ હરદે આવે (૨);
'કાગ' કે જીવડો વમળે ચડ્યો તો, લખ ચોરાશીમાં જાવે.
રામની–૫



## ૪૫. " મૂરખને બોધ. "

ફૂલે ફૂલે ન બેત, જદપિ સુધા વરસ હિ જલદ;
મૂરખ હૃદય ન ચેત, જો ગુરુ મિલે વિરંચિસમ.

(રામાયણ)

વેદકાળથી માંડીને અત્યાર સુધીમાં ઉપનિષદ્, પુરાણ, ઇતિહાસ, રામાયણ અને મહાભારત જેવા ગ્રંથોમાં મૂર્ખનાં વર્ણનો છે. એનો જન્મ જગતને ત્રાસરૂપ છે. આ ભજનમાં મૂર્ખનાં ૧૦ લક્ષણ કહ્યાં છે. ૧. બધું જાણે પણ એનું આચરણ ન કરે, ૨ બીજાનો ઉત્કર્ષ સાંખી ન શકે, ૩ ગમે ત્યાં અને ગમે તેની સાથે પણ આડી જ વાત અને વ્યવહાર કરે, ૪ કોઇ પણ વાત કરો, તો પોતે તે રીત સૌથી સરસ જાણે છે અને કરે છે એવો દાવો કરે, ૫ ઇશ્વરને પણ એની આટલી ભૂલ છે એવો એકરાર કરાવવા મથતો હોય, ૬ પોતે જ મૂર્તિમાન ક્લેશની મૂર્તિ બની રહે, ૭ માતાપિતા, ગુરુ, વિદ્વાન્, અને જગતમાન્ય લોકોને પણ પોતે ઉપદેશ આપતો હોય, ૮ માનવી સર્વ અયોગ્ય છે અને પોતે યોગ્ય છે એવી જેની માન્યતા હોય, ૯ એટલા તાપથી એ તપતો હોય કે એની પાસે બેસીએ તો શરદી ચાલી જાય અને પરસેવો થવા લાગે, ૧૦ હજાર કાન અને આંખ ધારણ કરી બીજાંના દોષ સાંભળે અને જુએ અને પછી હજારો જીભનો ભાવ ધારણ કરી સર્વની આગળ એનું વર્ણન કરે.

( રાગ ઉપરનો )

મૂરખને બોધ ન લાગે રે, એને સંત ભલે સમજાવે,
સંત ભલે સમજાવે રે, એને ચારે વેદ વંચાવે....
મૂરખને૦ ટેક

ઊના વાસણુને તળીએ અગની, ટાઢા જળને તપાવે (૨);
શીતળતા ગઈ આગ ઓલવવા (૨), ત્યાં પોતે તપી જાવે.
મૂરખને–૧

સાપના મુખમાં સ્વાતિનાં ટીપાં, મોતીડાં કયાંથી થાવે ? (૨)
વિષને ખેતર અમૃત વાવો (૨), મીઠપ કયાંથી આવે ?
મૂરખને–૨

ત્રણુ ભુવનના ઝીંકે તડાકા, ગુરુને જ્ઞાન બતાવે (૨);
એક વારતા કોઈ કરે તો (૨), એ ત્રણુ સામી અડાવે.
મૂરખને–૩

પ્રભુભજનમાં આડો પડે ને, ગાયું પોતાનું ગાવે (૨);
'કાગ' બધાંની નિંદા કરે ને (૨), સૌની આડો આવે.
મૂરખને–૪

( મજાદર તા. ૬–૪–૫૧ )



# ૪૬. રાવણનો પત્ર

કવિ કલ્પનાની આ વાત છે કે મેઘનાદના મૃત્યુ વખતે રાવણે શ્રી રામને પત્ર લખી માગણી કરી કે એની સ્મશાન ક્રિયા થઈ જાય ત્યાં સુધી કોઈ રીંછ, વાનર તોફાન ન કરે.

પત્ર વાંચી ભગવાન રામનું હૃદય ભરાઇ આવ્યું.

"જાસુ સ્વભાવ અરિહૂઁ અનુકૂલા" (રામાયણ)

વળતો જવાબ લખ્યો કે "હે રાવણ ! ઇંદ્રજીતની સ્મશાન-યાત્રામાં હું સામેલ રહીશ." રાવણના પાટવી પુત્રની પાલખી તૈયાર થઇ. એના શબને જ્યારે ઉપાડયું, ત્યારે મંદોદરીનો વિલાપ સાંભળીને શ્રીરામ બેભાન થઇ ગયા અને પૃથ્વી પર ઢળી પડવા લાગ્યા. સામેથી દોડીને રાવણે બાથ ભરી રાખી. સ્મશાનયાત્રા ચાલી. રસ્તે ભગવાન રામનો હાથ ઝાલીને રાવણ ચાલતો હતો: એ વખતે શ્રીરામ કહે છે કે "હે રાવણ ! મારે અને તારે જો કલેશ ન થયો હોત અને સુંદર મેળ હોત તો તારી અપાર શક્તિ મારી મહાશક્તિ સાથે જોડી જગતકલ્યાણનાં કંઇક કામો કરી જાત પણ હવે તો એ વાત વણસી ગઈ."

મેઘનાદની ચિતા પાસે સૌએ અંજલિ આપી. શ્રી રામની અંજલિ વખતે મેઘનાદનો હાથ બહાર આવ્યો. એક જ વિભીષણની અંજલિ ઇંદ્રજીતે ન સ્વીકારી. વંટોળીઆમાં એની રાખ ઊડી ગઇ.

રાજકોટ જમીન સુધારણાની પ્રવર સમિતિની પૂર્ણાહુતિને છેલ્લે દિવસે ૫ વાગે શ્રી ઢેબરભાઈએ માગણી કરી કે કંઈક એકાદ ભજન બોલ. ત્યાં લખાએલ આ ભજન છે.

●

( કર મન ભજનનો વેપારજી એ–રાગ )

કાગળ વાંચે શ્રી રઘુનાથજી.

વાંચે શ્રીરઘુનાથ, લખીઓ રાવણકેરે હાથ. કાગળ. ટેક.

મેઘનાદના મરણથી, મારે આંગણે ઉલ્કાપાતજી (૨);
એની કરી લઉં છેલ્લી ક્રિયા (૨), કોઇ ઉપાડે નહિ હાથ.
કાગળ–૧

વેરીકેરા દુઃખની વાતું, સહે ન સીતાનો નાથજી (૨)
"ઇંદ્રજીતને અંજલિ દેવા (૨), હું ચાલીશ તારી સાથ"
કાગળ–૨

રાઘવજીએ નજરે જોયો, મંદોદરીનો વિલાપજી (૨);
શરીરકેરી શુદ્ધિ ભૂલ્યા (૨), રાવણે ઝાલ્યો હાથ.
કાગળ–૩

"રાવણ રાજા! તારે ને મારે, જો સંપ થઇ જાતજી (૨);
સાથે રહી આ જગતકેરું (૨), કલ્યાણ કરીને જાત."
કાગળ–૪

'કાગ' હરિની અંજલિ ઝીલે, મેઘનાદનો હાથજી (૨);
વિભીષણને ભાળી ભાગી (૨), રાવણ તનુજની રાખ.
કાગળ–૫



# ૪૭. પાણાનો પોકાર

કેટલું સહન કરીને મોટું થવાય છે! અને કેટલાં સંકટ સહન કરી મોટાઈનું જીવન જીવવું પડે છે! ભગવાન થઈને પૂજાવું એ માટે કેટલું સહન કરવું પડે છે! લોકો નમે, વિનંતિ કરે, મીઠાં ભોજન ધરે, પૂજા કરે, સોનાના શૃંગાર ધરાવે અને એને કોઈ ચોરી ન જાય એટલા માટે મંદિરે મોટું તાળું આપે. આવું યોગ્યતા સિવાયનું દંભભરેલું મોટું જીવન જીવતાં જીવતાં એક દિવસ મૂર્તિના પથ્થરે પોકાર કર્યો કે, "મારે જાવું જૂને સ્થાનજી"

( કર મન ભજનનો વેપારજી–એ રાગ )

ભાઈ મને કોણે બનાવ્યો ભગવાનજી
કોણે ઘડ્યો ભગવાન, કોણે મારું ભૂલાવી દીધું ભાન. ભાઇ. ટેક

ટાઢ ખાતો, તડકો ખાતો, ખાતો મેઘનું માનજી (૨);
પવન ખાતો પ્રેમથી ભાઈ (૨), ધરતો આતમધ્યાન. ભાઇ–૧

ધૂપદીપના ધંધ મચાવી, મને પીરસે છે પકવાનજી (૨);
પૂજારી લાવે મીઠા મેવા (૨), (પણ) ભોજનનું નથી ભાન. ભાઇ–૨

અંગડાં કાપી ઉભો રાખ્યો, મોટું દીધું માનજી (૨)
સોનાકેરો સંગ કરાવી (૨), મને કીધો બંદીવાન. ભાઇ–૩

ડુંગરડાને માથે રે'તો, મારું મન હતું મસ્તાનજી (૨);
હેઠું કદી નવ હેરતો (૨), મારી આંખ હતી આસમાન. ભાઈ–૪

દેયું અમારી દાનમાં દઇ અમે, ચણતા કઈક મકાનજી(૨)
હરિ બની મેં હાથ લંબાવ્યા (૨) લેવાં પડે છે દાન. ભાઈ–૫

પ્રભુમાંથી મારે પત્થર થાવું, નથી જોતું આ માનજી(૨);
'કાગ' પુકારે આરસપાણો(૨), મારે જાવું છે જૂને સ્થાન. ભાઈ–૬



## ૪૮. "પુત્ર બન્ને પસ્તાણા"

કૈલાસમાં પિતા અને પુત્ર, સાસુ અને વહુ વચ્ચે ધૂંધવાએલો કલેશ એક દિવસ બહાર આવ્યો. ગણપતિ અને કાર્તિકસ્વામીએ વિચાર કર્યો કે, 'પિતાજી ગમે તેને અઢળક લક્ષ્મી આપી દે છે, આમ ને આમ ચાલ્યા કરે, તો પાછળ ભંડારમાં એક પાઈ પણ ન રહે!' આવી રીતે બન્ને ભાઇઓએ મત મેળવીને શંકર પાસે જઈ નીચે મોએં જુદા થવાની વાત કરી. મહાદેવે હસીને એ વાત સ્વીકારી. તુરત બ્રહ્મા અને વિષ્ણુને બોલાવી પંચનામું લખાણું. પિતા–પુત્રોએ નીચે સહીઓ કરી કે આ પંચની વ્હેંચણ સૌને કબૂલ મંજૂર છે. તુરતજ સદાશિવની સમૃદ્ધિની નોંધ કરવામાં આવી. માતાજીનો સિંહ અને બળદ એક ભાગમાં રાખ્યા. બીજા ભાગમાં ઉંદર અને સાપને રાખ્યા. દાસ દાસીઓમાં ભૂતડાં હતાં તે અરધો અરધ વ્હેંચી આપ્યાં. અકેક કળશી રાખ ભરીને વ્હેંચી દીધી. વાસણમાં ખપ્પર અને ખોપરીના ભાગ પાડી દીધા. ભૂસંપત્તિમાં સ્મશાન હતું તે પણ અરધો-અરધ વ્હેંચી આપ્યું. અને સૌની હદના પથરો પણ નાખી દીધા. બધી સંપત્તિ વ્હેંચાતાં બંને ભાઇઓના પસ્તાવાનો પાર ન રહ્યો. એટલે ગણપતિએ કહ્યું કે "હજુ કુબેરનો ભંડાર બાકી છે," ત્યારે મહાદેવજી ખડખડ હસી પડ્યા અને બોલ્યા કે, "આ બન્ને પંચો મારફત તેનું તો ઘણા સમય પહેલાં ટ્રસ્ટ કરી નાખ્યું છે અને કમિટિ નીમી દીધી છે, તે જરૂરીઆતવાળાને આપે." બન્ને ભાઇની જીભ બંધ થઇ ગઈ. અને તેમણે ઊંડા નિશ્વાસ નાખ્યા કે, "આ વ્હેંચણી આપણા ગેરલાભમાં ગઇ."



## ૪૯. "રામના ચોખા ચોપડા"

વાત તો કલ્પનાની છે, પણ સાચી છે. કીડીથી હાથી અને મૂરખથી બ્રહ્મા સુધીનો જે અદલ ઇન્સાફ તોળે છે, એવો ભગવાન કર્મના કાયદાથી બંધાએલ છે. સૃષ્ટિનો બધો વહીવટ કર્મને સોંપેલ છે. એ કર્મના બંધનમાં જ્યારે જ્યારે અવતાર લઇને ઈશ્વર આવે છે, ત્યારે ત્યારે આગલા અવતારના કરેલાં કર્મનો બીજે અવતારે જરૂર સત્કાર કરે છે. એ રીતે ભગવાન રામ અને કૃષ્ણાવતારનો કર્મનો સંબંધ આ ભજનમાં ગૂંથેલો છે. એક દિવસ સરયુ નદીને કિનારે શ્રીરામ છોકરા સાથે મોઇ ડાંડીઆની રમત ખેલતા હતા. જમવાનો સમય થયો. મહારાજ દશરથે આજ્ઞા કરી કે 'રામને બોલાવો.' માણસોથી ન આવ્યા. માતા કૌશલ્યાજી ગયાં, તો પણ ના પાડી કે, "મારે માથે દાવ છે. રમત પૂરી કરીને આવીશ." જમવાને બહુ મોડું થયું. હવે કોઇની હામ શ્રીરામને બોલાવી લાવવાની ન હતી. એટલે માતા કૈકેઇ ઊભાં થયાં. ત્યાં જઈ શ્રી રામને કહેવા લાગ્યાં: "પુત્ર! પિતા રાહ જુવે છે, ભોજન ઠરી જાય છે, ચાલો." શ્રી રામે કહ્યું કે, "મારા પર દાવ છે, નહિ આવું." એટલે માતા કૈકેઇ તડકે બેસી ગયાં અને બોલ્યા કે "તમે ન આવો, ત્યાં સુધી હું અહિં બેઠી છું." શ્રી રામ મૂંઝાણા. માતાને પગે પડી કાનમાં કંઇક વાત કરી. એ વાત એ હતી કે "હે માતા! યશ લેવા સર્વ કોઇ તૈયાર છે. પણ તમે મારા માટે અપયશ લો. એમ મારી વિનતિ છે. મારે અધર્મનું ઉત્થાપન અને ધર્મનું થાપન કરવું છે." માતા કૈકેઇએ હા પાડી.

રામનો વનવાસ માગ્યો. અપયશ વ્હોર્યો એ જ કૈકેઇ કૃષ્ણાવતારમાં યશોદાજી થઇ અવતર્યાં અને તેમનું ઋણ ચૂકાવવા ભગવાને દેવકીનો ત્યાગ કરી ગોકુળમાં જઇ રહ્યા.

રામાવતારમાં શેષ નારાયણ લક્ષ્મણરૂપે અવતર્યા હતા. શ્રી રામની આજ્ઞા પાળી–પાળી અને થાકી ગયા હતા. તેનો હિસાબ રાખી કૃષ્ણાવતારમાં તેમને મોટાભાઇ બનાવી, પોતે તેમનો હુકમ પાળ્યો. તે દિવસનો અયોધ્યાનાં છોકરાંઓનો દાવ માથે રહી ગએલો તે કૃષ્ણાવતારમાં ગોવાળીઆ બન્યા અને જમનાને કાંઠે બધું ઋણ ભગવાને ચૂકાવી દીધું.

રામને વનવાસ મોકલવામાં મુખ્ય હિસ્સો મંથરાનો હતો. શત્રુઘ્ને તો એને એવી મારી હતી કે, દાંત પણ પડી ગયા હતા. કૃષ્ણાવતારમાં એ કુબ્જા બની. રાધાજી વગેરે કૃષ્ણ પર એ માટે ખૂબ ખીજાતી. પણ ભગવાને એ તરફ લક્ષ ન આપતાં કુબ્જાનું ઋણ ચૂકાવ્યું હતું.

અકારણ વાળી વાનરને મારવો પડેલો, તેનું ઋણ કૃષ્ણાવતારમાં પ્રભાસપાટણની ભૂમિ પર ચુકાવી દીધું. બાણ પણ નિસાસા નાખવા લાગ્યું છતાં ભીલના બાણથી મૃત્યુ સ્વીકારીને ભગવાને કર્મનો કાયદો અખંડ રાખ્યો.

કર્મપ્રધાન વિશ્વ કરી રાખા,
જો જસ કર ફલ તસ સો ચાખા. (રામાયણ)



(રામનું રૂપ ધરું ત્યાં મને એવા સંકલપ આવે–એ રાગ)

રામજી શેઠ સધર છે રે, એ તો ચોપડા ચોખા રાખે....
ચોખા ચોપડા રાખે રે, પોતે હિસાબ તલનો રાખે–રામજી ટેક

કૈકેઈ માતાએ કલંક વોર્યું, નામું લખીને રાખે (૨);
દેવકી માનાં દૂધ તજીને (૨); માતા જસોદાને ભાખે.
—રામજી ૧

લખમણજીની સેવા નોંધી, સૂર્ય ચંદ્રની શાખે (૨);
બળદેવજીને મોટા બનાવી, આજ્ઞા શિર પર રાખે.
—રામજી ૨

સરજુકાંઠે છોકરાં કેરો, દાવ રહેલો માથે (૨);
જમનાકાંઠે ઋણ ચૂકાવ્યું (૨), ભારત ભાગવત ભાખે.
—રામજી ૩

મંથરાકેરી થાપણ આપી, હાથ ગળામાં નાખે (૨);
કાળી કૂબજા ગમે કાનને (૨), (ભલે) રાધા રૂસણાં રાખે.
—રામજી ૪

'કાગ' વાલિનો વધ કર્યો એ, રોજ-મેળમાં રાખે; (૨);
પ્રાચીને પીપળે રૂણ ચૂકાવ્યું (૨), બાણ નિસાસા નાખે.
—રામજી ૫



## ૫૦. "રામને ઋણી રાખ્યા"

લક્ષ્મીનો મદ ન આવે, મળેલી સમૃદ્ધિમાં લોલુપતા ન થાય, સત્તાની હકૂમત ન વાપરે, કવિ પંડિત અને વિદ્વાન છતાં અહંકાર ન કરે, મહાપુરુષોની કૃપાને પોતાના સ્વાર્થની દાસી ન બનાવે, એ જ ખરો મહાપુરુષ છે. એને જીવતાં અને મૃત્યુ પછી પણ જગત પૂજે છે.

ભગવાન રામની અસીમ કૃપા પછી પણ હનુમાને મોટા અમીર ઉમરાવ થવાની ઇચ્છા ન કરી. તેમજ પોતાના કરતાં ઉચ્ચ બનીને શ્રી રામની સાથે રાતદિવસ બેસનારાઓની ઇર્ષા ન કરી. ગામ, ગરાસ, રાજપાટ, હાથી, રથ, ઘોડા કે સંસારની કોઇ સાહ્યબી એણે ન સ્વીકારી તેમ શ્રી રામની પાસે બેસવાની પણ ઇચ્છા ન કરી. છેલ્લામાં છેલ્લે સૌની પાછળ એણે પોતાનાં બેસણાં રાખ્યાં. એક વજ્રકછોટા સિવાય કોઇ વસ્ત્ર એને ખપતું ન હતું. ધરણીની પથારી અને આભનું ઓઢણું. એને એક વસ્તુ સર્વોપરી લાગેલી અને તે ભગવાન રામની મૂર્તિ પણ તે તો પોતાના હૃદયમાં જ સ્થાપી દીધેલી. રામ ભલે ગમે ત્યાં હોય એની એને પરવા ન હતી. એના હૃદયમાં, અંગમાં, નસેનસમાં અને રોમ રોમમાં રામ રમતા હતા.

**મહા બ્રહ્મચર્યની મૂર્તિ, પ્રભુ સંકલ્પની પ્રતિમા,**
**હજૂરીદાસ હનુમંતા, જન્મવા અંજની જોશે.**

**શ્રી રામ હનુમાનના ચોપડામાંથી બહાર નીકળી શકયા ના ! એનું કરજ ભરી નથી શકયા.**

**અનન્ય ભક્તનું લેણું ભગવાન આપી શકતા નથી. નિષ્કામ સેવાનો જગ વિદિત દાખલો એટલે હનુમાન. જુઓ :—**

જમડઢ જાંબૂવાન, નળ અંગદ સુગ્રીવ ન રચા;
હજુ લગ હનુમાન, કાયમ બેઠો, 'કાગડા'

જે ભગવાનના ગોઠણ દબાવી બેસતા એવા મહાપરાક્રમી નળ, નીલ, સુગ્રીવ, અંગદ, જાંબુવાન, વિભીષણ એમનાં નામો રામાયણ વાંચનારા જ ફક્ત જાણે છે. સાધારણ લોકો કોઈ જાણતા નથી. પણ સમસ્ત ભારતમાં મુંબઈ–કલકત્તાથી માંડી મજાદર જેવડા ૯૬ માણસની વસ્તીવાળા ગામને પાદર પણ હનુમાન બેઠા છે. ગામમાં તો ઠીક પણ જંગલનાં નેસડાંમાં માલધારીઓ કોઇ કાળા પાણાને તેલ સિંદુર ચડાવી હનુમાન બનાવે છે. એનું એક જ કારણ કે કપટ રહિત સેવક-ભાવ અને નિષ્કામ સેવાની સાથે સાથે ત્યાગ અને બ્રહ્મચર્યનો પ્રભાવ.

(રામનું રૂપ ધરું ત્યાં મુને એવા સંકલપ આવે–એ રાગ.)

જગતમાં એક જ જન્મ્યો રે, જેણે રામને ઋણી રાખ્યા–ટેક

રામને ચોપડે થાપણકેરા, ભંડાર ભરીને રાખ્યા (૨);
ન કરી કદીએ ઉઘરાણી તેમ (૨) સામા ચોપડા ન રાખ્યા.
જગતમાં–૧

માગણકેરાં વેણ હરખથી, કોઇને મોઢે ન ભાખ્યાં (૨)
રામકૃપાનાં સુખ સંસારી, સ્વાદ ભર્યાં નવ ચાખ્યાં.
જગતમાં–૨

હરિએ કંઠમાં હાર પે'રાવ્યો, મોતી મોઢામાં નાખ્યાં (૨)
મોતીડાં કરડી માળા ફેંકી (૨), તાગડા તોડી નાખ્યા.
જગતમાં–૩

રામનાં સઘળાં કામ કર્યાં ને, એસાણાં બારણે રાખ્યાં (૨);
રાજસત્તામાં ભડકા ભાળ્યા (૨), ધૂડમાં ધામા નાખ્યા.
જગતમાં–૪

અંજની માતની કૂખ ઉજાળી, નિત રખોપાં રાખ્યાં (૨);
ચોકી રામની કદી ન છોડી (૨), ઝાંપે ઉતારા રાખ્યા.
જગતમાં–૫

'કાગ'કે' બદલો કયારે ન માગ્યો, પોરષ કદિએ ન ભાંખ્યાં (૨);
જેણે બદલો લીધો એનાં (૨), મોઢાં પડી ગ્યાં ઝાંખાં.
જગતમાં–૬

(તળાજા ટ્રેનમાં તા. ૧–૧૨–૫૧)

## ૫૧. ધરતીનો સ્વયંવર

રાજકોટમાં ગરાસદારી નાબૂદીની સભા ચાલતી હતી. બારખલીદારોની એટલે ચારણો–બ્રાહ્મણોની તથા બીજાઓની મળીને બાર લાખ એકર જમીન સૌરાષ્ટ્રમાં છે. આ બધી જમીનના હજારો વરસથી ધણી બનીને ગરાસદારો ભોગવટો કરતા હતા. યુગ મહારાજે પડખું ફેરવ્યું. દેશમાં મહાત્મા ગાંધી જન્મ્યા. એમણે શબ્દોના અર્થ ફેરવ્યા, ભારત એકમાં નહિ પણ બીજા દેશોમાં પણ પંથ ચાલ્યો. રાજાઓએ રાજીખુશીથી ગાદી અને સંપત્તિ છોડ્યાં. પ્રજાનું રાજ આવ્યું. હવે ગરાસદારી ન ચાલે. પણ વ્હેંચણ કેમ કરવી ? એની શરૂઆત શ્રી ઢેબરભાઇને હાથે પ્રથમ સૌરાષ્ટ્રમાં થઇ. ગરાસદારી વ્યાખ્યામાં આવતાં દસ લાખ માનવી ચાકડે ચડ્યાં. છેવટે રાજકોટમાં બધા એક સાથે મળ્યા. મહિનાઓ સુધી વાટાઘાટો ચાલી અને છેવટે જે નિર્ણય થયો તેમાં અમો બારખલીદારોને અન્યાય લાગ્યો અને તે એ કે ૪૦–૫૦ વીઘા જમીન ગણોતીઆ પાસે હોય તો તેને જ રહેવા દેવી. તેમાંથી એક વીઘો પણ બારખલીદારને ન મળે એમાં કઇક વિધવાઓ, સગીરો, વૃદ્ધો, અપંગો અત્યંત મુશ્કેલીમાં મૂકાણાં. એ ઉપરાંત ૧૬૦ વીઘાથી વધારે જમીન હોય, તો પણ ઘરખેડ ન મળે. એમ હજારો માણસો જમીનવિહોણાં બની ગયાં, એ વખતે આ આર્તનાદ જેવું ભજન લખાયું કે; “ ભલે જમીનની વ્હેંચણી થઇ પણ ખેડવા જેટલી રહી હોત તો દુઃખ ન થાત. ”

●

( કર મન ભજનનો વેપારજી–એ રાગ )

મનથી નમું ધરણી માતજી,
નમું ધરણી માત, તારે માટે,
થયા કઇક ઉત્પાત. મનથી–ટેક

માંધાતાની માનુની થઇ તેં, નાખ્યો ગળામાં હાથજી (૨);
છેવટ વખતે છેતર્યો, તું (૨), ચાલી ન એને સાથ....
મનથી-૧

હરણ્યાકંસના ઘરમાં બેઠી, કીધી મીઠી વાતજી (૨);
તેં નૃસિંહને નોતર્યો, એની (૨), ઘોર કરાવી ઘાત...
મનથી-૨

કૌરવવાળી ફોજું કપાણી, વંચાણી જગમાં વાતજી (૨);
હેમાળે જ્યારે પાંડવ હાલ્યા (૨), (તેં) કાઢ્યા ખડ ખડ દાંત...
મનથી-૩

છૂટાછેડા કરીને ચાલી, છોડ્યો નૃપતિનો સાથજી (૨);
ધણી વિનાની નિરખી તુજને (૨), રંક પણ લલચાત...
મનથી-૪

તારો સ્વયંવર ફરી મંડાણો, નથી જાત ને નાતજી (૨);
તુંને વરવા તલખી ઉઠી (૨), સઘળી માનવ જાત.
મનથી-૫

ખેડવા જેટલી રહી હોત ને, (તું) વધારાની વહી જાતજી (૨);
'કાગ' તો તો અમને કદીએ (૨), દિલમાં દર્દ ન થાત....
મનથી-૬



# ૫૨. સમયના દાસ

અતિ ક્ષમામાંથી ખુશામદ જન્મે છે. અતિ વિવેકમાંથી નબળાઇ જન્મે છે. અતિ કૃપામાંથી કાયરતા જન્મે છે. તેમ અતિ વિનયમાંથી સિદ્ધાંતહીનતા જન્મે છે. જેના જીવનમાં 'સુખે રહેવું' એજ ધ્યેય અને હાજી હા–ની ઉપાસના' હોય એવા માનવીનું ચિત્ર આ ગીતમાં દોરેલું છે અને એને પડછાયાનું રૂપક આપેલ છે. દિવસ ઊગે ત્યારે પડછાયો એટલો બધો લાંબો હોય છે કે, આપણો સાદ પણ સાંભળતો નથી. આવો લાંબો જબરો અને ગર્વિષ્ઠ પડછાયો બપોરે પગમાં ગડથોલાં ખાતો હોય છે. કોઈ વૃક્ષને છાંયે જઇએ, ત્યારે તે છાંયડીનો દાસ બની રહે છે. પાછા બહાર આવતાં સૂર્યને સલામ કરીને તે પ્રગટ થાય છે. છેવટે સૂર્યને આથમતા જોઈ નવા સત્તાધીશોને 'ઘણી ખમ્મા' કરનારો એ પડછાયો દીવાને મસ્તક નમાવે છે. ભાવાર્થ એવો છે કે–સત્તાના, લક્ષ્મીના અને કીર્તિના દાસોના જીવનમાં સિદ્ધાંત જેવી કોઈ વસ્તુ હોતી નથી.

●

ગઝલ–ભૈરવી

સૂર્યના એ ગુલામોને, સિદ્ધાંતો કોઇ ના ખપતા;
સમય પામી, વધી, ઘટતા, સમયના દાસ પડછાયા–ટેક

બહુ લાંબા બને તેની, પછી હસ્તિ નથી રહેતી;
પ્રભાતે સાદ ના સુણતા, બપોરે પાવમાં પડતા. ૧

મળે જ્યાં છાંયડી કોની, સૂર્યનો સંગ ત્યાગે છે;
પછી જ્યારે મળે તડકો, હુકમનો દાસ લાગે છે. ૨

પડે સાગરતણા જળમાં, પડે જ્વાળાતણા ઘરમાં;
સૂર્યના હુકમને ત્યાગે, કૂવામાં ના કદી પડતા. ૩

મળે પટ્ટો અંધારાનો, છડી ત્યાં સૂર્યની ત્યાગે;
મળે જ્યાં લૂણ પાણીમાં, જુવો ત્યાં એ તિમિર લાગે. ૪

નહિ સ્થિરતા કદી મનની, ન મમતા 'કાગ' પોષકની;
સૂર્યને જોઇ આથમતાં, દીપકના દાસ પડછાયા. ૫



## ૫૩. પાછા પધારો રઘુરાજ

ચૌદ વર્ષના વનવાસની પિતા-આજ્ઞાનું પાલન કરીને જાનકીજી સહિત ભગવાન રામ પાછા અયોધ્યા પધારે છે. ગામઝાંપેથી જ સૌને મળીને પોતે અયોધ્યામાં પધારવાની ના કહે છે એનું કારણ એ કે, "મારે હાથે ગમે તેમ તોયે હજારો બ્રહ્મહત્યાઓ થઇ છે. જેથી મોટી યાત્રાઓ કરું તે પછી જ અયોધ્યામાં દાખલ થાઉં." સૌ સ્તબ્ધ બનીને આ વાત સાંભળે છે ત્યારબાદ પોતે ચૌદ વર્ષ વનમાં ગયા પછી, રાજવ્યવસ્થા કેવી ચાલી ? તે બાબતમાં પ્રજાજનોને પૂછે છે. ઘણાએ કહ્યું કે, "બહુ સારું રાજ ચાલતું હતું." પણ એમાંથી જે સત્યનિષ્ઠ બ્રાહ્મણો હતા, તે બહાર આવીને શ્રી રામને કહેવા લાગ્યા કે, 'આપે હવે યાત્રામાં ન જવું જોઇએ, કારણ કે સુંદર રાજ ચાલ્યું છે—એમ કહેનારા બધા જૂઠા છે. રાજતંત્ર એટલું બગડી ગયું છે કે, આપની કેટલીએ પેઢીઓ નર્કમાં જશે"

"જિનહિ રાજ પ્રિય પ્રજા દુખારી
સો નૃપ અવસિ નરક અધિકારી" (રામાયણ)

માટે આપે હવે રાજદંડ ધારણ કરવો જોઇએ. સજ્જનોનું રક્ષણ કરવું અને દુર્જનોને શોધી શોધીને દંડ આપવો જોઇએ. આપની ગેરહાજરીમાં કેવું રાજ ચાલ્યું છે, તેનુ વર્ણન સાંભળી લો, પછી તીર્થ કરવા જવું કે રાજ ચલાવવું, એ આપની ઇચ્છા.

"હે રામ ! આપે ચૌદ વરસ દક્ષિણ દિશામાં વસીને રાક્ષસોનો નાશ કરી ત્યાંની પ્રજાને અભય આપ્યું છે, પણ અહિં ઉત્તર તરફ એટલે અયોધ્યામાં કઇક રાક્ષસો જાગી પડ્યા છે. વશિષ્ઠ ગુરુ અને વૃદ્ધ એવા આપના મંત્રી, એ તો કશું ચુંચાં કંઇ બોલતા નથી અને

અધમ માનવીઓના હાથમાં રાજની સત્તા આવી પડી છે. એનાથી એટલો ત્રાસ ફેલાયો છે કે, દેશના સમજુ અને બુદ્ધિશાળી માણસો પોતાનાં ઘર પકડીને બેસી ગયા છે.''

આપના વિયોગથી ભરતજીનું મન તપમય બની ગયું છે. આપની આજ્ઞાથી ત્યાં બેઠા બેઠા બધું ચલાવે છે, પણ એમને રાજકાજ અઘરું, આકરું અને ગોબરું લાગે છે. અયોધ્યાના રઘુવંશીઓનો રાજદંડ, જેનાથી યમ, વરુણ અને ઇંદ્ર પણ ડરે, તે રાજદંડે જાણે વેરાગીનો વેષ પહેર્યો હોય તેવો દેખાય છે.''

" હે મહારાજા રામ ! આપની પ્રજાનું સર્વ અભય નાશ પામ્યું છે. અને મહારાજા ભરતના નામથી પ્રસિદ્ધ એવો ભરતખંડ અત્યારે લૂંટાઇ રહ્યો છે. ''

" હે રામ ! નાદાન લોકોના હાથમાં સત્તા આવવાથી જે જીવન જરૂરીઆતની વસ્તુઓ છે, તેના પર કરવેરા પડ્યા છે, તે એટલે સુધી કે અનાજ અને પાણી પર પણ દાણ નાખ્યાં છે. ''

"જન્મ અને મરણ ઉપર પણ કર પડી ગયા છે. સ્મશાનમાં માનવીને બાળવાનાં પણ દાણ લેવાય છે. અરે ! કેટલા શ્વાસ લેવા એના પણ કાયદા ઘડાય છે. સમસ્ત ભારત અને આર્યોને પૂજ્ય એવી ગાયોને હળે જોડવાના હુકમો થયા છે. એ જ ગાયે હળ જોડી, એ જ ધેનુઓનાં ગૌચરો સત્તાધીશો ખેડાવી રહ્યા છે. ભાઇ બ્હેનનાં લગ્ન થાય તો રાજ એમાં કશો કાન આપતું નથી. અને હે રામ ! દશરથ આદિ રાજાઓની આણ અત્યારે નાશ પામી દેખાય છે. ''

"હે મહારાજ ! સત્તાવાળાઓના કૃપા-પાત્રોએ ગામડે ગામડે કુસંપનાં બી વાવી દીધાં છે. લોકો ક્યાંયે સુખશાંતિ જોતાં નથી. ધર્મગ્રંથોને કોઇ માનતું નથી. સ્વાર્થીઓના અવળા પ્રચારથી પ્રજા

નાસ્તિક બનતી જાય છે. આપના વડીલોએ ઋષિ, મુનિ તથા આશ્રિત વર્ગને આપેલાં ભૂદાન પાછાં પડાવી લીધાં છે. ''

''હે રામ ! આવા ઘોર ઉત્પાતથી સમયસર વરસાદ વરસતો નથી. માનવી માનવીથી ડરે છે. ભૂખ્યાં પ્રેત જેવી પ્રજા આમતેમ દિશા-શૂન્ય બની રઝળે છે. માનવીઓની ધીરજ પર અરાજકતાનાં ધાડાં પડ્યાં છે. ''

'' હે રામરાજા ! કોઇ ઋતુનાં ફળ વખતસર આવતાં નથી. બધી દિશાઓ અંધકારમય ભાસે છે. ચારે વર્ણોમાં પરસ્પર વિરોધ વધી રહ્યો છે. વાણીમાં ધિક્કાર સિવાય કશું દેખાતું જ નથી.''

'' હે રાઘવ ! આપ અહિંથી પધાર્યા પછી બધાં જ અનિષ્ટો અયોધ્યામાં ઉતરી પડ્યાં છે. કુશળતા અને અભય એ તો આપની સાથે જ ચાલી નીકળ્યાં હતાં. બાકીમાં હૃદયરૂપી વેલીઓ પર નિરાશા, શોક અને નફટાઇનું હીમ પડયું છે.''

'' હે ભગવાન ! આપે એક જાનકીજીની આબરુ રાખી ત્યાં તો અયોધ્યાની પ્રજામાંથી અનેક સીતાઓની લાજ લૂંટાઇ ગઈ છે. ઝૂંપડીઓથી રાજમહેલ, કીડીથી હાથી, અયોધ્યા, ભારતભૂમિ અને રઘુવંશનો રાજદંડ, એ બધાં 'પળ પણ રોકાયા સિવાય આપ જલદી રાજકારભાર ગ્રહણ કરો' એમ આપ પાસે પુકાર કરે છે.

•

( સો સો સલામું મારા બાંડુના કેજોને–એ રાગ )

અજોધાં પુકારે, રામજી ! પૃથવી પુકારે ને....
પુકારે છે રઘુકુળનો તાજ રે....
મેડીઉ પુકારે, રાજા ! ઝૂંપડાં પુકારે ને....
પાછા પધારો રઘુરાજ રે........ટેક

વરસ ઘણાં તમે વનમાં વીતાવ્યાં ને....
સુખી કયા ભીલ ને ભૂસુર રે...
દખણમાં જઇને તમે દૈતને સંહાર્યા ને...
ઉત્તરમાં પ્રગટયા અસુર રે....અજોધાં-૧

ગુરુજી ન બોલે, બુઢ્ઢો મંત્રી ન બોલે ને...
દુરજને લીધા અધિકાર રે....
દેશના ડાહ્યા સઘળા સજ્જન સંતાણા ને...
નીકળે નહિ ઘરબાર રે....અજોધાં-૨

તપસી ભરતજીને રાજ નથી રુચતું ને...
વેરાગી બન્યો છે રાજદંડ રે...
અભય સિધાવ્યું રાજા રામની રૈયતનું ને...
લૂંટાય છે તમારો ભરતખંડ રે...અજોધાં-૩

અન્નડાંનાં દાણ છે, રાજા ! પાણીડાંનાં દાણ છેને...
શ્વાસ લેવાનાં પડયાં દાણ રે...
જનમનાં દાણ છે, રામજી! મરણનાં દાણ છેને...
લેવાણાં મસાણો કેરાં દાણ રે....અજોધાં-૪

જગની જનેતા ગાયું હળે લઇને જોડી ને....
ખેડી નાખ્યાં ધેનુનાં ચરાણ રે...
બ્હેન બંધવકેરા સંસાર સંધાણા ને....
ઉઠી ગઈ છે દશરથકેરી આણ રે...અજોધાં-૫

સંપ સળગાવ્યો, રાજા ! સુખ સળગાવ્યાં ને....
સળગાવ્યાં વેદ ને પુરાણ રે...
સાધુ અને બ્રાહ્મણોનાં લીધાં પડાવી, જે...
દીધેલાં તમારાં ધરણી દાન રે...અજોધાં-૬

આવાં ઉતપાતે, રાજા ! મેહુલીઓ રીસાણો ને...
નદી કે કૂવામાં ન મળે નીર રે....
ભૂખ્યાં પ્રેત જેવી, રામજી ! રૈયત ભમે છે ને...
લૂંટાણી માનવીઓકેરી ધીર રે...અજોધાં-૭

ઋતુકેરાં ફળ, રાજા ! ઝાડવે ન આવે ને...
આઠે દિશામાં અંધકાર રે....
ચારે વરણમાં, રામજી ! વિરોધ વધ્યો છે ને...
વાણીમાં વસ્યો છે ધિક્કાર રે...અજોધાં-૮

આપ ગયા ને, રામજી ! અમંગળ ઉતર્યાં ને....
નવ રહ્યાં કુશળ ને ખેમ રે....
શોક નિરાશા અને નિરલજ્જતાતણાં...
હૈયાની વેલડીએ પડીઆં હેમ રે...અજોધાં-૯

સતી રે સીતાની તમે રક્ષાઉં કીધી પણ....
લૂંટાણી કઇક બીજાંની જુઓ લાજ રે...
'કાગ' પુકારે, રામજી ! કણ કણ ભૂમિના...
"પાછા પધારો રઘુરાજ રે"...અજોધાં-૧૦



# ૫૪. સૂર્યને રાત શોધે

કઈક યુગો થયાં રાત સૂર્યને મળવા માટે દોડે છે અને સૂર્ય રાતને મળવા ઝંખે છે. પણ કોઇ કોઇને હાથ આવતું નથી. એકબીજાને ગોતનારાં આંખો મીંચીને દોડ્યા જ કરે છે. કોઇ ઘડીક ઊભું રહેતું નથી અને પાછું વળીને જોતું પણ નથી. એ બન્નેને મેળવવા ઉષા અને સંધ્યા પોકાર કરે છે, પણ એને કોઇ સાંભળતું નથી.

કુદરતનો કાર્યક્રમ અવિરત ચાલ્યા જ કરે છે પણ આપણને એની સમજણ નથી પડતી. બાળક જન્મે છે, ત્યારથી જ મરણની શોધમાં દિવસો વીતાવે છે. મરણ થયા પછી જન્મ માટે જીવ માતાને શોધે છે. બાળ અવસ્થા જુવાનીને મળવા માટે દોડવા માંડે છે અને યૌવન ઘડપણને મળવા માટે ઉતાવળું થાય છે અને જ્યારે વૃદ્ધાવસ્થાને મળે છે, ત્યારે યૌવન કાળને શરણ થાય છે.

અજ્ઞાનને મળવા જ્ઞાન યુગોયુગથી શોધ ચલાવી રહ્યું છે. તેમજ અજ્ઞાન જ્ઞાનને મળવા મથી રહ્યું છે. ક્લેશરૂપી સુંદર વરને મેળવવા આસુરી બુદ્ધિ સ્વયંવર રચીને બેઠી છે અને કંકાસ અક્કલના રૂપની પાછળ દોડ્યા કરે છે. દુઃખની શોધખોળમાં સુખ આખો ભવ દોડે છે અને સુખને માટે દુઃખે દોટ મૂકી છે, છતાં એ બધાં એવા રસ્તા પરથી પસાર થાય છે કે સૌ એક તસુ દૂર રહી રહી દોડ્યા કરે છે અને કોઇનો મેળ મળતો નથી.

જીવનથી થાકેલો વિષય ત્યાગને મળવા તલપાપડ થઇ રહ્યો હોય છે, તેમજ બળીબળીને કંટાળેલું તપ ભોગને માટે મુઠ્ઠીઓ વાળીને દોટ મૂકે છે.

શરદ હેમંતને, હેમંત શિશિરને, શિશિર વસંતને, વસંત ગ્રીષ્મને, ગ્રીષ્મ વર્ષાને અને વર્ષા શરદને મળવા દોટાદોટ કરે છે, પણ કોઇને કોઇ હાથ લાગતું નથી.

ચોરાશી લાખ યોનિમાં અવતરી, મરી, કલેશ શોકથી ઘેરાએલ જીવ ભગવાનમાં મળી જવા વ્યાકુળ બને છે, ત્યારે એકલપણાથી મૂંઝાએલો ઇશ્વર જીવોને મળવા માટે એટલો જ આતુર હોય છે.



રાગ ઊપરનો

જુગ જુગથી રજની સૂરજને ગોતે ને....
ગોતે છે દિવસ રાત રે....
ઊભાં નથી રહેતાં એકે પાછું નથી હેરતાં ને....
પોકારે છે સંધ્યા ને પ્રભાત રે....ટેક

જનમ મરણુને ઢૂંઢે, મોત ગોતે માવડી ને....
ગોતે જોબનીઆંને બાળ રે...
જુવાની ઘડપણુને મળવા ઊપડી ઉતાવળી ને....
મળતાં પોતાને મળીઓ કાળ રે...જુગજુગ–૧

જડતાને મળવા જ્ઞાને ચારે જુગ ઢૂંઢ્યા ને...
ગોતે છે જ્ઞાનને અજ્ઞાન રે...
કલેશને વરવા અક્કલે સ્વયંવર આદર્યો ને...
એ તો ગોતે બુદ્ધિ બાઈનાં સ્થાન રે...જુગજુગ–૨

સંકટને સુખડાં ગોતે, દુઃખ શોધે સુખને રે...
ભવોભવ ભેળાં ન થાય રે....
ત્યાગને વિષય ઢૂંઢે, તપ ઢૂંઢે ભોગને રે....
મળતાં મરણુ એકનું થાય રે....જુગજુગ ૩

શિઆળો ચાહે છે મનમાં ઉનાળાને ભેટવાને...
એ તો ચાહે ચોમાસાનો સાથ રે....
ચોમાસાને હૈડે વસ્યો શરદ શિઆળો ને...
કોઈ નવ કોઇને આવે હાથ રે....જુગજુગ ૪

ચોરાસીથી થાકયો આતમો સંસારથી સળગ્યોને....
ઝંખે છે હરિને મળવા જીવ રે...
'કાગ' રહી એકલો ને પ્રભુ અકળાણો તે....
શોધે છે જીવને જુએ શિવ રે....જુગજુગ ૫



## ૫૫. ઘાણીનો બળદ.

સો વીઘા, બસો વીઘા કે હજાર વીઘાનું ખેતર હોય તેમાં હળ ચલાવનાર બળદને શેઢેથી પાછું ફરવાનું હોય છે. આ બધું જોઇ ઘાણીના બળદને વિચાર આવ્યો કે ' આમ તો થોડી જમીનમાં ફરવાનું છે, પણ મારા કામને માટે કોઇ હદ કે મર્યાદા નથી. મારા કામનો કોઈ શેઢો નથી. આખો ભવ તેલ કાઢ્યા જ કરવું. કયે ઠેકાણે ઊભું રહેવું અને વિસામો લેવો એનો કંઇ ઉત્તર છે કે નહિં ? '

આવો પોકાર એક બળદનો જ કયાં છે ? સર્વ તત્ત્વો પણ ઘાંચીના બળદ જેવી જ સ્થિતિમાં છે. વાયુ પણ પોકાર કરે છે કે ' હવે મારે વિસામો કયારે લેવો ? ' સૂર્ય કહે છે કે ' બળી બળીને હવે હું નષ્ટ થઇ રહ્યો છું. મારે હૈડો શ્વાસ કયારે મેલવો ?' નદીઓનાં પાણી કહે છે કે 'અમારે નિદ્રા લેવાનો કોઇ વખત ખરો કે નહિં ?' અરે નવાં જન્મતાં કરોડો બાળકોને વાચા ફૂટી અને એ પુકારી ઊઠયાં કે, 'અમારે કેટલા બાપ કરવા ? અને કેટલી માતાઓનાં પેટમાં વાસ કરી અવતરવું ?'

આકાશને માપવા ઊડેલું પંખી મહાવ્યોમમાં થાકી ગયું. એણે ચીસો પાડી કે, 'આકાશની હદ કેમ કયાંયે દેખાતી નથી ?'

કાળ મહારાજ જીવોને ચાવતાં ચાવતાં થાકી ગયો. એનાં જડબાં જડ બની ગયાં. ચવાતું નથી, એટલે ચાવવાની ગતિ ધીમી પડી જતાં પ્રાણીઓ એના મુખમાં રીબાઈ રહ્યાં છે.

દરરોજ પડી પડીને રાત્રિના પગ પણ ભાંગી ગયા, છતાં એના પડવાનો પાર ન આવ્યો. આકાશમાં લટકતા કરોડો તારા પુકારી

ઊઠયા કે, 'અમારે આ શૂન્ય મંડળમાં આધાર સિવાય કેટલા દી' લટકવાનું છે ? અહીંથી હેઠું નથી ઉતરાતું તેમ હવે લટકાતું પણ નથી.'

આવી રીતે એક ઘાંચીના બળદની જ નહિ પણ તમામ પ્રાણી માત્ર અને તત્ત્વ માત્ર, જડ અને ચૈતન્ય, બધાંની સ્થિતિ ઘાણીના બળદ જેવી જ છે. જન્મ, જીવન અને મરણની ઘાણીમાં સૌ અટવાયાં છે. એ બધાનું કારણ તો એક જ છે કે, પ્રાણીઓની આંખે આશા-તૃષ્ણાના પાટા બાંધેલ હોવાથી આ ભ્રમમાંથી છૂટી શકતાં નથી.

●

(રાગ ઉપરનો)

ઘાંચીના બળદીઆનું મનડું મૂંઝાણું ને...
'કેટલા દી' કાઢવું મારે તેલ રે.......?
મારા મારગડા કેરો અંત ક્યારે આવશેને?
એનો કોઈ બતાવો ઉકેલ રે'–ઘાંચીના–ટેક

વાવડો કે', 'કેટલું વાવું? શ્વાસ નથી ચાલતોને...'
સૂરજ કે', 'કેટલો તપું તાપ રે?'
નદીનાં નીર કે' 'અમે પોરો ક્યારે પામશું ને?'
એટો કે,' 'કેટલા કરવા બાપ રે'–ઘાંચીના–૧

ઊડીને પંખીડું થાક્યું, 'પંથ ઘણો ખેડીઓ ને
આવ્યો ન આભનો અંત રે...'

કાળકેરાં જડબાં થાક્યાં પ્રાણીઓને ચાવતાં ને
રીબાવી રહ્યો છે જીવ જંત રે... ૨

પડી પડી રજનીકેરા ભાંગી ગયા પગડાંને....
પંથડાનો તોએ ના'વ્યો પાર રે...
'નોધારું અમારે અહિંઆ કેટલું લટકવું ને?'
નવલખ તારાનો પોકાર રે.... ૩

જીવન, જનમ, 'કાગ' મરણની ઘાણી ને...
જનમો જનમની મળી જેલ રે....
આંખડીએ આશાકેરા પાટા તુંને બાંધીઆ ને...
જીવડા તું ઘાણીકેરો બેલ રે...... ૪



# ૫૬. ફોકટ ગર્જના

આ ઘણાંખરાં ભજનોમાં અન્યોક્તિ છે. સમુદ્રનું ગાજવું નકામું છે, કારણ કે એનામાં એકરંગતા નથી, દૃઢતા નથી. ઘડીકમાં ભરતી, ઘડીકમાં ઓટ. કોઇ દુઃખી માનવીને એની અંદર પડેલી અઢળક લક્ષ્મીમાંથી એક પાઇ પણ મળતી નથી. વળી એ એટલો આપડાહ્યો અને અહંકારી છે કે, પોતે જ ગાજ્યા કરે છે. કોઇનું બોલવું કદી સાંભળતો નથી, તેમજ ઘડીકે એના જીવને શાંતિ નથી.

ઘરમાં ને ઘરમાં નાચે છે, કૂદે છે, દોડે છે અને ઘરમાં સંતાડેલી લક્ષ્મી ગણ્યા કરે છે. ગણીગણીને પાછી દાટયા કરે છે. જો એ સમુદ્ર એના ઘરથી બહાર નીકળવાનો વિચાર કરે તો આખી દુનિયા ધ્રૂજવા લાગે છે.

એને ઘણા દીકરા છે. બીજા તો એના જેવા જ છે. પણ એક પુત્ર જગતનો અન્નદાતા અને મહાદાતાર નીકળ્યો. લોભી સમુદ્રને એ પુત્ર ક્યાંથી ગમે ? એટલે પુત્રને પિતાથી જુદો થઇ આકાશમાં વસવાટ કરવો પડ્યો. એની ગર્જના, તોફાન અને ઘમંડ જગતને મીઠાં લાગે છે. કારણ કે એ આપે છે. એનું નામ છે ઘનશ્યામ—મેઘમહારાજ.

અરે કોઇ અજાણ માનવી સાગરને મોટો સમજી એને ઘેર મેમાન થાય તો તે યમદ્વારમાં પહોંચી જાય છે. વળી દુષ્કાળ વખતે પણ અન્ન પકાવવા માટે એનાં અપાર પાણી જગતને કામ લાગતાં નથી. એટલે સાગરની ગર્જના ફોકટ છે.



( કર મન ભજનનો વેપારજી—એ રાગ )

ગરજે સાગરીઓ શું કામજી ?....
સાગરીઓ શું કામ—?
ઉરમાં શેનાં છે અભિમાન ?...ગરજે—ટેક

ઘડીક હસતો, ઘડીક રોતો, મીઠપનું નહિ નામજી (૨);
ક્યારે એને કદીય ન મળે (૨), દુઃખી જનને દામ—
ગરજે—૧

શબ્દ કોઇનો સાંભળે નહિ, બોલે આઠે જામજી (૨);
મદ ભરેલો ઉછળતો, એને (૨), અંગડે નહિ આરામ—
ગરજે—૨

ઘરમાં દોડે, ઘરમાં કૂદે, ગણે ઘરમાં દામજી (૨);
બા'રો ઘરથી નીકળે તો (૨), કંપે જીવ તમામ—
ગરજે—૩

દીકરો એનો દીનદયાળુ, (જેનું) નામ ભલું ઘનશામજી (૨);
પિતાજીથી જુદો થઇ, એણે, (૨) દૂર વસાવ્યાં ગામ—
ગરજે—૪

'કાગ' અતિથિ (એને) ઘેર આવે તો, પો'ચે જમને ધામજી (૨)
કાળ દુકાળે પાણી એનાં (૨), કોઇને ના'વે કામ—
ગરજે—૫



# ૫૭. દીવડા બળ્યા કર.

આ ભજન લખાણું ત્યારે બારખલી પ્રકરણ અંગે ચારણો અને બ્રાહ્મણોનો હળવદમાં સત્યાગ્રહ ચાલતો હતો. એ બાબતમાં વાત કરવા અમોને શ્રી ઢેબરભાઇએ ધંધુકા બોલાવેલા. ત્યારે ચૂંટણી પણ ચાલતી હતી. રાત્રે મોટી સભા થઇ હતી, ત્યાં આ ભજન હું બોલેલો. શ્રી ઢેબરભાઇને દીવાની ઉપમા આપીને વિષય વર્ણેલો છે. કોઇ એક ઓરડીના ખૂણામાં બળીને જીવન પૂરું કરવું એ દીવાના જીવનનું સાર્થક નથી, પણ દીવો જ્યાં જ્યાં અંધારું જુએ ત્યાં દોડી જાય. પોતે તો બળી જવાનો છે, પણ લાખોના પંથને અજવાળતો જાય. જીવનમાં કોઇ પણ વિઘ્નોથી એ ન ડરે. પ્રાણીઓને જીવન અને દીવાને દીવેલ પૂરનાર બીજો હોય છે. માનવી જીવને પેદા કરી શકતો નથી. તેમ દીવો તેલ ઉત્પન્ન કરી શકતો નથી. એનો પૂરણહાર કોઇ દીનબંધુ અદૃષ્ટ હોય છે. "મારા શરીરનું શું થશે? સિદ્ધાંત જાળવતાં દુશ્મનો વધી જશે, તો શું થશે?" એનો વિચાર સત્યના સેવકે કરવાનો જ નથી. સત્ય જેના પાયામાં છે, અહિંસા જેનો ગુરુમંત્ર છે, એવો ગાંધીપંથ એ સૂર્ય જેવો સાક્ષાત્ દર્શનીય છે, તેની સામે પતંગીઆરૂપી બીજા વાદો ટકી નહિ શકે, પણ એ વાદો તો એના સેવકો બની જશે.

"હે દીવા! તારા તેજનું ગોળ કુંડાળું પડે છે. દૂર દૂર દૂર અંધકાર(અજ્ઞાન)ની કાળી કાળી સેનાઓ ઢૂકળે છે, પણ દીવા! તું યાદ રાખજે કે બીજાને માટે જીવન અર્પણ કરનારનો કોઈ વાંકો વાળ કરી શકતું નથી."

"હે સૌરાષ્ટ્રના દીપક! મેડીઓમાં, બંગલાઓમાં તને ફાવે તેમ બળજે અને કૂદજે, પણ ખ્યાલ રાખજે, ઝૂંપડીઓમાં જાળવીને

૧૦

બળજે. નહિતર ક્યાંક એ બળીને રાખ થઇ જશે. સૂર્યાસ્ત સમયે સૂર્યનો ચાર્જ લેવા કોઇ દેવે તૈયારી ન બતાવી. પરંતુ હે દીવા ! ફક્ત એક તેં જ પાનબીડું ઝડપી લીધું. અને હે દીવા ! ગાંધીપંથની ગાદીનો અત્યારે તું વારસદાર છે. જમીનદારી નાબૂદીમાં અપંગ, વૃદ્ધ, ગાંડાં, બાળકો અને વિધવાઓ રઝળી ન પડે તેની તું સંભાળ રાખજે."

•

( કર મન ભજનનો વેપારજી–એ રાગ )

દીવડા ! બળો ઝાકઝમાળજી........
બળો ઝાકઝમાળ–
તજી મન ફૂંક લાગ્યાની ફાળ........દીવડા. ટેક.

બળતાં બળતાં બીજા કોઇના, મારગડાને અંજવાળ જી (૨);
રૂદિયા ભીતર રાખીશ ના તું (૨) ફૂંક લાગ્યાની ફાળ–દીવડા–૧

પૂરણહારો પૂરશે તને, દીવેલ દીનદયાળ જી (૨);
તળીએ કેટલું તેલ છે એની (૨), રાખીશ ના સંભાળ–દીવડા–૨

લડવા કાજે ભલેને આવે સામાં, પતંગીઆનાં પાળ જી (૨);
દિવાકરનો દીકરો તું (૨), અંધારાનાં એ બાળ–દીવડા–૩

અંધારાની ફોજું ઊભી ભલે, ચોતરફ વિકરાળ જી (૨);
બીજાને કારણે જે બળે એનો (૨), વાંકો થાય નહિ વાળ–દીવડા–૪

ફાવે એમ તું બળ્યા કરજે, મેડી કેરે માળ જી (૨);
જોજે, દીવડા ! લાગી જાય નહિ (૨), ઝૂંપડીઓમાં જ્વાળ–દીવડા–૫

'કાગ' સઘળા દેવ ડરીઆ, અંધારાની ફાળજી (૨);
સૂરજ જાતાં તુંને કીધો (૨), (એની) ગાદીનો રખવાળ–દીવડા–૬



( લીંબડી તા. ૩–૧૨–૫૧ )

# ૫૮. સૂર્યનો અહંકાર

સૂર્યને અહંકાર આવ્યો કે, 'હું આથમી જઈશ, પછી કારભાર અટકી પડશે. ઘોર અંધારું જામશે. એટલે બધો વહેવાર રૂંધાઈ જશે.' ખરેખર એમ જ બન્યું. સૂર્ય વિના જગત સૂનું લાગવા માંડયું અને ત્રણે લોકમાં અંધારાની ફોજું ઉતરવા લાગી. જગત અંધકારથી ત્રાસી ઉઠયું. એ વખતે એક નાને દીવડે પડકાર આપ્યો અને અંધકારને હઠાવવા હામ ભીડી. એણે સૂર્યની જગ્યા સંભાળી લીધી અને કારભાર ચાલવા માંડ્યો.

•

રાગ ઉપરનો

સૂરજ ! આણો ના અહંકારજી
આણો ના અહંકાર–
ગોવિંદ ગર્વ–ગંજણહાર–સૂરજ–ટેક.

સાંજ સવારે માનવ સઘળા, વંદે વારંવાર જી (૨);
પ્રાણી કોઇ નથી પગલું ભરતું (૨) હુકમની હદબાર–સૂ૦ ૧

રીસાણા એ સૂરજ રાણા, વાગ્યા બરાબર બાર જી (૨);
રાજ રેઢું મેલીને ચાલ્યા (૨), કરશે કોણ કારભાર ?–સૂ૦ ૨

દિવસ જાતાં સૂનાં દીસે, ડેલી ને દરબાર જી (૨);
અટકી પડીઓ અંધારામાં (૨), જગતનો વહેવાર–સૂ૦ ૩

ભાણ વિનાના ત્રણ ભુવનમાં, ઉતરીઆ અંધકાર જી (૨);
'કાગ' અંધારાની ફોજું સામે (૨) દીવડે દીધો પડકાર–સૂ૦ ૪



(રાજકોટ તા. ૪–૧૨–૫૧)

# ૫૯. "અંધારાનું વેર"

વેર શબ્દ જ કેટલો ભયંકર છે ! વેર વાળવા જતા માણસને માથે શું શું વીતે છે ? દીવાને અંધારાની સાથે વેર છે, માટે રાત દિવસ એ એનું જ રટણ કર્યા કરે છે. એની કાળી મૂર્તિ દીવાના હૃદયમાં વસી ગઇ છે અને રૂંવાડે રૂંવાડે અંધારું એવા ભણકાર ઊઠે છે. એ કારણથી જેની બધી બાજુ ઉજળી છે, એવા દીવાને ઘેર કાજળ નામનો પુત્ર જનમ્યો. ( બધી બાજુ ઉજળી એટલે ઘી, રૂ, અગ્નિ વગેરે. )

અંધારાનું વેર વાળવા જતાં અને બીજાને પ્રકાશ આપવા જતાં એના જ હૃદયમાં અંધારું ફરી વળે છે. દીવો તો ખોટો યશનો ધણી બને છે. ખરી રીતે તો તેલ અને દીવેટ એ જ બળે છે. એ બન્નેને ભોગે પોતે કીર્તિ લેવા જાય છે પણ એને ખબર નથી કે એ જ કારણથી એનું મોઢું કાળું થઇ જાય છે.

" હે દીવા ! બીજાઓને માટે, તેં અંધારાની સાથે વેર કરેલ છે પણ યાદ છે કે આ જગત કેટલું સ્વાર્થી છે ? કે સૂર્ય ઊગ્યા પછી તારો કોઈ ભાવ પણ નહિ પૂછે. હો ! "

" અને, હે દીવા ! જે કોઇ તારી સોબત કરે એની કુશળતા નથી રહેતી. તેલ અને દીવેટે તારો સંગ કર્યો તો એમનો સમૂળગો નાશ થયો. "

●

રાગ–ઉપરનો

દીવા ! તારે અંધારાનાં વેર જી......
અંધારાનાં વેર, એમાં કાંઈ–
પડયો ન જરીએ ફેર–દીવા ! ટેક

વેરી જનનું રટણ કરતાં, ઉરમાં ઉપજ્યું ઝેર જી (૨);
ઉજળા વંશમાં કાજળ કાળું (૨), જન્મ્યું તારે ઘેર–દીવા! ૧

બીજા ઘરને અંજવાળ્યાની, ઉરમાં આવે લ્હેર જી (૨);
તારા ઘરમાં અંધારું છે (૨), પાછું વળીને હેર–દીવા! ૨

તેલ દીવેટ બેને ભોગે, લેતો જશની લ્હેરજી (૨);
તેને પાપે કાળું મોઢું (૨), દરપણુ લઇને ટેર–દીવા! ૩

દુનિયા કાજે અંધારાનાં, ખેડ્યાં વસમાં વેરજી (૨);
સૂરજ ઊગતાં રે'શે નહિ જો(૨), તારાં બેસણાં કોને ઘેર?–દીવા! ૪

તારી સોબત જે કરે એની, રહે ન કુશળ ખેર જી (૨);
ભેરુ કરીને ભરખી લીધા (૨), 'કાગ' એ કાળો કેર–દીવા! ૫

( રાજકોટ તા. ૪–૧–૫૧ )



# ૬૦. અંધારાની ભૂલ

કોઇ વસ્તુ જ્યારે હદ છાંડે છે, ત્યારે તેના પ્રતિકારરૂપ જવાબનો જન્મ થાય છે. દીવાની ઉત્પત્તિ કરનાર કોઇ માનવી નથી, પણ અંધારું છે. અંધારાનો સાર્વભૌમ ડંકો વાગ્યો, સૌ કોઇએ એના રાજની કબૂલાત લખી આપી, એની સત્તા અને આજ્ઞાને સ્વીકાર્યાં, છતાં અંધારાને હજુ વિશેષ સત્તા અજમાવવાની ઇચ્છા થઈ અને બરાબર અરધી રાતે તે હબસીના મોઢા જેવો રંગ ધરી જગતને ભયંકરતાથી એટલું ડરાવવા લાગ્યું કે, પ્રાણીમાત્ર ફફડી ઊઠયાં કે 'હવે શું કરવું ?' એ જ વખતે એક કોડીઆમાં દીવાનો જન્મ થયો. અંધકારના મદનું એણે મંથન કર્યું. પછી તો એક દીવડામાંથી અનેક બન્યા અને આખા જગતમાં એ રાત્રિના રાજા બની ગયા. અંધકારની અહંતાનો પોતાના પ્રકાશથી જવાબ આપ્યો. અંધારાના ઘરની અને બહારની બધી વાતના એ દીવડા જાણકાર હતા. ક્રોધે ભરાએલ રાત્રિ સામે જાણે મશ્કરીની વારતા માંડી હોય, તેમ હસતા હતા. સંધ્યાનું સિંહાસન પડાવીને રાત્રી રાણી થઈ બેઠી હતી, અને એ એટલી બધી કાળી બની કે એમાંથી દીવા પ્રગટયા અને છેવટે સૂર્યને નો'તરવો પડ્યો.

●

રાગ ઉપરનો

દીવડો અંધારાની ભૂલ જી............

કાંઈ ન સૂઝે મારગ કોઇને, એવું કાળું નવ થાત જી (૨);
અંધારાના રાજમાં તો (૨), ક્યાંય દીપક ના દરસાત–દીવડો–૧

ઘરમાં દીવડા, બહાર દીવડા, દીવડા સળગે આભ જી (૨);
અંધારાની આપખુશીના (૨), દીવડા છે જવાબ-દીવડો-૨

તનની જાણે, મનની જાણે, જાણે ઘરની વાત જી (૨);
રોષ ભરાણી રજની સાથે (૨), દીવડા માંડે વાત-દીવડો-૩

સંધ્યાનું સિંહાસન ચોરી, રાણી થઈ ગઈ રાત જી (૨);
'કાગ' સૂરજને નોતર્યો (૨), તેથી આવ્યું છે પ્રભાત-દીવડો-૪

( રાજકોટ તા. ૪-૧૨-૫૧ )



## ૬૧. "ઇશ્વરની કૃપા વિના"

પ્રાણી માત્ર ભવિષ્ય અને વર્તમાનમાં પોતાના જ કર્મનું ફળ ભોગવે છે, પણ ઇશ્વરી કાયદાને આધીન રહેવું, એ ઇશ્વરની કૃપા મેળવવાનું સુંદર સાધન છે. જેણે જાણ્યે અજાણ્યે કુદરતની આજ્ઞાને માની ન હોય, તેને જીવનની બધી સામગ્રીઓ દુઃખ દેનારી નીવડે છે.

●

રાગ–ઉપરનો

જેને માથે મોહનની નથી મેર જી...ટેક

મિત્ર માની સુખ ચાહે ત્યાં, વધે ઝાઝાં વેરજી (૨);
મીઠું કલ્પી મોઢે માંડે ત્યાં (૨), નીકળે કડવું ઝેર-જેને–૧

પુત્ર માની પોતાનો એનો, પ્રેમે કરે ઉછેર જી (૨);
છેવટ વખતે શત્રુ બની એ (૨), વરતાવે છે વેર-જેને–૨

મણ તોળીને પાછું તોળે, (ત્યાં) થાય એક જ શેર જી (૨);
અંજવાળાને આંગણે જાતાં (૨), નીકળે ઘોર અંધેર–જેને–૩

ભૂમિમાંથી ભાલાં લાગે, એમાં પડે ન ફોર કે ફેર જી (૨);
'કાગ' હરિની કૃપા વિના(૨), એની રીસાણી રૂદિઆની લેર–જેને–૪



# ૬૨. બંગલા બોલો

એક મોટા ઉજ્જડ બંગલાને જોઇને આ ભજન સૂઝ્યું છે. ભાવાર્થ એવો છે કે સત્તાધીશો અને લક્ષ્મીપતિઓના બંગલાઓમાં કેટલાંય હાડપિંજરના હોકારા થતા હોય છે. એને પાણે પાણે ગરીબો અને ભોળાં માનવીઓની હાયના પુકાર ઊઠતા હોય છે. બંગલાને કવિ પ્રશ્ન કરે છે કે "હે મહેલ ! તારી અંદર બનેલાં કાર્યોની સાચેસાચી વાત આજ જગતને સંભળાવી દે. કહે તો ખરો કે, મુત્સદ્દીગિરીની તરવારને સજવા માટે સરાણ કેવી હતી ? એની દોરી ખેંચનાર કોણ હતું ? અને એની ધાર કાઢનાર કોણ હતો ? માનવીને હાલતાંચાલતાં રાખી એ તરવારથી એમનાં ખૂન કેવી રીતે કરવામાં આવતાં ?"

"હૃદયમાં દુશ્મનપણાની જ્વાળા સળગતી હોય છતાં જેનાથી આંખથી સ્નેહ બતાવાતો હોય, જમવાનાં નોતરાં આપી, સાથે બેસારી પ્રીતિ બતાવાતી હોય અને પછી એનો શિકાર કરવામાં આવતો હોય, એ કેવી રીતે બનતું ? એ બંદૂક ક્યારે છોડવામાં આવતી હતી ? અને શિકારમાં ફસાએલ એ માનવીને ગોળી લાગવા છતાં એનો જીવ કેમ જાતો નહિ ?"

"સમજાવી, પૈસા આપી, ભય બતાવી, ભાઇ બની, અને પછી બ્હેન કહેલ બાઇના શિયળ પર લૂંટ કેમ ચલાવવામાં આવતી હતી ?"

"બીજાઓનાં લોહી પીવાના (યંત્ર) સંચાને કેવી રીતે સંતાડી રાખવામાં આવતો હતો ? અને એ બધાં કરેલાં પાપોને ઢાંકવા માટે કેવી ચાલાકીથી થોડુંક દાન આપવામાં આવતું હતું ? અને ભોળાં થએલાં માણસો એની કેવી વાહ વાહ બોલતાં હતાં ? હે બંગલા ! એ દાન કેવું હતું ? તે કહે તો ખરો !"

કવિની વાત સાંભળી, લાંબી વાત કર્યા સિવાય, બંગલે બે જ શબ્દોમાં ઉત્તર આપ્યો કે " હે ભગવાન ! કોઇને બંગલાનો અવતાર ન દેજે. મારે તો હિમાળામાં હાડ ગાળીને હવે નાની ઝૂંપડી બનવું છે અને પરસેવાની પૂજા કરવી છે. "



( દર્શન વિના તરસે દાસી, વિઠ્ઠલ ગોકુળના વાસી—એ હીંચનો રાગ )

બોલો, ભાઇ ! બંગલા ! બોલો...હૈયાની હાટડી ખોલો....
ભાખેલું જીભથી ભાંખો....રૂદામાં ન સંઘરી રાખો...ટેક

કોણ સજેયો ? કોણ સરાણું ? કોણ દોરડી ખેંચણ હા....ર;
જીવતા રાખીને જીવ લેતી એ, કેવી હતી તરવાર ?
રૂદાકેરા મ્યાનમાં રે'તી...કયારે કયારે બાર નીકળતી...બોલો–૧

અંતરમાં જેને આગ ભભૂકે, પ્રગટે આંખે ધ્યા....ર;
સાથે બેસારી સ્નેહ દેખાડી, ખેલતા કેમ શિકાર ?
ભડાકો કેમ એ થાતો....? નો'તો તોય જીવડો જાતો....બોલો–૨

સમજાવાનાં, દામનાં, ભયનાં, કેમ ઘૂંટાતાં ઘે....ન ?
બંધવો થઈ એને પાસે બેસારી, મુખેથી બોલીને બેન !–
શિયળ એનું કેમ લૂંટાતું....? નિખાલસ બોલે જે વાતું...બોલો–૩

સંઘરી કયાં એ રાખતાં સંચો ? પીતો લોહીનું પા...ન;
પાપ ઉઘાડાંને ઢાંકવા કાજે, આપતાં એમાંથી દાન–
કહો હતાં દાન એ કેવાં....? ભાખો તમે જોયેલ જેવાં...બોલો–૪

'કાગ' બે આખર બંગલો બોલ્યો, સૂણવામાં નથી સા...ર;
" ઈશ્વર ! કોઇને આપીશ માં આવા, બંગલાનો અવતાર–
હિમાળાના મારગે જાવું....નાની એવી ઝૂંપડી થાવું..." બોલો–૫

 (લીંબડી તા. ૭–૧૨–૫૨)

# ૬૩. કેમ સૂકાણાં સરવાણી

મહુવા તાબે સોડવદરી ગામે મારી વાડીમાં નવો કૂવો બનાવ્યો. પાણીની તાણ રહી. એટલે સાંગડી નખાવી. પાણી ખૂબ આવ્યું પણ પડખામાંથી આવતાં પાણી ધીરે ધીરે બંધ થવા લાગ્યાં. તે વખતે આ ગીત બનાવેલું.

આત્મવિશ્વાસરૂપી કૂવાની આસપાસ ભેખડમાંથી આવતાં આવેશનાં પાણી બંધ થયાં, એટલે જીવનસુવાસની વેલડી કરમાવા લાગી. સુંદર મનોરથરૂપી છોડ સુકાવા લાગ્યા. વળી મમતારૂપી વૃક્ષોને ફળ આપતી વખતે પાણી ન મળ્યું, તેથી તે ફળો બેસ્વાદ બની ગયાં. જીવરૂપી ખેડૂત આ બધું જોતો રહ્યો અને એની વાડી ભેળાઇ ગઇ.

કમાણી બધી નાશ પામી. હિંમત ચાલી ગઇ. ધીરજ ખૂટી ગઇ. એ વાડીનાં વૃક્ષો પર કઇક રંગના મીઠા રાગવાળાં આશારૂપી પંખીડાં બેઠાં હતાં, તે ઊડી ગયાં. પવનમાં એની પાંખનો ભણકાર સંભળાણો. કૂવાને ખૂબ ઊંડે ઉતાર્યો. છેવટે એમાં સકામ ભક્તિની સાંગડી નાખી. પાતાળ સુધી ગયો પણ કામ કરવાનું કંઈ પણ વળતર મળ્યું નહિં અને સાક્ષાત્કારરૂપી તળીઆનું પાણી મળ્યું જ નહિ.

●

( ભૈરવી–આશાવરીની છાયા )

કુવાનાં સુકાણાં સરવાણી રે જી.........

કુવાનાં સુકાણાં સરવાણી સુકાણાં સરવાણી રે જી...ટેક

જીવન સોરભની વેલડીઉં એ, પાણી વિનાની કરમાણી રે જી....(૨);

મનસૂબાની કળી મુંઝાણી (૨), સુંદર વાડી સુકાણી–

કુવાનાં–૧

વૃક્ષ બધાંને ફળતી વખતે, છાંટો ન મળીઉ પાણી રે જી...(૨);
આતમ ખેડૂત જોઇ રહ્યા ને (૨), એની ભૂમિ ભેળાણી-
કુવાનાં-૨

શીલ સંતોષ ને સાધુતાની, કીધેલ વાડ વીંખાણી રે જી....(૨);
આશાનાં પંખીડાં ઊડી ગયાં ને (૨), પાખની વાણી સંભળાણી-
કુવાનાં-૩

સીંગડી નાખી, જોર ચલાવ્યું, 'કાગ' ન ફળી કમાણી રે જી...(૨);
પાણી કાજ પતાળે પોંચ્યો (૨), તોયે મળ્યું નઈ તળવાણી-
કુવાનાં-૪

( સોડવદરી તા. ૯-૩-૫૩ )



# ૧૪. " કુવાનાં નીરને "

ઉનાળો આવ્યો. કુવામાં આવતી સેરો બંધ થવા લાગી. ત્યારે કુવો કહે છે કે, " હે પાણી ! તમને મળવા માટે મેં મારું પેટ ખોદાવી નાખ્યું. કાળજામાં સારડી મૂકાવી. ઘણ, કોદાળી તથા પાવડાના માર સહન કર્યા. મારી અંદર પ્રેમરૂપી પાણી રહે એટલા માટે હું ઊંડો બન્યો. તમારા માટે આટલું દુઃખ સહન કર્યું અને અત્યારે બરાબર ઉનાળા વખતે તમે કેમ ભાગી નીકળ્યા છો ? "

ત્યારે પાણી કહે છે કે, " હે કુવા ! તારી વાત સાવ સાચી છે, પણ ખરી વાત તો એ છે કે ઉનાળાની ધૂણી ધખી છે, એનો તાપ અમારાથી સહન થઈ શકતો નથી, માટે અમે ભાગી જઈએ છીએ. અમે તો સુખનાં સંગાથી છીએ." કુવે નિસાસો નાખ્યો કે, " સ્નેહ બાંધતાં પહેલાં મેં એમને ઓળખ્યાં નહિ." પછી કુવો જ્યાં તળીએ જુએ છે, ત્યાં તળીયામાંથી નીચેથી આવતાં જે સાચાં પાણી હતાં, તળવાણી હતાં, તે ટકી રહ્યાં હતાં.

રાગ ઉપરનો

કુવો કે' " કેમ સુકાણાં સરવાણી રે જી !
કેમ સુકાણાં સરવાણી," કુવો ક, " કેમ સુકાણાં સરવાણી રે... જી "–ટેક
" પ્રેમને કારણે પેટ કપાવ્યું, કાળજે સારડી તાણી રે જી (૨);
નીર ! તમે કાં હાલી નીકળ્યાં ? (૨), બીજે પ્રીત બંધાણી–કુવો–૧
પ્રેમતણું હું પાત્ર બન્યો ને, ઉરમાં સંઘર્યાં આણી રે જી (૨);
કાળે ઉનાળે ભાગી જાઓ કાં ? (૨), ફેરવી પ્રીત પર પાણી"–કુવો–૨
પડખાવાળાં પાણીડાં બોલ્યાં, " પ્રીત નથી પુરાણી રે જી (૨);
ધરણી માથે ધોમ ધખે છે (૨), એની ન ઝીંક ઝલાણી"–કુવો–૩
સુખનાં સાથી ચાલ્યા ગયા, (એની) કુડી પ્રીત કળાણી રે જી (૨);
'કાગ' કુવાની વિપત્તિ વખતે (૨), એક ટકયાં તળવાણાં. કુવો–૪

( સોડવદરી તા. ૧૭–૧૧–૫૩ )

# ૬૫. તોપુંના ઘડનાર

જોડકાનું બ્રહ્માંડ છે. શબ્દો પણ જોડકાંના જાયા છે. ઊંચની સામે નીચ, સારું–નરસું, કડવું–મીઠું, ભેદ–અભેદ, સ્વર્ગ–નર્ક, દિવસ–રાત, સ્ત્રી–પુરુષ, માયા–બ્રહ્મ, તેમજ હિંસા–અહિંસા. આ બધા શબ્દો સરજાયા, ત્યારથી તેમની હરિફાઇ ચાલી આવે છે કે કયો સારો? કાળબળ એ જુદા જુદા શબ્દોનો તોડ. અર્થ ફેરવીને કર્યે જાય છે. હિંસા પણ ઉત્પત્તિકાળ જેટલી જ જૂની છે અને પોતાનો હુકમ ચલાવતી આવે છે. શાસ્ત્ર–પુરાણો આ શબ્દ પર રચાયાં છે. હવે આપણી બુદ્ધિ પ્રમાણે એની થોડીક વાનગી તપાસીએ. હિરણ્યકશિપુ અને હિરણ્યાક્ષ એમણે વિષ્ણુ સાથે વૈર કર્યું. બંને મરાયા, પણ વૈર-શાંતિ તો પ્રલ્હાદે જ કરી.

તે પછી દાનવોના વૈરનો હુતાશન બળિરાજાએ વિષ્ણુના ચરણુ ચાટીને શાંત કર્યો.

રાવણુ અને શ્રી રામના વૈરનો અંત લંકાના રણમાં આવ્યો ન હતો, પણ એનો અંત વિભીષણે આણ્યો; નહિં તો અયોધ્યા અને લંકા વચ્ચે પેઢીઓ સુધી લડાઈ થયા જ કરત.

ઇંદ્રનું ખાંડવ વન અર્જુને બાળ્યું. તેમાં ઘણા નાગો સળગી ગયા, ત્યારથી પાંડવો પ્રત્યે નાગકુળનું વેર શરૂ થયું. એટલા જ માટે પરિક્ષિતને તક્ષકે ડંસ દીધો અને એનો જીવ લીધો.

પછી મહારાજા જનમેજયે પિતાનું વૈર વાળવા સર્પસત્ર યજ્ઞ કર્યો, તેમાં આખાં નાગોનાં કુળનાં કુળ હોમી દીધાં. મહાભારતમાં એનું ભયંકર અને ત્રાસદાયક ઘોર વર્ણન છે. તેનાથી પણ એ વૈરનો અંત ન આવ્યો અને વર્ષો સુધી લડાઇ ચાલ્યા જ કરી.

એટલે હિંસાથી, બળથી, અને લડાઈથી કાળનો અંત આવ્યો

લાગે છે, તે ભ્રમણા છે. સત્તાધારી માનવીઓ કાયમ એમાં રાચતા હોય છે.

હિંસાનું મોટું સાધન શું? બાણ તો ગયાં, પછી તલવાર આવી. તે પણ અત્યારે તો મરણ પથારીએ પડી છે. પછી આવ્યું યંત્રબળ. અને એ બધાંનું પ્રતીક તોપ. પણ વર્ણન કરીએ છીએ, એ તોપ કેટલી મોટી છે! તેનું માપ તપાસીએ. સમસ્ત હિંસાખોરોના વિચારો ભેળા કરી, એક માનવી ઊભો થયો તે આ તોપનો ઘડનાર. આખી પૃથ્વીની એણે એરણ કરી. મેઘમંડળનો મોટો ઘણ બનાવ્યો. લુહારને લોઢાં ઠંડાં કરવાની એક કુંડી હોય છે, તે કુંડી ફક્ત આખા સાગરની કરી. તપાવેલું લોઢું જ્યાં કુંડીમાં બોળ્યું, ત્યાં તો સાગરનાં નીરને પાંચ ડીગ્રી જેટલો તાવ ચડી ગયો અને તેલની કડા માફક નીર ઊકળી ઊઠયાં.

વાયુ માત્ર ભેગા કરીને એની એક ધમણ બનાવી અને ઇંધણાંને બદલે અજ્ઞાન, ભોળાં અને નિર્દોષ માનવીઓનાં શરીરોનું સરપણ બનાવી એમાં ઓરવા માંડયું.

એ ધમણમાંથી સર્વનાશરૂપી ઝેરના ફુતકારો નીકળવા લાગ્યા.

આવડી એક તોપ બનાવવી હોય, ત્યારે કેટલું લોઢું જોઇએ આખા જગતનું લોખંડ ખૂટી ગયું, તોપણ આ તોપ અધૂરી રહી. પછી જીવનરૂપ જે ઉત્પાદન શક્તિ છે, તેના કલેવરને પકડી લેવામાં આવ્યું. એ કલેવર એટલે શું? કોશ, કોદાળી, રેંટીઆની ત્રાક, સંચાની સોય. આ બધી વસ્તુઓને ભેળી કરીને એ ધમણથી ગાળી નાખવામાં આવી. અરે! વિચાર કરીએ કે, એ તોપ બનાવવી હોય, ત્યારે કેટલી કોશ, કોદાળી અને સોયો જોઇએ? અહો! એટલેથી પણ એ અધૂરી રહી. માનવીની છેલ્લી જિંદગીના આશ્વાસન-રૂપ અને સાચા જીવનની ઝાંખી કરાવનારો અમારો જે તંબુર એના

તારો પણ ઝૂંટવી લઇ ગાળી દેવામાં આવ્યા અને છેવટે એ તોપ તૈયાર થઇ. એ તોપ ઘડવા માટે અક્કલની સાંડસી વપરાણી, જેણે ઈશ્વરનો સાફ ઇન્કાર કર્યો; કારણ કે 'બુદ્ધિના દીકરીનું' નામ નાસ્તિકતા છે. કવિ કહે છે કે " હે તોપના બનાવનાર ! તું તારું સ્વરૂપ ભૂલી આજે રાક્ષસ બન્યો છે. પણ ખરેખર તું તો સત્, ચિત્ અને આનંદરૂપ આત્મા છે. ક્રૂર નથી. હે લુહાર ! તું તો લેરખડો અને આનંદી છે.

તોપ રણમાં ચાલી. મોરચા મંડાણા. રણશીંગાં વાગ્યાં અને સામસામા હાકોટા–પડકારા થયા. લાખો નિર્દોષ માનવીઓને રણમાં આવી ઊભેલા જોઇને તોપની દશા અર્જુન જેવી બની ગઇ. એનાં અંગેઅંગ કંપવા લાગ્યાં. એટલું જ નહિ, પણ બોલ્યા તંબુરાના તાર જે એના અંગમાં સમાયા હતા, તે ભજન ગાવા લાગ્યા.

તોપને સત્ય જ્ઞાન થયું. રૂંવાડે રૂંવાડે વેદના થવા લાગી. આંખોમાંથી ચોધાર આંસુ પડવા લાગ્યાં અને ગાંધીના રેંટીઆની ત્રાક અંગે અંગે ફૂટી નીકળી. એનું શરીર ગળવા લાગ્યું. એ પુકારી ઊઠી, " હે ખેડૂતો ! હે કસબીઓ ! હે કાંતનારાઓ ! અને હે ભક્તો ! તમારો ઝૂંટવેલો માલ આજે પાછો લઇ જાઓ. જગતનું કલ્યાણ કરો " કવિ કહે છે કે, " હે તોપના ઘડનાર ! હવે તારો ઉદ્યમ બંધ કર. વિસામો ખા. પોરો ખા. જો, જો, તોપ ભજન બોલવા લાગી છે. " સિદ્ધાંત એવો છે કે એ તોપ ( હિંસા ) જગતનો નાશ કર્યા પછી એના ઘડનારનો પણ કોળિયો કરી જાય છે આખા કાવ્યનો ભાવાર્થ એવો છે કે હિંસાવાદીઓ કદી આત્મ-સંતોષ કે શાંતિ લઈ શકયા નથી. જેથી અહિંસા, પ્રેમ અને સત્ય એ જ સનાતન છે. એ જ સત્ય છે. એ જ આદરણીય છે.

(કર મન! ભજનનો વેપાર જી-એ રાગ)

વીરા મારા! તોપુંના ઘડનાર જી!
તોપુંના ઘડનાર! ભાઈ મારા!
પો'રો ખા પળવાર.......વીરા ટેક

ધરણીકેરી એરણ કીધી, માથે મેહુલીઆના ઘણઆરજી (૨)
સાગરીઆની કુંડીકેરાં (૨), ઊકળ્યાં નીર અપાર. વીરા-૧

માનવીઓના ઈંધણ ભારા, ઓર્યાં અપરંપાર જી (૨)
વાહાલીઆની ધમણું ફૂંફે (૨), વિખતણા પુતકાર. વીરા-૨

કોશું ગાળી કોદાળી ગાળી, ગાળી રેંટુડાની આર જી. (૨)
સોયું ગાળી સામટી ભાઈ (૨), ગાળ્યા તંબુરાના તાર. વીરા-૩

બુદ્ધિકેરી સાંણસી જેને, ઇશ્વરનો ઇન્કાર જી (૨);
એવડી મોટી તોપું ઘડમાં (૨), લેરખડા લુવાર. વીરા-૪

રોષ ભરાણી હાલી રણમાં, ખેલન કાજ સંહાર જી (૨);
પેટડીઆમાં ભજન બોલે (૨), તંબુરાનો તાર. વીરા-૫

રોમે રોમે એને વેદના ઉપડી, આંખે આંસુડાની ધાર જી (૨);
અંગડે અંગડે ફૂટી નીકળી, રેંટુડાની આર. વીરા-૬

'કાગ' એની એક દાઢમાં, આખું જગત ચોંટી જાય જી (૨)
ભૂખી ભરખે એની કાયા (૨), પછી ઘડનારાને ખાય. વીરા-૭

(ડુંગર સ્ટેશન તા. ૫-૩-૫૨.)

# " અકલ ઊંઘી જાય "

જગતમાં ચાર અતિ પ્રશ્ન કહેવાય છે, અતિ પ્રશ્ન અનિર્વચનીય હોય છે. એટલે કે, વાણીથી એનો જવાબ આપી ન શકાય (૧) કર્મ પહેલાં કે શરીર, (૨) પિતા પહેલો કે પુત્ર, (૩) માતા પહેલી કે સ્ત્રી અને (૪) વૃક્ષ પહેલાં કે બીજ.

આ ચાર પ્રશ્નો એવા છે કે મૂર્ખથી માંડીને બ્રહ્મા સુધી કોઇ એનો સંતોષદાયક જવાબ આપી શકતું નથી. ઇશ્વરે બુદ્ધિની રચના એવા પ્રકારની કરી છે કે, એ પાંચ ભૂતોથી બનેલા પદાર્થને સ્પર્શ કરી શકે છે, જોઈ શકે છે. પણ જેને સૂક્ષ્મ તત્ત્વો કહેવામાં આવે છે, એવા અપંચીકૃત ભૂતોને બુદ્ધિ ઓળખી શકતી નથી. આ ભજનનો ભાવાર્થ એવો છે કે–એમાં વર્ણવેલા વિષયોમાં બુદ્ધિ થાકી જઇને સૂઈ જાય છે. વડલાનું એક બીજક વાવવાથી એક વડનું વૃક્ષ બને છે. આપણા શાસ્ત્રના સિદ્ધાંત પ્રમાણે ચોરાશી લક્ષ યોનિમાં ફરનારો એક જ જીવ એ વૃક્ષમાં હોય છે અને તે પોતાનાં પાપ અને પુણ્ય ભોગવવા માટે વૃક્ષમાં ચૈતન્ય રૂપે રહેલો હોય છે. વિચારની મુસ્કેલી ત્યાં ઊભી થાય છે કે એ વડલાની સો ડાળીઓ કાપીને રોપી દઇએ, ત્યારે એક સો વડલા ચૈતન્યવંતા લીલાછમ બની રહે છે. પહેલાં મૂળ વડલામાં રહેલો આત્મા તે બીજા સો એ વડલામાં વહેંચાય જાય છે, કે ડાળીઓ રોપેલા વડલામાં બીજા જીવો બહારથી આવી પ્રવેશ કરે છે. પૃથ્વી, પાણી, આકાશ, લાખો નક્ષત્રો અને નવ ગ્રહો, આ બધાની રહેણીકરણી વગેરેના હિસાબો માનવીની બુદ્ધિએ થોડા ઘણા કરેલ છે ખરા, હજારો વર્ષ પછી દશમા ગ્રહની પણ શોધખોળ થઈ છે. માનવીની આટલી ચંચળ અને કુશાગ્રબુદ્ધિ કઈક દિશાઓ અને ક્ષેત્રોને ખેડી રહી છે, છતાં નાનામાં નાની અને તુચ્છમાં તુચ્છ લાગતી

વસ્તુસ્થિતિના વિકાસક્ષેત્રમાં એ અક્કલ પોતાનું અનુભવી હળ ચલાવી શકી નથી. દાખલા તરીકે ક થી માંડી ક્ષ સુધીની આપણા બત્રીસ અક્ષર તેમાં લાખો વર્ષોની શોધખોળ પછી એક અક્ષર કોઈ ઉમેરી શક્યું નથી. સારા સંસ્કાર માટે બાળકોને ભણાવવામાં આવે છે. માતાના પેટમાંથી જન્મેલા બાળકને જગતનું કોઇ પણ જ્ઞાન હોતું નથી. ત્યારે એને ધાવવાનું જ્ઞાન માતાના પેટમાં કોણ ભણાવી જાય છે? શરીર ધારણ કરવાનો જીવનો માર્ગ અને મરણકાળે એ જીવને ખોળીયામાંથી નીકળવાનો રસ્તો હજુ સુધી યે કોઇની અક્કલે નક્કી કર્યો નથી.

●

( કર મન ભજનનો વેપાર–એ રાગ )

એમાં અકલ ઊંધી જાય જી........

અક્કલ ઊંધી જાય,
એમાં ડા'પણ ડચકાં ખાય........એમાં–ટેક

વડ બીજકમાં અવતર્યો, આતમ એક જણાયજી...(૨);
ડાળે ડાળે બીજ વિનાના (૨), લાખું વડલા થાય...એમાં–૧

નવે ગ્રહને ગોતી લીધા, દશમાની ગોતણ થાય જી...(૨);
ગોતણહારા ગોતી દયો (૨), એક નવો અખસર ભાઇ ! એમાં–૨

ભણી–ગણીને મોટાં થાવા, નિશાળે દાખલ થાયજી...(૨);
ધાવવાનું બાળ બધાંને (૨), કોણ ભણાવી જાય...? એમાં–૩

માતાજીના પેટમાં કોણ, જીવ મૂકી જાય જી....? (૨);
'કાગ' અવધી પૂરી થાતાં (૨) કયાંથી ઊડી જાય ?....એમાં–૪

( ડુંગરપુરથી મહુવા ટ્રેઇનમાં તા. ૫–૩–૫૨ )



# " શબ્દનાં ફૂલડાં "

આ ભજનમાં એક ભક્ત કોઇ કવિને ભલામણ કરે છે. એમાં શબ્દોને ફૂલની ઉપમા આપેલ છે. ફૂલ બે જાતનાં હોય છે. એકમાં સુવાસ અને બીજાં સુવાસ વિનાનાં. જે કવિતા આત્માની વાચામાંથી નીકળી હોય છે તે કાવ્યનું લોકો અનુકરણ કરે છે. એમાં સુવાસ હોય છે અને જે કવિતા બુદ્ધિની વાચાથી ગવાઇ હોય, તે કવિતામાં ફક્ત રંજનરૂપી રંગ હોય છે, પણ સૌરભ હોતી નથી. કવિના હૃદયરૂપી બગીચામાં બાવન અક્ષરરૂપી ફૂલ–ઝાડ રોપેલાં છે. એના રક્ષણ માટે વૈરાગ્યરૂપી વાડની જરૂર હોય છે. અક્ષરરૂપી ફૂલઝાડમાંથી શબ્દરૂપી અનેક પુષ્પો ખીલે છે. એનો ફૂલહાર બનાવવા માટે શ્રીરામના ચારિત્ર્યવર્ણનરૂપી દોરો કલ્પ્યો છે. એ ભક્તિરૂપી દોરામાં કાવ્યરૂપી પુષ્પો ગૂથવામાં આવે છે. એવો પવિત્ર હાર તો કોઇ મહાભાગ્યશાળી અધિકારીઓ જ કંઠમાં ધારણ કરે છે.

તુલસીદાસે રામકથારૂપી અમર હાર બનાવી ભારતમાતાના કંઠમાં પહેરાવેલ છે. અનેક વર્ષો વીત્યાં છતાં એ ફૂલોમાંથી એક પણ કરમાયું નથી. કવિતારૂપી આવાં અમર પુષ્પોની છાબડીયું ભરી ભરીને કવિરૂપી માળીઓ બજારે બજારે આંટા મારે છે. એમને શરમ થાય છે કે, હજારો વર્ષે પણ ન કરમાય એવાં કાવ્યરૂપી ફૂલડાં એમનાં મોઢાંરૂપી છાબડીઓમાં ઝાંખા–ઝપટ દેખાય છે. વાણીની વેલને જ્યારે ભક્તિના જળની તરશ લાગે અને પ્રભુકૃપાથી એ પાણી એને પ્રાપ્ત થાય છે ત્યારે શબ્દરૂપી ફૂલડાં ખીલી નીકળે છે અને તેની અંદર ચારિત્ર્યની સુવાસ મ્હેકે છે.

●

(રાગ-ઉપરનો)

ભાઇ! તારો બ્હેંકે ફૂલડાંનો બાગજી.......
બ્હેંકે ફૂલડાંનો બાગ એનો પાણુતીયો રૂડો રાગ—ભાઈ—ટેક

રૂદીઆકેરી વાડીમાં રોપ્યાં, બાવન ફૂલનાં ઝાડજી (૨);
જાળવવા ચોતરફ કરજે (૨), વેરાગકેરી વાડ. ભાઈ-૧

રંગે રંગના ફૂલડાં, એમાં રામચરિતનો રાગ જી (૨);
એનો ગૂંથે હારલો (૨), કોઈ કંઠે ધરે બડભાગ. ભાઇ-૨

તુલસીદાસે ગૂંથીઓ, જે જુગે જૂનો ન થાય જી (૨);
ભારતને કંઠ રોપીઓ ભાઈ (૨), એની કળીએ ના કરમાય ભાઈ-૩

માળીડા એની ફાંદું બાંધી, વેચવા આંટા ખાય જી (૨;
શારદામાના ફૂલડાં ભાઇ (૨), છાબૂંમાં કરમાય. ભાઇ-૪

'કાગ' વાણીની વેલડીયુંને લાગે, પ્રભુજળની પ્યાસ જી (૨);
બીજે શબદનાં ફૂલડાં ભાઇ (૨), એમાં કરણીની સુવાસ. ભાઇ-૫

(મજાદર તા. ૧૨-૩-૫૩)



# " શારદાનાં અંગ અભડાવ્યા "

વિદેશી સમ્રાટો કોઈ દેશને જીતે, એ એમની ખરી જીત ગણાતી નથી. જીતેલા દેશના સાહિત્યનો સંપૂર્ણ નાશ કરે, ત્યારે જ એમની ખરી જીત ગણાય છે. સંસ્કારમય કાવ્ય સાહિત્યની કિમ્મત ઘણી મોટી છે. એનું ઉત્પત્તિસ્થાન કહો કે સંગ્રહસ્થાન કહો તે કવિઓ છે. આ ભજનમાં એ સંસ્કાર સાહિત્યની પડતી અંગે કેટલાક પ્રશ્નો પૂછેલા છે કે :—વાણીરૂપી માતા શારદાને આજે કોણ વટલાવી રહ્યું છે? એને લક્ષ્મીની દાસી કોણે બનાવી ? અને તે એટલે સુધી કે લક્ષ્મીના હુકમો સારા હોય કે નરસા હોય, પણ શારદાને પાળવા પડે ! અરે ! એને સત્તાધીશોના મ્હેલોમાં કોણ પૂરી આવ્યું ? ઇચ્છા–અનિચ્છાએ સત્તાવાળાઓનાં ગીતો એની પાસે કોણે ગવરાવ્યાં ? વળી પાછી માણેકચોકમાં એને કોણ ખેંચી લાવ્યું ? લોકોને ભેળા કરવા જેમ મદારી ડમરૂ બજાવે છે, તેમ શારદાનો તમાશો બતાવવા ઢોલ કોણે વગાડ્યા ? એટલું જ નહિ પણ એની કાયાને વેચવા માટે કયા પાપી દલાલે એની આંખમાં મેંશ આંજી અને કાળાં મલીર–ઓઢાડ્યાં ? ધોળા કેશવાળી સરસ્વતી માતાના વાળમાં કયે કપૂતે મેંદાનો રંગ લગાડયો ? વ્યાસ વાલ્મીકિ આદિ મહાકવિઓ એ જેની ઉપાસના કરેલ છે, એવી વાણીરૂપી શારદા માતાની આજે પૈસાવડે કોણ કિંમત કરાવી રહ્યું છે ?

●

(ઊડી જાઓ પંખી પાંખુવાળા–એ રાગ)

શારદાનાં અંગડાં કોણે અભડાવ્યા રે....જી
અંગડા કોણે અભડાવ્યાં
માતાજીનાં દિલડાં કોણે દૂભાવ્યા રે જી–ટેક

લક્ષ્મીજીની દાસી બનાવી, કીધાં કામ કરાવ્યાં રે જી....(૨)
સત્તાવાળાંને દ્વાર ધકેલી (૨), એનાં ગીત કોણે ગવરાવ્યાં...
શારદા....૧

જોવા તમાશો મળી મેદની, ચોકમાં ઢોલ વગડાવ્યા રે જી....(૨)
કાયા એની વેચવા કોણે (૨), શેરીએ સાદ પડાવ્યા...
શારદા–૨

આંખમાં કાળું આંજણ આંજ્યું, કાળા સ્વાંગ સજાવ્યા રે જી.(૨);
ધોળા વાળમાં કયે કપૂતે (૨), મેંદીના રંગ લગાવ્યા....
શારદા–૩

રૂપી અઠ્યાશી આંગણે જેને, તોલ કરાવવા આવ્યા રે જી (૨)
'કાગ' કે માતા શારદા કેરા, ત્રાંબીએ તોલ કરાવ્યા....
શારદા–૪

(મજાદર તા, ૧૩–૩–૫૩.)



## " હસીયો ડાબો હાથ "

લંકાના રણમાં રાવણના મૃત્યુ અગાઉ શ્રી રામના બંને હાથ વચ્ચે થએલી આ પ્રશ્નોતરી છે. ભગવાન રામે રાવણના કાળને પોતાના બાણમાં સાંધ્યો, છેલ્લી વખતે ધનુષ્યને કાન સુધી તાણ્યું. જમણે હાથે ધનુષ્યની દોરી ખેંચી હતી, તેથી તે હાથ પાછો હઠીને શ્રી રામના કાન સુધી ગયેલો અને ડાબા હાથે ધનુષ્ય પકડેલું હોવાથી તે આગળ હતો. રણભૂમિમાં જમણા હાથને પાછો હઠતો જોઈ, ડાબો હાથ એની મશ્કરી કરે છે કે–" હે ભાઈ ! સંસારના બધાં સારાં કામોમાં તું કાયમ આગળ રહેતો હતો અને આજે લડાઈ વખતે પાછો કેમ હઠયો ?" જમણો હાથ ઉત્તર આપે છે કે–" હે ભાઈ! તું એનો મર્મ સમજ્યો નથી. જેમ જેમ હું પાછો હઠીને ધનુષ્યની દોરી ખેંચું છું તેમ તેમ મંદોદરીની ચૂડીઓ નંદવાઇ પડે છે, અને બીજી વાત એ છે કે–શ્રી રામના કાનમાં મારે એક વાત પૂછવાની હતી કે, ' હે રામ! રાવણનાં દસ માથા એક જ વખતે કાપી નાખું કે એક એક કરીને તોડું ? '

•

(ઊડી જાઓ પંખી પાંખુંવાળાં રે જી–એ રાગ )

ધીંગાણામાં હસીઓ ડાબો પાણિ રે જી........
હસીયો ડાબો પાણી, ધીંગાણે હસીયો ડાબો પાણિ રે જી –ટેક
રાવણ માથે જાનકીનાથે, દોરી ધનુષ્યની તાણી રે જી (૨);
ડાબો ખસીયો જમણો હટીયો (૨), સુણી નગારાંની વાણી–ધીં૦ ૧

" મોતની બીકે ઓથ મોઢાની, લીધી તેં જગતે જાણી રે જી (૨)
આજ સુધીની આબરુ તારી (૨), તે પર ફેરિયું પાણી "–ધીં૦ ૨

કર જમણાને ડાબો કહે છે, " કાં અકલ અકળાણી રે જી (૨)
કામ બધામાં આગળ થાતો (૨), આજ કરી કાં પાછી પાની ? "–ધીં૦ ૩

જમણો કહે, " "એનું કારણ જૂદું, તેં જુગતી નવ જાણી રે જી (૨)
પાછો હટતાં મંદોદરીની (૨), જો ચૂડી નંદવાણી. "–ધીં૦ ૪

" એક એક કે એક જ સાથે, શીશ કરું ધૂડધાણી રે જી (૨)
' કાગ ' કહે, " હું પૂછવા ગ્યો' તો(૨), રામને કાને વાણી–ધીં૦ ૫

( મજાદર તા. ૧૭-૩-૫૩ )

# " કાયાનો સંચો ખોટકયો "

સારી કે નરસી રીતે પણ પ્રાણીમાત્રને જીવન જીવવાનું ગમે છે. પછી તે સુખી હોય કે દુઃખી હોય, સાજો હોય કે માંદો હોય, આબરુ સહિત હોય કે લાજ ગુમાવતો હોય, રાજા હોય કે રંક હોય, ધનવાન હોય કે નિર્ધન હોય એટલું જ નહિ, પણ શાસ્ત્ર પુરાણ વાંચ્યાં–વિચાર્યાં હોય, કવિ હોય, પંડિત હોય, જગતનો સાર અને અસાર જાણેલ હોય, એક દિવસ ચોક્કસ મરણ છે એનું જ્ઞાન હોય, છતાં માનવીને મરણ ગમતું નથી.

માનવ સમાજના ડાહ્યા માણસોએ લાંબું જીવન જીવવા માટે અને નિરોગી રહેવા માટે હજારો વર્ષના અભ્યાસ પછી વૈદક શોધી કાઢયું અને આખોયે આયુર્વેદ એ આપણા પૂર્વજો ચરક, સુશ્રુત અને વાગ્ભટ્ટ જેવા ઋષિ મુનિઓની શોધખોળનું પરિણામ છે. કોઈ વનસ્પતિ એવી નથી કે, જેના ગુણદોષ ઋષિ મુનિઓએ જાણ્યા ન હોય. એટલું જ નહિ પણ માનવી સિવાયનાં બીજાં પ્રાણીઓનાં માંસ, રુધિર અને અંગે અંગનો અભ્યાસ કર્યો હશે, એને રાંધ્યાં હશે, ખાંધાં હશે અને કોનામાં કેટલું વાત, પિત્ત અને કફ છે અને કયા રોગ ઉપર કેવી રીતે અસર કરે છે, તે પણ એમણે જાણ્યું હશે. છતાં કાળના વેગને કોઇ પ્રયત્નો રોકી શકયા નથી. આ શરીરને બનાવનારે એના પોતાના કારખાનામાં કોઇને પેસવા દીધેલ નથી. આપણું જ શરીર અને આપણો જ જીવ તથા આપણી ઇન્દ્રિયો આપણે ખાધેલા અનાજની પેટની અંદર કેવી રીતે ક્રિયા થાય છે, તેની આપણને જ ખબર હોતી નથી. આ બધુંએ છતાં માનવીએ ઝાઝું જીવવાનો પુરુષાર્થ તો શરૂ જ રાખેલ છે, પણ તેમાં તે કદી ફાવ્યો નથી. શરીરરૂપી સંચાની કળ જ્યારે અટકી પડે છે,

ત્યારે એને કોઇ ઓસડ લાગુ પડતું નથી. વૈદકને છોડીને જીવવા માટે માનવી બીજી દિશા તરફ દોડવા માંડે છે, અને તે આપણું જ્યોતિષ. જોષી આવે છે, ટીપણાં ઉખેળે છે, ગ્રહ, નક્ષત્ર અને કુંડળી બાંધે છે, પણ જીવન આપવાની યુક્તિ ટીપણામાં હોતી નથી. તેમાં પણ ન ફાવેલો માનવી ત્રીજી દિશાએ દોટ મૂકે છે અને તે છે આપણી ભુવાઓની સૃષ્ટિ. ભુવો હાકોટા મારે છે, અને દેવી દેવતાઓના આવેશોનો દેખાવ કરે છે, ધૂણવાની ધમધમાટી લાગે છે, ડાક–ડમરુ શરૂ થાય છે અને જોષના દાણાની ચપટી માંદાનાં ખાટલે જ્યાં બાંધવા જાય છે, ત્યાં બહાર નીકળી ગયેલો આત્મા એની થોડીક મશ્કરી કરી પોતાને પંથે ચાલ્યો ગયો હોય છે.

આ રસ્તે પણ ન ફાવેલો મનુષ્ય એક જુદી મહેનત શરૂ કરે છે. ગરીબો, સાધુઓ, બ્રાહ્મણો વિગેરેને મીઠાં ભોજન જમાડવાને માટે રસોડાની શરૂઆત થાય છે. લાડુ તૈયાર થાય છે, 'હરહર મહાદેવ' ના નાદ થાય છે, ત્યાં બીમાર પડેલા માણસની પ્રાણપોક પડે છે. ભાવાર્થ એ છે કે–આ શરીરરૂપી સંચાને બનાવનાર એની અંદર જ બેઠો છે, પણ માનવી એની પીછાણ કરી શકતો નથી. આ સંચાને ચાલતો રાખવાની યુક્તિ એ એક જ જાણે છે.

•

( રાગ હીંચનો : ભોજા ભગતના ચાબખા )

આ કાયાકેરા સંચાની કળું ખોટકાણી
　　પાવળું ઉતર્યું નવ જો પાણી–ટેક
વૈદડા આવ્યા, ઓસડ વાટ્યાં,
　　પાયાં અમૃત પાણી (૨);

એ....સોયું ઘોદાવી ચીરીને જોયું પણ,
મતિ ત્યાં વૈદની મુંઝાણી—આ કાયા—૧

જોષીડા આવ્યા, એણે કાઢી જન્મોતરી,
ઉખેળ્યાં ટીપણાં તાણી (૨);
એ...નવ ગ્રહને એણે પૂછી લીધું,
જીવ્યાની જુગતી ન જાણી—આ કાયા—૨

ભુવો આવ્યો એણે માર્યો હાકોટો,
જટીઆં માથાનાં તાણી (૨);
એ...દાણા જોયા અને ડાકલાં વાગ્યાં,
પોઢી ગયો આંદો પ્રાણી—આ કાયા—૩

માનતા કીધી અને બાધા લીધી,
કીધી ગામની ઉજાણી (૨);
એ....જપીઆ બેઠા લાડુ જમે ત્યાં,
માંદાની કાણું મંડાણી—આ કાયા—૪

સંચાનો ઘડનારો બેઠો સંચામાં,
એની ન કરી ઓળખાણી (૨);
એ....'કાગ' કે ઘડી એક સંચો નઈં હાલે.
જે દી, ખૂટશે દાણો-પાણી—આ કાયા—૫

(મજાદાર તા. ૧૪–૩–૫૩ )

# ઘડપણનું દુઃખ

વૃદ્ધાવસ્થા એ તો નર્કરૂપ છે. બધાં અવયવો ખોટાં પડી જાય પણ તૃષ્ણા એવી ને એવી જોરદાર હોય છે. એવી રીતે મનનો વેગ વધે છે અને શરીર અટકી પડે છે. આંખ, કાન, નાક, મોઢું અને હાથ-પગ કંઇ કામ કરી શકતાં નથી. બહુ ફરવાની ટેવ, ડાયરો, સભાઓ બધી ટેવો તો એની એ જ હોય છે. ફક્ત એને માણવાનાં સાધન માંદાં પડી ગયાં હોય છે. કોઇ પાસે આવે નહિ, કોઈ એનું કહ્યું કરે નહિ. આવી દશામાં પણ જીવડો ભગવાનનું સ્મરણ કરી શકતો નથી. પડ્યો પડ્યો આકાશ-પાતાળની વાતો કરતો હોય છે. જુવાનીને નકામી કાઢી મેલી એનો પસ્તાવો કરતો હોય છે. વૃદ્ધાવસ્થાની મુશ્કેલીઓનું આ ભજનમાં નિદર્શન કરવામાં આવ્યું છે.

●

(રાગ-ઉપરનો)

કે'જો દુઃખડાની વાતું
જોબનીયાને કે'જો દુઃખડાની વાતું-ટેક.

ડગમગ પગડા ડોલવા લાગ્યા, પગલું નથીએ ભરાતું. (૨)
એ...હૈડું મારું રહે નઇ હાથમાં ને, કાને નથી સંભળાતું.
જોબનીયાને-૧

દાડમ કળી જેવા દાંત ગયા ને, ભોજન નથીએ ચવાતું (૨)
એ....લાકડીને ટેકે ડગલા માંડું હવે, આંખે નથીએ ભળાતું.
જોબનીયાને-૨

એકલો બેસું કોઇ પાસે ન આવે, મનડું મારું મુંઝાતું (૨);
એ....ડાયરાકેરી ટેવ હતી પણ, નથી કોઇ આવતું કે જાતું.
જોબનીયાને-૩

'કાગ' કે જીવડો કરે કલપના, રટણ રામનું ન થાતું (૨);
એ... ખાવું ન ભાવે નીંદરા ના'વે ગોઠે નઈં છોકરાની વાતું.
જોબનીયાને-૪

( મજાદર તા. ૨૦-૩-૫૩ )



# તાલમાં

જગતમાં સચર, અચર જે સૃષ્ટિ છે તે પોતપોતાનાં કર્માનુસાર ગતિ કરે છે, ભોગવટો કરે છે અને નવાં કર્મોનાં ખાતાં તૈયાર કરે છે. સૌ પોતપોતાની ધૂનમાં છે. આપઆપના તાલમાં મસ્તાન બન્યા છે. એ મસ્તી સાચી કે ખોટી દેખાતી હોય પણ પોતાની હોવાથી તેમાં એક જાતની રસવૃત્તિ ઉત્પન્ન થઇ હોય છે. સૌને પોતાનો નાચ સારો લાગે છે. પોતાનો તાલ બરોબર લાગે છે. વળી એ તાલ કર્મના કાયદા મુજબ હોય છે. બધી સૃષ્ટિ પોતાનો તાલ સાચવે છે. ફક્ત જંજાળી મનુષ્ય જ તાલમાં માથું ફોડે છે. એ જીવનને રસમય બનાવતો નથી. ઉપરાંત પોતાની સ્થિતિ બાબતમાં અસંતોષ ધારણ કરી દુઃખી થાય છે પણ તેનાથી તાલનું ડમરુ વાગતું થોડું જ બંધ થવાનું છે ! એ ડમરુ વગાડનાર અદૃશ્ય હાથ કોનો છે ? કાળપુરુષનો. એને કવિઓ જગાડે છે. એ કાળપુરુષ શામાટે ડમરુ વગાડે છે ? શામાટે અંગ મરડે છે ? કારણ એ કે તાલનો કાયદો એને પણ ડોલાવે છે.

(ઊડી જાવો પંખી પાંખુંવાળાં રે જી !—એ રાગ)

દેખો બધી દુનીયા તાલમાં દોડે રે જી—ટેક
ચાંદો તાલમાં, સૂરજ તાલમાં, તારલા તાલમાં દોડે રે જી—(૨);
વાદલીઓ વળી સાત સાગરનાં (૨), તાલમાં નીર હીલોળે—
દેખો—૧
મેઘ તાલ ઢોલ વગાડેને, તાલમાં તોપું ફોડે રે જી—(૨);
નવસો નવાણું નદીઓકેરાં (૨), પાણી તાલમાં દોડે—દેખો—૨
જોગી તાલમાં, ભોગી તાલમાં, ચડયા તાલને ઘોડે રે જી—(૨);
ના સમજે આ જીવ જંજાળી (૨), તાલમાં માથું ફોડે—દેખો—૩
'કાગ' કવિ સૌ તાલના યોગે, તાલમાં ગીતડાં જોડે રે જી—(૨);
નીંદરુમાંથી જાગ્યો જટાધર (૨), તાલમાં અંગ મરોડે—દેખો—૪

(મજાદર તા. ૨૧—૩—૫૩)

# " નીર થોડું–પ્રીત ઘણી "

આ ભજનમાં બે હંસોને સત્ય સ્નેહનાં પાત્ર બનાવીને કલ્પના-સૃષ્ટિ ઊભી કરી છે. માન સરોવરમાં બે હંસ મિત્રો રહેતા હતા. એક દિવસ ઓચિંતાનો કોઇ શિકારી આવી ચડ્યો. મરણના ભયથી બંને હંસલાઓ ઊડી ગયા. ખૂબ ઊડ્યા. બરાબર બપોરનો વખત થયો. ઉનાળાનો સમય હતો. હરણનું માથું ફાટી જાય એવો તડકો તપતો હતો. ધરતી અને પર્વતો તપાવેલા તાંબા જેવા ગરમ થઇ ગયા હતા. એક જંગલમાં બંને હંસો ઉતરી પડ્યા.

ઊડી ઊડીને પાંખો થાકી ગઇ હતી. ભૂખ્યા હોવાથી શક્તિ પણ ઘટી ગઇ હતી અને ભય લાગવાથી ધીરજ ખૂટી ગઈ હતી. બંનેને બહુ જ તરસ લાગી હતી પણ ક્યાંય પાણી દેખાતું ન હતું. ઊડવાની શક્તિ તો ન હતી. ધીરે ધીરે આગળ ચાલવા લાગ્યા. ચાલતાં ચાલતાં એક જગ્યાએ ખાબોચીયામાં થોડું પાણી નજરે પડયું. બંને પંખીઓએ ઉતાવળથી તે ખાબોચીયાને ઘેરી લીધું. પીવાને માટે ચાંચો લાંબી કરી અને જોયું તો એકને થાય એટલું જ પાણી હતું. બંનેએ જરા પણ પાણી પીધા સિવાય ચાંચો પાછી ખેંચી લીધી અને એકબીજાને કહ્યું કે ' તૂં પી '. બીજો કહે કે, 'તૂં પી.' એમ એકબીજાને ' તૂં પી ' ' તૂં પી ' કહેતાં કહેતાં બંનેનાં પ્રાણ–પંખેરું એકીસાથે જ ઊડી ગયાં.

●

( રાગ ઉપરનો )

હંસલા કોઇ પીએ નઈં પાણી રે...જી
પ્રીતની રીત પીછાણી........હંસલા. ટેક

માન સરોવર કાંઠડે રેતા, ઉરમાં શાંતિ આણી રે જી (૨);
આવી ચડચો ત્યાં કોઇ શિકારી (૨) તીર ચડાવ્યો તાણી-હંસલા ૧

કાળતણા ભયથી એ ભાગ્યા, આવી ભોમ અજાણી રે જી (૨);
પાંખું થાકી, પગડાં ફૂક્યા (૨), દેહ તરસથી પીડાણી-હંસલા ૨

અંગડે અંગડે અગની ઉપડચો, આતમ ગતિ અકળાણી રે જી (૨)
પાણી થોડું ત્યાં નજરે પડતાં (૨), જીવન આશ બંધાણી-હંસલા ૩

'કાગ' પંખીનો પ્રેમ ઘણેરો, થોડું હતું એ પાણી રે જી (૨);
'તું પી' 'તું પી' એટલું બોલતાં (૨), જીવન જ્યોત બુઝાણી-
હંસલા ૪

( તળાજા ટ્રેઇન તા. ૧૦-૧૧-૫૩ )

# "વિપત પડે ઊડી જાય"

આ જાતનાં બધાં ભજનોમાં અન્યોક્તિ રૂપક છે. પશુ-પંખી વગેરેની નવાઇભરી કલ્પના કરીને મનુષ્યોને સમજાવવાની કવિઓની મથામણ છે. એક સરોવરની અંદર ઘણા હંસો રહેતા હતા. પરસ્પર-સ્નેહની વાત નીકળતાં સરોવરે હંસને મ્હેણું માર્યું હતું કે, "હે હંસો! તમારી પ્રીતને હું જાણું છું. મારામાં જ્યાં સુધી પાણીરૂપી સંપત્તિ છે અને મોતીરૂપી શક્તિ છે, ત્યાં સુધી જ તમે અહીં રહેવાના છો. પણ જ્યારે વિપત્તિના દિવસો આવશે, પાણી અને મોતી બંનેનો નાશ થઇ ગયો હશે અને બાકીમાં તદ્દન કાદવ જ રહેશે, ત્યારે તમે બધા ઊડી જાશો. સાચો સ્નેહ તો સેવાળનો જ કહેવાય કે પાણી સુકાવાની સાથે જ પોતે સુકાય છે."

ઉનાળો આવ્યો. ગ્રીષ્મ ઋતુના સખ્ત તડકા પડયા. પાણી સુકાઇ ગયું. બધા હંસો ઊડી ગયા. સરોવરે જોયું તો મ્હેણાનો માર્યો એક જ હંસ એ તળાવના કાદવમાંથી જીવનનિર્વાહ માટે મોતીને બદલે વીણી વીણીને કાંકરી ખાતો હતો. સાચા સ્નેહીની પરીક્ષા કર્યા વિના અગાઉ હંસને પોતે જે મ્હેણું મારેલું તેથી તે સરોવરને બહુ જ દુઃખ થયું અને એ દુઃખથી એનું હૃદય ચીરાઇ ગયું. (એટલે લીલો કાદવ સુકાઈ જતાં અંદર ફાટ પડી ગઇ.)

## દોહા

હંસા પ્રીતિ કાંહેકી, વિપત પડે ઊડી જાય;
સાચી પ્રીત સેવાળકી, જળ સૂકે સુકાય. ૧

નીર સૂકયું ચારો ગયો, હંસો હજુ ન જાય;
જૂની પ્રીતને કારણે, ચુન ચુન કાંકરી ખાય. ૨

( રાગ ઉપરનો )

હંસલા ! ખોટો તમારો નાતો રે....જી
ખોટો તમારો નાતો હંસલા ! ખોટો તમારો નાતો રે...જી–
હંસલા !–ટેક

સરોવર કે' છે, "મારે આંગણીએ,
મોતીડાં રાત દિ ખાતો રે...જી (૨);
પાણી સુકાતાં વિપત્તિ પડતાં (૨), એ વખતે ઊડી જાતાં–હંસલા–૧

સંકટ વખતે સ્નેહી જનનો, પ્રેમ ખરો પરખાતો રે...જી (૨);
સેવાળકેરી પ્રીતડી સાચી (૨), નીર સુકાતાં સુકાતો–હંસલા–૨

મોઢું ઉવેળી મોળા વખતમાં, ભેરુ જે ભાગી જાતો રે...જી (૨);
એવા જીવનો આ જગતમાં (૨), ભાર ભોમીને થાતો–હંસલા–૩

'કાગ' સુકાણાં પાણી સરવરનાં, તોય ન હંસલો જાતો રે...જી (૨);
કાદવમાંથી વેણુને કારણે (૨), કાંકરા વીણી વીણી ખાતો–હંસલા–૪

( તળાજા ટ્રેન તા. ૧૦–૩–૫૩ )



# " મગરમચ્છ "

એક તરફ મૂર્ખ અને એક તરફ સમજુ, એક તરફ નીચ અને એક તરફ સજ્જન, એક તરફ લોભી અને એક તરફ ઉદાર, એક તરફ ઘણો જ હલકો અને બીજી તરફ ઘણો સારો; સ્વભાવથી જ વિરોધી એવા આ બધાંનો અકસ્માત સંબંધ બંધાય છે. પણ તેમાં છેવટે દુઃખ ભોગવવાનું તો સજ્જન અને મોટા માણસને જ હોય છે. મહાસાગરમાં રહેનાર એક મગરમચ્છ હતો, એટલે નાનાં માછલાંઓની સાથે ભાઇબંધી બાંધી. પછી તો એ નાના જીવો સાથે એટલો તો નાની કક્ષામાં આવી ગયો કે એની સઘળી મોટાઇ અને મોભો એ વિસરી ગયો.

નાનો ડાયરો, નાની વાતો અને નાની રીતભાતથી મગરમચ્છ રંગાઇ ગયો. એક દિવસ ભરતીની વખતે નાનાં માછલાંઓ સાથે રમતાં રમતાં છીંછરા પાણીમાં ખાડીના કિનારે પહોંચી ગયો. દરિયાનાં પાણી ઓટમાં પાછાં વળ્યાં. નાનાં માછલાં વીજળી સાથે જ સમુદ્ર તરફ પાછાં ભાગ્યાં. બાકીમાં ફકત એકલો મગરમચ્છ જ રહ્યો. એણે દરિયામાં પહોંચવા ઘણી જ મહેનત કરી, પણ પાણી સરી ગયાં હતાં એટલે સમુદ્રમાં પહોંચી શક્યો નહિં, તેમ ધરતી ઉપર જીવી શક્યો નહિ. પોતાની થએલી ભૂલનો પસ્તાવો કરતાં કરતાં અને પછાડીઓ ખાતાં ખાતાં એ મગરમચ્છનું કુમૃત્યુ થયું.

•

(રાગ-ઉપર પ્રમાણે)

મગરમછ ભૂલ્યો બાંધતાં નાતો રે...જી-ટેક

નાના જીવનો નેહ કરીને, હૈયામાં હરખાતો....રે...જી(૨)
નાની નાની વાતો કરતો (૨), આખો દિવસ એમ જાતો...
મગરમછ-૧

છોટી સોબતે મોટો માનવી, મોટાઇ ભૂલી જાતો....રે...જી(૨)
માછલડાંથી નોખો પડે તો (૨), આતમ બહુ અકળાતો...
મગરમછ-૨

મોટા છોટાનો સંગ કરે એ, પાછળથી પસતાતો....રે...જી(૨)
વીજ વળીને માછલાં ભાગ્યાં (૨), પાણી થોડામાં પછડાતો....
મગરમછ-૩

'કાગ' કિનારે નાખે નિસાસા, કાળ કમોતે થાતો...રે...જી(૨)
છોટા જીવના સોબતીઓનો (૨), જીવડો ઝૂરી ઝૂરી જાતો...
મગરમછ-૪

(મહુવા-એક પ્રસંગમાંથી તા. ૨૭-૧૧-૫૩)



# " પ્રભુનો કારભારી "

" હે ભગવાન ! સ્થૂળ નજરથી જોઈએ ત્યારે એમ લાગે છે કે, અત્યારે આપનો કારભાર કોઈ હિંસાખોર અન્યાયી માનવીના હાથમાં જઈ પડ્યો છે. એ અન્યાય મૂર્તિના પુરુષાર્થનું મોટું વર્ણન આપને સંભળાવું. એમ લાગે છે કે, લીલા કરવા માટે તારામંડળને ધરતી પર લાવવાની અને આભનું પોલાણ પૂરી દઈ ત્યાં પૃથ્વી બનાવવાનો એનો વિચાર છે. બધાએ પર્વતો તોડીને દરિયો પણ એ પૂરી દેવા માગે છે. યમલોકના બધા જીવોને ધરતી પર લાવવા માટે એણે મોટી મહેનત આદરી છે અને બરફના પર્વતોની ભીતર અગ્નિ પ્રગટ કરવાનું એણે બીડું ઝડપ્યું છે. આખી દુનિયાના પંચોનો એક મોટો ચોરો એણે બનાવ્યો છે. જેમાં દેશદેશના પંચાતીઆ બેસે છે. એ બધા અનાજને બદલે સોનાના રોટલા ખાતા હોય એટલો તો એનો ચોવટ પાછળ ખર્ચ થાય છે. એ બધા ચોવટીઆઓના હૈયામાં હળાહળ વેર ભરેલાં છે. આંખોમાં અને જીભમાં જૂઠી મીઠાશ લાવી સામસામા સુંદર શબ્દો વાપરી રહ્યા છે. માનવી માત્રના આરામ માટે એમણે બિછાવેલી પથારી રેશમ જેવી સંવાળી છે પણ એમાં તો એમણે કાળા બોરીંગ પાથર્યાં છે. "

" હે ભગવાન ! આપની આ સુંદર સૃષ્ટિ અમૃત જેવી મીઠી હતી. એને આ નવા કારભારીએ ઝેર જેવી કડવી બનાવી દીધી છે. હે પ્રભુ ! અંતે તો એ કારભારીને હીંગફટકડી કે પાન–ચુનો કંઈ જ ખોવાનું નથી. આપની સૃષ્ટિ બગડી રહી છે. તો હે નાથ ! હવે આપ અવતાર ધારણ કરી આ કારભારીને દૂર કરો અને આપનાં આ જગમાં હેતપ્રીતનાં પુષ્પો પાથરો. સૌંદર્ય, સંપ અને સત્યની અમીવર્ષા કરો. "



( રાગ ઉપરનો )

પ્રભુ ! તારો કોણ બન્યો કારભારી રે...જી.

તારલીઆને હેઠા ઉતારી, પૂરવી આભની બારી રે જી....(૨);
ડુંગરા તોડી દરીઆ પૂરવા (૨), એવી ધારણા ધારી....
પ્રભુ તારો–૧

યમ પુરીને ઉજડ કરીને, ધરા પર ફોજ ઉતારી રે જી....(૨);
હિમાળાના પાટનગરમાં (૨), ભીતર અગની ભારી...
પ્રભુ તારો–૨

આખા જગતને સાથે બેસારી, વાતું કરે બહુ સારી રે જી...(૨);
લાગે સુંવાળી વિખડાં વાળી (૨), પાથરી સાપ પથારી....
પ્રભુ તારો–૩

'કાગ' મીઠી હતી દુનીઆં તારી, એને બનાવી ખારી રે જી....
કારભારીને દૂર કરો દેવ, આવ હવે અવતારી....
પ્રભુ તારો–૪

( મહુવા તા. ૨૭–૧૧–૫૩ )



★

# " નંદને નેસડે "

ગોકુળમાં ભગવાન કૃષ્ણના જન્મની વધામણી કરી. ગરીબ કે તવંગરને ઘેર પુત્રજન્મના ઉત્સવથી બીજો વધારે આનંદ શું હોય ? એ વખતે ગોવાળીઆઓ પાવા, વાંસળી વગેરે સુંદર રાગથી વગાડવા માંડ્યા. ઘી, દૂધ, માખણ અને ગુલાલના કીચડ શેરીઓમાં જામી ગયા.

ભગવાન કૃષ્ણના અવતારની અસર ભક્તો અને અસુરો પર શું થઇ ? તેતું પણ આ ભજનમાં વર્ણન છે.

●

( ગોઝારાં એનાં આંગણાં રે જી–એ રાગ )

આજ વાગ્યા છે વધાયું કેરા પાવા રે
નંદ બાવાજીના નેશમાં જી–

આજ વાછુલીઆ મધૂરા લાગ્યા વાવા રે....નંદ બાવાજીના
આજ ગાંધ્રવ લાગ્યા ગુણ ગાવા રે....નંદ બાવાજીના ટેક

વ્રજ હરખાતો જાતો, ફણી ફફડાતો (૨);
ઊઠ્યા અણદીઠા ઉતપાતો રે–દાનવકેરા દેશમાં જી...આજ–૧

ફૂલડે વેરી છે રૂડી, ગોકુળની શેરી (૨);
કંપી ઉઠી કંસની કચેરી રે, વેરી છે બાળા વેશમાંજી...આજ–૨

અડસઠ તીરથ, બેઠાં પાણીઆ રે (૨)
ગંગાજીનાં ધોળાં ઝબક્યાં વારિ રે, જમનાના કાળા કેશમાંજી...
આજ–૩

'કાગ' જોગમાંથી જાગી, છોડીને સમાધી (૨);
આ'હેવે આવીને ભિક્ષા માગી રે, વેરાગીકેરા વેશમાંજી...આજ–૪

(ભાવનગર તા. ૪–૧૨–૫૩)

# " નંદરાણી "

મારાં લખેલાં અત્યાર સુધીનાં ગીતોમાં ક્યાંયે માતા યશોદાનું નામ આવ્યું જ નહતું. એ વિચાર આવવાથી આ કૃષ્ણાવતારનાં ગીતો લખવાં શરૂ થયાં. એમાં 'માતા યશોદાનું આંગણું' એ ભાવ બધાં ભજનોના આત્મા સમાન છે. ભગવાન કૃષ્ણ સવારમાં તોફાન કરે છે. છાશ ફેરવવાનો સમય થઈ ગયો છે, ગાયોની ધકબક લાગી રહી છે, વાછરૂ ફદી ફૂદીને એમની માતાઓને ધાવવા લાગ્યાં છે. એવે સમયે દેવનારીઓ જુદાં જુદાં રૂપ લઇ છાશ માગવા નંદરાણીને આંગણે આવેલ છે. જેને ત્યાં છાશ લેવા જાય; તેના ઘરનું થોડુંક કામ માગનારી બાઇઓ કરી આપે. આ બાઇઓના ટોળામાં લક્ષ્મીજી પણ આવેલ છે, તે નંદરાણીની હેલ લઇને પાણી ભરવા લાગ્યા છે. ઇંદ્રાણી છૂપે વેશે માટીની કુલડી લઇ લાંબો હાથ કરી કહી રહી છે કે, 'માતા ! મને છાશ આપો.' આ બધી ધમાલ વચ્ચે ભગવાન કૃષ્ણનું તોફાન વધી જાય છે. માતા યશોદા ખીજાઇને એક દોરડાથી તેને મોટા ખાંડણીઆ સાથે બાંધી દે છે. અહો ! ધન્ય ભાગ્ય માતા યશોદાનાં ! કે, જેની અલ્પ માયાએ અનેક બ્રહ્માંડોને બાંધી લીધા છે, એવો ભગવાન આજે એના દોરડાવતી બંધાઈ જાય છે. " હે માતા યશોદા ! તારું ઘણા દિવસથી લેણું હતું. ચોપડા પણ બાંધી અભરાઇએ ચડાવી દીધેલા હતા : તે કરજ આજે ચૂકતે થઇ ગયું છે. સૃષ્ટિના સકલ જીવ માત્રમાં હે મા ! તારા જેવા કોનાં ભાગ્ય વખાણું ?" 'કાગ' કહે છે કે, " હે માતા ! ઉઘાડે પગે જગતનો નાથ જે આંગણામાં–ઓસરીમાં અને પગથિયા પર ખેલે છે,' એ પગથિયાનો એક નાનકડો પાણો તે વખત હું સરજ્યો હોત, તો પણ કૃતાર્થ બનત."

•

(રાગ ઉપરનો)

માડી ! તારી કેટલા જનમની કમાણી રે ?
—નંદરાણી ! તારાં આંગણાં રે જી....જી
મુરારિ કહે છે મુખથી માજી...
તારે હુકમે ભણે છે હાજી હાજી....
બાપુ બધાનો તારો બેટો રે...
માતાજી ! તારાં માગણાં રે જી...માડી !....ટેક

ઉભેલી અજાણી નારી, જ્યાં લખમી લોભાણી...(૨);
કે..માડી એને પ્રીતેથી ભરવાં છે તારાં પાણી...રે....માતાજી ૧

કરમાં લઈ કુલડી ને, ઊભી ઈંદ્રાણી...રે.(૨);
માડી. ભીખ છાશુંની માગે છે રે બ્રહ્માણી રે...માતાજી ૨

જેના મોહ બંધણમાં, દુનીઆં વીંટાણી (૨);
એની દેયું તારી દોરડીએ બંધાણી રે...માતાજી ૩

બેઠી જુગ જુગ, માડી ! ચોપડા તું બાંધી (૨);
(આજ) તારી બધી પતી ગઈ ઉઘરાણી રે...માતાજી ૪

'કાગ' તારા ફળીઆમાં, રમે અળવાણો (૨);
તારે પગથીએ સરજ્યો નઈં હું એક પાણો રે....માતાજી ૫
(ભાવનગર તા. ૪-૧૨-૫૩)



# " દેવકીજીનો દીકરો "

ભગવાનની માનવ લીલા અજ્ઞાનીઓ અને જ્ઞાનીઓ બન્નેને ભ્રમમાં નાખી દે છે. વસુદેવ અને માતા દેવકીને વર્ષોથી કંસે કેદખાનામાં પૂર્યાં હતાં. જોશી મારફત એણે જાણ્યું હતું કે, "તારી બહેનનો આઠમો પુત્ર તને મારશે." એટલે એણે એ બન્ને માણસને કેદ કરેલાં અને એમના દરેક બાળકને તે મારી નાખતો હતો. જન્મેલા બાળકને મારવા આપતી વખતે, એ માતા-પિતાને કેવા વિચારો આવ્યા હશે ! કંસના કારાગારમાં કાળા રંગવાળો બાળક જન્મ્યો છે. રાત કાળી, ઓરડી કાળી, બાળકનો વર્ણ કાળો, એના અંગ પર કાળી રાતનો અંધકાર વિંટાયો હતો, માતા પિતાએ એનું મોઢું પણ જોયું ન હતું; હાથ જ ફેરવેલો. વસુદેવ બાળકને લઈ ગોકુળ ઉપડયા: તાળાં તૂટી પડયાં. ચોકીદારો ઊંઘી ગયા. મુશળધાર વરસાદ જામેલો હતો. પોતાના જૂના કપડામાં લપેટી પિતા પુત્રને લઈને ઊપડયા. જમનાને કાંઠે આવ્યા ત્યાં તો એણે ખરેખર યમરાજાની પુત્રીનું રૂપ ધારણ કરેલું. એનાં પાણી બે કાંઠા પર કોગળા નાખતા ચાલ્યાં જતાં હતાં. વીજળીના ઝબકારામાં પાણી પાણી જ દેખાતું હતું. એ સમયની પણ કલ્પના આપણને કેટલી ભયભીત કરી મૂકે છે ! કેટલાંએ સમર્થ યાદવ કુટુંબો હતાં પણ વસુદેવને કોઇનો વિશ્વાસ ન આવ્યો. કંસના ત્રાસથી આ બાળકને ભૂમિ કે જળ કોઇએ સંઘરવા તૈયાર ન હતું. મેડી મહેલાતોમાંથી કોઈ સંઘરવા તૈયાર ન હતું. ત્યારે ઝૂંપડીઓએ આવકાર આપીને કંસના વેરીને અભયદાન આપ્યું.

મોટા બ્રાહ્મણો ને શૂરા ક્ષત્રિયોએ આ બાળકને સંઘરીને કંસનું વેર વ્હોરવાની ના પાડી ત્યારે માલધારી આહિરની કોમે એને આવકાર આપ્યો. માતા દેવકીની તે વખતની એકસ દશાનું વર્ણન કરવું તે

તો કવિઓને પણ અગમ છે: એની છાતીમાંથી ઝરતાં દૂધ કંસના કેદખાનાની ધરતી પીતી હતી: એનો ખોળો ખૂંદનારો એના પિતા ભેળો ગોકુળ ચાલ્યો ગયો હતો.

●

(રાગ ઉપરનો)

(એને) પિતાએ ઉપાડ્યો પરબારો રે દેવકીજી! તારો દીકરો રે જી
(એને) બાપુએ કાઢ્યા છે ઘરબારો રે દેવકીજી! તારો
દિકરો રે જી...ટેક

કાળી કાળી કોટડી ને, કાયા એની કાળી (૨);
અંગડે વીંટાણા કાળા અંધકારો રે....દેવકીજી-૧

મરજાદા મૂકી હાલ્યો, જમના કિનારો (૨);
(અને) મેહુલીઓ મંડાણો મૂશળધારો રે....દેવકીજી-૨

મોટી મોટી મેડીયુંએ, દીધેલો જાકારો (૨);
ઝૂંપડી કહે કે "જીવન પધારો રે"....દેવકીજી-૩

ભૂમિનો જાકારો એને, પાણીનો માંકારો (૨);
(એને) આહિરડે દીધો છે આવકારો રે...દેવકીજી-૪

'કાગ' કે ગોકુળ ગયો, ખોળો ખૂંદનારો (૨);
એને માથે હતો કંસ કેરો મારો રે....દેવકીજી-૫

(ભાવનગર તા. ૪-૧૨-૫૩)

# "દાઢીઆળો બાવો"

ભગવાન શંકર શ્રીકૃષ્ણનાં દર્શન માટે ગોકુળમાં આવ્યા. નંદબાવાને આંગણે મોટી ધૂણી ધખાવી, ત્રિશૂળ ખોડીને બેઠા. સાથે દસબાર ભૈરવોની ટોળી વિચિત્ર વેષ, મોટી મોટી જટા, ગળામાં સાપ, હાથમાં ડમરુ, સિંહનાં ચામડાં પહેરેલાં, શંખ, તૂઇ અને શીંગડાંના અવાજ; આવો આ બાવાજીનો વેશ જોઇને માતા યશોદા ધ્રૂજવા લાગ્યાં. બધી બાઇઓને બોલાવી કરગરીને કહેવાં લાગ્યાં કે, "હે બહેનો ! આ બાવાનું ડમરુ સાંભળું છું, ત્યાં મારું કાળજું કંપી ઊઠે છે. મને એના દર્શનનો એટલો અણગમો આવે છે કે વાત નહિ. એની લાલચોળ આંખો, રાખનું મર્દન, ગળામાં મોટા મોટા કાળા નાગ; આવા ઘોર વેષવાળા આ બાવાને બીજે કયાંય મોકલી આપો. એની ધૂણી મારે આંગણેથી ઉપડાવો. એ જે માગે તે એને તુરત આપીને પણ અહિંથી દૂર કરો."

દોડો, દોડો, બધી બ્હેનો આવો, ચાર ચોકની ધૂડ લાવી કૃષ્ણ ઉપરથી ઉતારી ધૂડમુઠડી કરો અને નજર ન લાગે એવો દોરો મંત્રાવીને જલદી લાવો. આ બાળક બહુ જ બીએ છે. ગમે તે ઉપાયે આ સાધુડાને કયાંક લઇ જાઓ." બધા પ્રયત્ન કર્યા પછી એક બહેન આવીને કહેવા લાગી કે, "હે યશોદાજી ! બાવો કોઇ રીતે ખસતો નથી. એણે તો એક જ હઠ લીધી છે કે, "શ્રી કૃષ્ણને મારે જોવો છે માટે મને એનાં દર્શન કરાવો. ત્યાર પછી જ જઇશ."



(રાગ ઉપર પ્રમાણે)

માતાજી કહે છે, “ બીજો આરો આવો રે
દાઢીઆળો બાવો આવીઓ રે જી ”–ટેક

“ વાગે એનું ડમરું ત્યાં, ડેકામાં થથક (૨);
આવે છે અઘોરી ફેરા અબાવો રે...” દાઢીઆળો–૧

“ કંઠે ફણીધર કાળા, માથાં કેરી માળા (૨);
(એને) બીજું કોઈ આંગળીએ બતાવો રે...” દાઢીઆળો–૨

“ ધૂણી ધખાવી એના ધામા ઉપડાવો (૨);
શીખું આપીને કોઇ સમજાવો રે...” દાઢીઆળો–૩

“ આવો, સહુ બેનડી! કરો ધૂડમૂઠડી (૨);
નજરુંનો દોરો મંતરી લાવો રે...” દાઢીઆળો–૪

‘કાગ’ “સમજે નઈ બાવો, ઘણું સમજાવ્યો” (૨);
“નંદના લાલાને આયાં લઇ આવો રે...” દાઢીઆળો–૫

( મજાદર તા. ૮–૧૨–૫૩ )



# " કંસના પોકારો "

માનવીને એક દિવસ પોતાનાં પાપ-પુણ્યનો હિસાબ કોઈ મહાન શક્તિ આગળ આપવો પડે છે. પછી આ જન્મે કે બીજે જન્મે. કંસે પિતાને કેદ કરેલા. પ્રજાનાં લોહી પીધાં હતાં. દૂધ દહીં જેવી જીવન જરૂરીઆતની વસ્તુઓના વેચાણ પર પહેલવહેલાં દાણ નાખેલાં. બહેન બનેવીને કારાગારમાં પૂરેલાં અને પોતે અમર થવાનો રસ્તો શોધતો હતો. ભગવાન જેવા ભગવાનને ભાગીને ગોપને ઘેર રહેવા જવું પડ્યું. આ બધાં એનાં પાપોએ મોટી જ્વાળા સળગાવી અને જે દિવસે એનાં પુણ્યને ભસ્મ કરી દીધાં, તે જ દિવસે બળદેવ અને શ્રીકૃષ્ણ મથુરાના રાજમહેલમાં દાખલ થયા. પહેલાં મોટા મલ્લોને માર્યા. પછી હાથીને માર્યો અને એનો દંતુશળ હાથમાં લીધો. ઊઘાડાં શરીર લોહીથી ખરડાએલ હતાં. કંસે જેમ આ બન્નેને જોયા કે તુરત એની અસુર શક્તિ નાશ પામી. શરીરે કંપારી છૂટી. મોટા અને ઊંચા મંચ પર એ ધ્રૂજવા લાગ્યો. " દોડો, કોઇ! દોડો, આને બહાર કાઢી મૂકો, મારી નજરથી અળગો કરો. હું એને જોવા રાજી નથી. આ દેવકીપુત્ર મને ખારા સમુદ્ર જેવો અગાધ લાગે છે. એમાં હું પડી જઇશ, તો મારા માટે કોઈ કિનારો નથી. આજ દિવસ સુધી મારા પોષણથી પોષાએલ મારા સરદારો કયાં ગયા? હું યમથી યે કદી ભય પામ્યો નથી પણ આ કાળા છોકરાનો મને ડર લાગે છે."

આટલા આટલા પુકારો પાડયા પણ 'આને મારી નાખો' એ શબ્દ બોલવાની પણ શક્તિ કંસના શરીરમાંથી સીધાવી ગઇ હતી. કૂદકો મારી જ્યારે કૃષ્ણ માંચડા પર ચડી બેઠા ત્યારે કંસને એક જ વાત યાદ આવી. મરતાં પહેલાં થોડું બબડયો કે-હા, નિર્દોષ અને બાળક એવાં સાત સાત ગરીબડી બહેનના સંતાનોને જે મેં માર્યાં એ બાળહત્યાઓનું પાપ આજે મારો વારો લેવા કૃષ્ણરૂપે અહિં આવી પહોંચ્યું છે.

(રાગ ઉપર પ્રમાણે)

પાડયા કંસ રાજાએ પોકારો રે,
ઉગારો મારો આતમા રે જી-ટેક

હાથીડા હણીને એના દાંતડા ઉખેડયા રે (૨);
હાથમાં લીધાં છે હથીઆરો રે...ઉગારો-૧

દેવકીનો જાયો દીસે, સમદર ખારો રે (૨);
કયાંએ નથી સૂઝતો કિનારો રે...ઉગારો-૨

કાળથી ડર્યો નઈ મેં તો, દેવને ડરાવ્યા રે (૨);
દિલમાં લાગે છે આનો ડારો રે...ઉગારો-૩

કાંતો એને વારો ને, કાં તો કાઢો બારો (૨);
સરવે ગયા કયાં સરદારો રે?...ઉગારો-૪

'કાગ' જે બાળુડાંકેરા, કરેલા સંહારો (૨);
એને પાપે આવ્યો આજ મારો વારો રે...ઉગારો-૫

(ભાવનગર તા. ૬-૧૨-૫૩)

●

## " કેદખાને કૃષ્ણ "

કંસને માર્યા પછી બન્ને ભાઇઓ એકદમ કેદખાને આવ્યા, જ્યાં પોતાનાં માતાપિતા વર્ષોથી ઘોર સંકટ ભોગવી રહેલાં હતાં. વીર રસમાંથી એકદમ કરુણરસ જન્મ્યો. કારાગારને રસ્તે ચાલતાં શ્રીકૃષ્ણ અને બળદેવના અંગેઅંગમાં કરુણરસનાં કટક ઊતરી પડ્યાં. માતાપિતાના દુઃખના સ્મરણથી રસ્તો લાંબો થતો ગયો. અગાઉ દોડતે માણસે ખબર આપ્યા કે: " મહારાજ વસુદેવ ! કંસનો સંહાર કરી શ્રીકૃષ્ણ અહિં પધારે છે." ત્યાં તો બન્ને ભાઇએ દોટ મૂકી માતાના ચરણ પકડી લીધા. હાડકાંના માળખા જેવી બની ગએલી છાતીમાંથી દેવકીજીને દૂધની ધાર વછૂટી. પિતાના પગ બન્ને ભાઇઓએ આંસુધારે ધોઈ નાખ્યા. પછી પોતાને ખાતર દુઃખ સહન કરવું પડયું ! એ યાદી આવતાં બન્ને ભાઇઓ હેઠું જોઇ ધરતીને નખ વતી ખોદવા લાગ્યા.

ગમે તેમ તો યે પોતાની જન્મભૂમિ એવી કેદખાનાની ધરતીને ભજવાને મસ્તક નમાવ્યું. આંખો મીંચી એને વંદન કર્યાં. બન્ને હાથ જોડી માતાપિતાની માફી માગી, બંધનમુક્ત કર્યાં.

●

( રાગ ઉપર પ્રમાણે )

મોકલ્યા ખબર દેવકી માને રે, કેદખાને રાજા કંસને રેજી;
પોગાડયા ખબર પિતાને રે, કેદખાને રાજા કંસને રેજી—ટેક

ઘોડીને મળ્યો છે વાલો...દુખિયારી માને રે (૨);
દૂધડાં વછૂટયાં જૂને થાને રે....કેદખાને—૧

પગડા પિતાના ધોયા, આંસુડાંની ધારે રે (૨);
　　ધરણી ઓઢે છે એક જ ધ્યાને રે....કેદખાને-૨

જન્મભૂમિને વાલો માથડાં નમાવે રે (૨);
　　બે ઘડી બેઠો બંધીઆને રે....કેદખાને-૩

'કાગ' મારે કારણે, તમે જેલખાને (૨);
　　માફી માગી છે કુંવર કાને રે....કેદખાને-૪

(મજાદર તા. ૭-૧૨-૫૩)



# " દ્રૌપદીની નાવડી "

રામાયણકાળ અને મહાભારતકાળ એ બન્નેમાં કેટલો ફેર છે ! આર્યો–અનાર્યોની અંતર-છબિના બન્ને ઇતિહાસ છે. સીતાજીનું હરણ કરી રાવણ લંકામાં જાય છે ત્યારે એને બધું રાક્ષસ કુટુંબ, પ્રજા અને તેના સગા ભાઇઓ તથા પુત્ર પણ ફિટકાર આપે છે. આ તો અનાર્યો કહો કે રાક્ષસો કહો તેની નીતિ. પણ ભરત માટે માતા રાજગાદી તૈયાર રાખે છે. ઇંદ્ર પણ જેની આશા કરે એવા અયોધ્યાના રાજવૈભવનો જૂના જોડાની માફક ભરત ત્યાગ કરે છે. રામને મનાવવા વનમાં જાય છે. મોટી સભામાં કોને રાજા બનવું એ પ્રશ્ન ચર્ચાય છે. છેવટે 'પિતાના વચનનો ભંગ નહિં જ થાય,' એવી શ્રીરામની દલીલ કાયમ રહે છે. ત્યારે 'હું રાજા નહિં બનું,' એ ભરતનો હિમાચલ જેવો નિર્ણય જરા પણ ડગતો નથી. એ લોભીના ઘર વચ્ચે જેમ મહેમાન લટકે છે, એમ અયોધ્યાનું રાજ લટકી રહે છે.

બીજી તરફ મહાભારતને તપાસતાં પહેલેથી છેલ્લે સુધી ખટપટ, લોભ, કપટ અને પાંડવોનો નાશ કેમ થાય ? એજ નીતિ તેમાં ભરી છે. અને એમાં સામેલ તો નહિં, પણ પેટને કારણે નિર્બળ અથવા તો પરાધીન બનેલા એ વખતના મહાપુરુષો પણ ઢીંગલાંના જેવું જીવન જીવે છે. ભીષ્મ જેવાએ એકરાર પણ કર્યો છે કે, 'આજીવિકા ખાતર અમે નીચ કૃત્યો કરી રહ્યા છીએ.' આ બધા બનાવો એમ માની લઇએ કે રાજકારણવાળા કદાચ કર્યા કરે, પણ જગતના કોઇ ઇતિહાસે નહિં સંઘરેલો એવો આકરો અને નાચતાની ટોચ જેવો દ્રૌપદી–વસ્ત્રહરણનો બનાવ છે. દેશના સમસ્ત રાજાઓ, બ્રાહ્મણો, કૌરવો અને પાંડવો જે સભામાં બેઠા છે, ત્યાં દ્રૌપદીને બોલાવવામાં આવે છે. તેને બેસવા માટે દુર્યોધન પોતાનો

ખોળો બતાવે છે. દુઃશાસન તેની સાડી ખેંચે છે. પાંચાળીનો લાંબો ચોટલો પકડે છે. પાંડવો નીચે મોઢે બેસી રહે છે ભીષ્મ, દ્રોણ વગેરે પણ ‘ધર્મની ગતિ બહુ ઊંડી અને ઝીણી છે,’ એટલું કહીને બેઠા રહે છે.

એક જ યુયુત્સુ નામનો ધૃતરાષ્ટ્રનો પુત્ર એ સભાનો ત્યાગ કરી જાય છે. દ્રૌપદી પોકારી ઊઠે છે. ભગવાન શ્રી કૃષ્ણને સંભારે છે કે, “ હે નાથ ! આજે આ દુષ્ટ દુઃશાસનની અનીતિના સમુદ્રમાં મારી લાજરૂપી હોડી ડોલી રહી છે. ડૂબવાની તૈયારી છે. મને હોડમાં મૂકનારા જુગારી પતિઓ મને હારી ગયા છે. હે દ્વારકાધીશ ! કૌરવોના અન્યાયરૂપી જે ચૂલો સળગી ઊઠ્યો છે, તેમાં મારી દશા તાવડી જેવી બની છે. હે નાથ ! દોડો, જલદી દોડો. મારાં ચીર ખેંચાય છે. હે દેવકીનંદન ! મારો ચોટલો આ પાપી તાણી રહ્યો છે. હું આપની સગી બહેન નથી, પણ આપ મને સુભદ્રાથી પણ વિશેષ માનો છો, તો જીભની માનેલ બહેન ગણીને પણ, હે મુરારિ ! મારી સહાય કરો.” કોઇ પૂછે કે એ સભામાં શું કોઇ ક્ષત્રિયો ન હતા ? દ્રૌપદી કહે છે કે, “ હે કૃષ્ણ ! ધોળી દાઢી–મૂછવાળા, સમસ્ત ભારતના ક્ષત્રિયોના શિરછત્ર એવા પિતામહ ભીષ્મને બિરદાવીને મારો સાદ પણ બેસી ગયો છે, પણ અત્યારે તો એમની દશા ઘરડી ડોશીને મોઢે મૂંછ ચોંટાડી હોય એવી લાગે છે. બાપ, ભાઇ કે પતિ કોઇ અત્યારે મારી સહાય કરે તેમ નથી, જેથી હું આપને પોકારી રહી છું. હે નાથ ! ખાટકીને ઘેર ખીલે બાંધેલી ગાય જેવી મારી દશા છે. હે કેશવ ! હું આપને શરણે આવી છું. મારું મૃત્યુ ભલે થાય, પણ મારી આબરૂ બચાવો.”

( રાગ ઉપરનો )

દુઃશાસનરૂપી દરીયામાં રે, દ્રાપદીની ડોલે નાવડી રે જી;
સળગ્યો કૌરવરૂપી ચૂલો રે, ત્રિયાની ગતિ તાવડી રે જી....ટેક

પાંડવો જુગારી, વાલા! મને ગ્યા છે હારી (૨);
તારો ભરોંસો એક ભારી રે, અવતારી! વારું આવડી.
દુઃશાસન–૧

ચોટલે ઝાલીને તાણી, સાડી ઝોંટાણી (૨);
જીભની માનેલી લેજે જાણી રે, બેનડીની ઝાલો બાવડી.
દુઃશાસન–૨

ભીષમ પિતાને હું તો, થાકી પડકારી (૨);
એની કાયા કૌરવોની ઓશીઆળી રે, મૂંછાળી જાણે માવડી.
દુઃશાસન–૩

'કાગ' હું પોકારું તુંને, જુને વસીલે (૨);
મારા ધણી બેઠા છે મુખડે ઢીલે રે, ખાટકીને ખીલે ગાવડી.
દુઃશાસન–૪

( મજાદર–પાળાવાળે ખેતરે તા. ૭–૧૧–૫૩ )



# "શેનો નાતો ?"

ઘણો આર્ત્તનાદ કર્યો છતાં કયાંય કૃષ્ણ દેખાતા નથી. દુઃશાસન છલંગો મારી રહ્યો છે, એ વખતે પાંચાળીનું ક્ષાત્ર લોહી તપી ઊઠે છે. ભગવાન કૃષ્ણને એ પોતાના ઈષ્ટ ગણતી બંધ થાય છે અને સંસારી બ્હેન બની જાય છે. આગળ આપેલા વિશ્વાસની યાદી આપી મ્હેણાં ફટકારે છે કે, " હે ભાઇ ! તારી મદદ માગવી એ મારી જ ભૂલ છે, મારે ને તારે શો સંબંધ ? હું પંચાળ દેશની રાજકુમારી, તું વ્રજમાં જન્મેલો. નાતેય નેડો નહિ. હું તારી આશા કેમ રાખી શકું ? પણ તું જ્યારે મારે ઘેર મહેમાન થાતો, ત્યારે રસોડાનું અને પીરસવાનું કામ કરી કરી મારા નખ પણ ઉતરી ગયા હતા અને તું ઘણીએ વખત કહેતો કે, " બ્હેન ! મારા સરખું કામકાજ કહેજે." એ વિશ્વાસથી મેં તને તારા વચનની યાદી આપી, પણ હવે મને ખબર પડી કે, વચનની તારે કશી કિંમત નથી. "

" આજે મારી દશા પારાધીના -પાસલામાં ફસાએલ હરણી જેવી છે. આનાથી બીજું કોઈ સંકટ માનવીને વધારે હોય નહિં. જીવન કરતાં પણ આબરુ એ માણસ માટે વિશેષ કિમ્મતી છે. હે કૃષ્ણ ! આજે આ સભામાં મારે બદલે જો તારી બહેન સુભદ્રાને ચોટલે ઝાલીને લાવવામાં આવી હોત તો, તારો કાળો વાન છે તે લાલચોળ બની જાત હો ! અને માતા દેવકીજીની મારા જેવી દશા જો થઇ હોત, તો તું આખા બ્રહ્માંડનો એક જ કોળીઓ કરી જાત !"

●

(ઊડી જાઓ પંખી પાંખુંવાળા રે જી—એ રાગ)

જાદવરાય ! આપણે શેનો નાતો રે...જી.
તું વ્રજવાસી, હું પાંચાળી, બેયની જુદી જુદી જાતો—
જાદવરાય—ટેક

"કામ પડે ત્યારે કેજે, બેનડી !" કાયમ કે'તો વાતો રે જી (૨);
વેણુલંપટ ! તારી વાણી સુણીને (૨), ફોગટ જીવ ફૂલાતો—
જાદવરાય—૧

પારાધીકેરા પાસલામાં જેમ, મૃગલી જીવ મુંઝાતો રે જી (૨);
સાદ કરું તોય નથી સાંભળતો (૨), આજ અમારા ઉતપાતો—
જાદવરાય—૨

જીવ રહે ને આબરુ જાય તો, મુડદાં રૂપ મનાતો રે જી (૨);
લાજ રહે તો આ અવનીમાં (૨), જીવ ભલે વયો જાતો—
જાદવરાય—૩

સગી બેનડી સુભદ્રાનો, વાળ જો વાંકો થાતો રે જી (૨);
વેરીના ઘર પર આફુ વાવવા (૨), કાળો મટીને થાત રાતો—
જાદવરાય—૪

'કાગ' કહે કાં દેવકીજીનો ?, સભામાં ચોટલો ઝોંટાતો રે જી (૨);
તો શામળીયા ! ધીરજ છોડી (૨), બ્રહ્માંડ ભરખી જાતો—
જાદવરાય—૫

(તળાજા ટ્રેન તા. ૬-૧૨-૫૩)

# વ્રજભૂમિ સાંભરી

આ વાત મહાભારતમાં છે. ભગવાન શ્રી કૃષ્ણ એક દિવસ પોતાના એકાંતના ઓરડામાં બેઠા હતા. એ વખતે નારદજી ત્યાં આવ્યા. ભગવાનને ઉદાસ જોઇ નારદજીએ પૂછ્યું કે, "હે પ્રભુ! આપ આજે શી ચિંતામાં પડ્યા છો? આપના મોઢા ઉપર નિરાશા અને શોક કેમ નીતરી રહ્યાં છે?" શ્રીકૃષ્ણે કહ્યું કે, "હે નારદ! ઘણાં વર્ષોની વ્યાવહારિક આંટીઘૂંટીઓ ઉકેલતાં અને કંઇક ઉથલ-પાથલ કરતાં કરાવતાં આજે મને એનો થાક લાગે છે. એ થાક ઊતારવા માટે મને મારું બાળપણ અને ગોકળીયું સાંભરે છે."

"જમના નદીને કિનારે ગોવાળીયાઓ સાથેની નિર્દોષ રમત-ગમત આજે મને યાદ આવે છે. ભોળાં-ભલાં અને મમતાવાળાં ઉદાર એવાં વ્રજવાસી માનવીઓ મારી આંખ આગળ તરવરે છે. આ દ્વારકાની મહેલાતોમાં રાજખટપટની અને ઘરકલેશની જ્વાળા સળગતી જણાય છે. યાદવો બધા અહંકારી, દંભી અને દ્વેષીલા બનીને અંદર અંદર લડે છે. મને મોટેરો માને છે, પણ મારું કહેવું કોઇ સાંભળતું નથી. રાતદિવસ ખટપટ સિવાય બીજી કોઇ વાત નથી. આ રાજવૈભવ કરતાં ગોકુળની શેરીનો કીચડ વધારે સારો હતો. અન્યાયને ટાળવા અને ન્યાયનું સ્થાપન કરવા માટે મહાભારત જેવી ભયંકર લડાઇનો આગેવાન બનીને લાખો કરોડો માનવીઓનો સંહાર નજરે જોયો, એના ભણકારા કાયમ મારા માથામાં બોલ્યા કરે છે. વ્રજભૂમિ છોડ્યા પછી 'વધારે આનંદથી જીવન જીવશું!' એમ જે માનેલું એ સાવ જૂઠું પડ્યું. આખાએ દેશમાં ધરતીને માટે તલવારો ચાલે છે. લોહીની નદીઓ વહી રહી છે. આ બધા વ્યવસાયમાં હે દેવમુનિ! વાંસળી વગાડવાનો મને કદી પણ વખત

મળ્યો નથી. મને મોટેરો ગણીને પગારદારો અને નોકરો 'મહા-રાજને ઘણી ખમ્મા !' એવાં વેણ બોલે છે. પણ મને એ નોકરી-યાતોની સ્તુતિમાં તદ્દન દંભ અને હીનતા લાગે છે. હવે તો મારે માતા યશોદાને મોઢેથી 'કાનુડો' એમ સાંભળવું છે. માતાના તુંકારા-ની મીઠાશ મને દ્વારકામાં ક્યાંયે મળી નથી. આ હીરા માણેકના દાગીના મને વીંછી જેવા લાગે છે. વૃંદાવનમાં જઈ ચણોઠીની માળા પહેરીને પાછી ગાયો ચારવા મારી ઇચ્છા થાય છે. સમાજને સુધારવા માટે કંઈક ધીંગાણા કર્યાં અને કરાવ્યાં, છતાં મને આત્મ-સંતોષ થાય, એટલું જગત સુધર્યું નહિં. હે નારદજી ! આ કારણે હું હમણાં કાયમ ઉદાસ રહું છું."



( માડી તારી કેટલા જનમની કમાણી રે–એ રાગ )

સાંભર્યો જમનાજીનો કિનારો રે, વ્રજવારો મુને સાંભર્યો...રે
આતમો થએલો ઉદાસી રે, વ્રજવાસી ભોળાં સાંભર્યાં રે...ટેક

દ્વારકાની મેડીઓમાં, અગની ભાર્યો (૨);
(એથી) સારો હતો ગોકુળીયાનો ગારો રે–વ્રજવારો–૧

કૌરવ પાંડવકેરા, જોયા મેં સંહારો (૨);
ભીતર ઉઠે છે એના ભણકારો રે–વ્રજવારો–૨

ધરતી કાજે ઊડે, તાતી તરવારો (૨);
પાછો નાખ્યો વાંસળડીનો વારો રે–વ્રજવારો–૩

સ્વાર્થી કહે છે મને, 'પ્રભુજી પધારો' (૨);
ન મળે નંદરાણીનો તુંકારો-વ્રજવારો-૪

વીંછી વળગ્યા છે જાણે, હીરાકેરા હારો (૨);
(મારે) સજવા ચણોઠીના શણગારો રે-વ્રજવારો-૫

કુટુંબ થયું છે આખું, સાપકેરો ભારો (૨);
એથી કાલિંદીનો નાગ, હતો બહુ સારો રે-વ્રજવારો-૭

'કાગ' કે' વહાવી મેં તો, લોહીકેરી ધારો (૨);
સંસારે દેખાણો નથી જો સુધારો રે-વ્રજવારો-૯

(મજાદર તા. ૮-૧૨-૫૩)



# સીતાજીના સાયબા

મર્યાદાપુરુષોત્તમ શ્રીરામને કવિ પૂછે છે, "હે ભગવાન ! ધર્મનું સ્થાપન કરવા આપે રઘુકુળમાં અવતાર લીધો, મનુષ્યના જેવો બધો વ્યવહાર કર્યો અને જગતનું કલ્યાણ કરતાં કરતાં આપે જીવન પૂરું કર્યું, પણ આપના આખા જીવનમાં આપને મીઠાશ હતી કે કડવાશ ? આપનું જે જીવન મને દુઃખમય લાગ્યું છે એ હું ગણી બતાવું. એમાં ભૂલચૂક હોય તો આપ સુધારવા કૃપા કરશો. આપના નાનપણમાં આપ દિગ્મૂઢ જેવા બની ગએલા અને તે એટલા માટે કે, 'આ સંસાર શું છે ?' વસિષ્ઠ મુનિના ઉપદેશ પછી આપનું કંઇક ઠેકાણે આવ્યું. જુવાનીમાં જનકરાજાનાં પુત્રી સીતાજી સાથે આપનાં લગ્ન થયાં. લગ્નના થોડાક જ દિવસો પછી રાજકુટુંબની ખટપટથી આપને ચૌદ વર્ષ વનવાસ વેઠવો પડ્યો. વનેવન રખડ્યા અને ટાઢ, તડકો, વરસાદ વગેરે સહન કર્યાં. એક દિવસ આપના આત્મારામ સમાન સીતાજીનું રાવણ હરણ કરી ગયો. સીતાની શોધ માટે આપે ઝાડને, પહાડને, પૃથ્વીને, નદીને, જડ–ચેતન બધાંને પૂછ્યું કે, 'કોઇએ સીતાજીને ભાળ્યાં છે ?' જાનકીજીના વિયોગે આપની આંખમાં આંસુ સુકાતાં ન હતાં. વાનરોની મદદથી આપે મહાસાગર ઉપર પાજ બાંધી, લંકા પર ચડાઇ કરી. નવ દિવસ લંકાના ઘોર યુદ્ધમાં રાવણ, કુંભકર્ણ, મેઘનાદ વગેરેને સંહાર્યા. વિભીષણને લંકાની ગાદી આપી. લંકાને પાદર આપની પાસે જ્યારે સીતાજીને લાવવામાં આવ્યાં, ત્યારે આપે એમ કહ્યું કે, 'જાનકીજી અગ્નિમાં નાહી પછી મારી પાસે આવે !'

આટલી આકરી કસોટી કર્યા પછી કોઈ એકાદ ધોબીના કહેવાથી આપે જનકપુત્રીનો ત્યાગ કર્યો અને એમને વનમાં મોકલી દીધાં.

વાલ્મીકિ મુનિના આશ્રમની પાસે સીતાજીને જંગલમાં ઉતારી લક્ષ્મણજી પાછા ફર્યા, ત્યારે વૈદેહીએ લક્ષ્મણને કહેલું કે, 'હે લક્ષ્મણ! ભગવાન રામનું સંતાન મારા પેટમાં છે, એટલી મારાવતી શ્રીરામને વિનંતિ કરજે. સૌ ભાઈઓ શ્રી રાઘવની સેવા કરજો તથા મને સૌ વિસરી જાજો.' એ સંદેશો આપને મળ્યા પછી, એ પ્રસંગ બન્યા પછી, આપ સુખી હતા કે દુ:ખી? તે તો આપ જ કહી શકો. સીતાજી તો દુ:ખના સમુદ્રમાં ડૂબેલાં હતાં જ. એમણે જંગલના ઝૂંપડામાં બે પુત્રોને જન્મ આપ્યો, ત્યારે એ અયોધ્યાની મહારાણી પાસે એકેય દાસી કે માવજત કરવાવાળી કોઈ હાજર પણ ન હતી. પછી તો આપે એક મોટો યજ્ઞ કર્યો. તે સમારંભમાં ભાગ લેવા વાલ્મીકિ મુનિની સાથે આપના બે પુત્રો અયોધ્યામાં આવ્યા. લવ-કુશના રામાયણ ગાનથી આપને અને પ્રજાને ખબર પડ્યા કે—એ બન્ને જાનકીજીના પુત્રો છે. આપે તે પરથી સીતાજીને બોલાવ્યાં. 'સીતાજીને બે બોલ કહેવાના છે, સૌ સાંભળવા આવજો', એવા ઢોલ પીટાયા. બળી ગએલી વેલડી સરીખાં સીતાજી મોટા માંચડા પર ઊભા રહ્યાં અને લોકો તથા આપની સમક્ષ લગ્નપ્રસંગથી માંડીને છેવટ સુધી આત્માને પણ રોવરાવે એવી પોતાની દુ:ખમય વાર્તા એમણે કહી. છેવટે એમને સત ચડયું. બે હાથ ઊંચા કરી માથું નીચું નમાવી માતા ધરતીને વિનંતિ કરી કે, 'હે મા ધરણી! મનથી, વચનથી અને કર્મથી શ્રી રામ સિવાય કોઈનું મેં ચિંતવન ન કર્યું હોય, તો મને તારે ખોળે સમાવી દે.'

ધરતી ફાટી. મોટો ભયંકર અવાજ થયો. આકાશમાં હજારો વજ્રાઘાત જેવા કડાકા થયા. સાતે સાયરોનાં નીર ખળભળી ઊઠયાં અને પવનના તોફાનની એવી આંધી ચડી કે, આ ઘડીએ જ જગતનો પ્રલય કરી નાખશે. એ ઝંઝાવાતમાં સિંહાસન ઉપર બેઠેલાં ધરણી માતા પ્રગટયાં અને સીતાજીને ખોળામાં લઈને અલોપ થઈ

ગયાં. તો હે મહારાજ ! તમારા જીવનમાં તમને અમૃત મળ્યું કે ઝેર ? આ તો રામાયણમાંથી સાંભળેલી વિદ્વાનોની વાર્તા છે, પણ લોકસાહિત્યમાં એવાં ગીતો છે કે, સીતાજીને ધરતીમાં સમાતાં જોઇ આપ સીતાજીને મળવા માટે દોડ્યા, એમને પકડી રાખવાને માટે આપે હાથથી ખૂબ વલખાં માર્યાં, ત્યારે પૃથ્વીમાં સમાએલાં સીતાજીની ચૂંદડીનો એક છેડો આપના હાથમાં આવેલો. આ બધા પ્રસંગો પછી આપે આપનું જીવન સુખી વીતાવ્યું કે દુઃખી ? એની અને ખબર નથી. ”

●

( રાગ–ઉપરનો )

મે'લાતોમાં મજા કેટલી માણી રે, રાણી સીતાજીના સાયબા રે !
તેં તો અમૃત પીધાં કે કડવાં ઝેર રે, રાઘવ! રઘુકુળમાં રે…ટેક

આવતા જોબનીયામાં વનમાં વસેલો (૨);
ભોજનીઆં કારણે ભટકેલો–રખડેલો, વાલા ! રાનમાં જી….તેં–૧

રામ રામ રટતા ને, પોઢેલા પિતાજી (૨);
અંગડે તારા હાથ ન અડેલા રે, ઊડી ગ્યો પંખો આતમા જી…
તેં–૨

રાજપાટ છોડી ચાલી, સીતા તારે સંગડે (૨);
હારી ગયો લંકાકેરો સ્વામી રે, ઝંખવાણી તારી ઝૂંપડી જી…
તેં–૩

જીવન તજીને હાલ્યાં, વાંદરા ભેળા (૨);
વસમી પડીતી માથે વેળા રે, મળ્યું ન એકે માનવી જી...તેં–૪

વનમાં મુકાણી સીતા, વંશકેરી વેલડી (૨);
એકે નો મળેલી જો સુયાણી રે, બેલડાના જાયા એટલા જી...
તેં–૫

'કાગ' સરજું હું સદા "રામકેરી રાણી" (૨);
મુખથી વદી એટલી વાણી રે, સમાણી સીતા ભોમમાં જી...તેં–૬
(મહુવા તા. ૭–૧૧–૫૩)



# નઠારો

સારું અને નઠારું એ બન્નેની મેળવણીથી આ જગત બન્યું છે. ઇતિહાસમાં જગત એકલું જ સારું હતું, એવું લખાયું નથી. ઉપરાંત તદ્દન ખરાબ હતું, એવું પણ જાણવામાં આવતું નથી. આ ભજન હલકા, અધમ અને કેવળ આસુરી બુદ્ધિવાળા માનવીને અનુલક્ષીને લખાએલ છે. આવા અસુર માણસનો આત્મા એટલે એનું સાંગોપાંગ જીવન ગોઝારું બની ગએલ હોય છે. એને ગમે તેટલી સમજણ આપો કે ગમે તેટલા વિનયવાળા વચનથી એને હલકા માર્ગથી પાછો વાળવા પ્રયત્ન કરો અને દરરોજ સત્સંગમાં રાખો તો પણ એ સજ્જનોની નાતમાં આવી શકતો નથી. ફાંસીને લાકડેથી એને બચાવ્યો હોય, એની સઘળી ઉપાધિઓ ટાળી દીધી હોય, દુશ્મનોથી ઉગાર્યો હોય, જગતમાં એની સુંદર છાપ પાડી હોય, સમુદ્રમાં ડૂબતાને બચાવ્યો હોય, એને ધનના ઢગલા ઉપર બેસાડ્યો હોય, એ બધા ઉપાયો અને ઉપકારો પછી પણ હલકો માણસ એનો સ્વભાવ છોડી શકતો નથી; કારણ કે ભગવાન પણ એને સુધારવાની હિંમત કદાચ ન કરી શકે. એના દાખલા જાહેર છે; જેમકે–હિરણ્યકશિપુ, રાવણ, કંસ વગેરે.

•

( રાગ ઉપરનો )

સમજણ દઇને સુધારો રે, ગોઝારો એનો આતમા રે;
વિવેકે સમજાવીને વારો રે, નઠારો ના'વે નાતમાં...ટેક

શૂળીએ ચડેલો એને જીવતો ઉતારો....(૨),
બગડેલી બાજીને સુધારો રે......નઠારો–૧

વેરીથી ઉગારો એની કીરતિ વધારો.......(૨),
બૂડતાને કાઢો સમદર બારો રે.......નઠારો–૨

વેણુનો છે ખારો કોઈ આપે નઈ ઉધારો....(૨),
લખમોને મંદિરીએ બેસારો રે.......નઠારો–૩

'કાગ' એની આશાકેરા છોડી દયો વિચારો....(૨),
હારીને બેઠો છે સરજણહારો રે....નઠારો–૪



## ઊતરેલાં

[આ ભજનનો ભાવાર્થ પણ ઉપલા ભજનને અનુસરતો છે.]

( રાગ ઉપરનો )

ઉંધે રે ઠેકાણે જઇ અટકેલાં રે છટકેલાં જેનાં ચિતડાં રે...
પાપની પંગતમાં બેસે પેલાં રે છટકેલાં જેનાં ચિતડાં રે...ટેક.

માયામાં ઘેલાં ને કુસંગ કરેલાં........(૨),
અંગડાં ભુંડપથી ભરેલાં રે........છટકેલાં–૧

રોષથી ભરેલાં પોતે વધુ વણુસેલાં.......(૨),
અવળાં લલાટે છે લખેલાં રે.......છટકેલાં–૨

સજ્જને તજેલા છે ધુડકેરા ચેલા......(૨),
હરિજન દેખીને હટકેલાં રે......છટકેલાં–૩

ભોળપ ભરેલાં નથી 'કાગ' મનમેલાં......(૨),
આચરણ બધાં છે ઉતરેલાં રે......છટકેલાં–૪





# જમ જેવા

(રાગ ઉપરનો)

[ આ ભજન પણ "નઠારો" નામના ભજનને અનુસરીને લખાયું છે. ]

આવેલા બધાને દુઃખ દેવા જમ જેવા એના જીવડા રે....
હાડે પડ્યા છે હલકા હેવા બોલવાણા દિલના દીવડા રે–ટેક

સાધુકેરી સોબતુંના...... ઊબકા આવે........... (૨),
ચિત્તમાં ન ભાવે કોઈની સેવા રે.........જમ જેવા–૧

પંડ એનાં પાજી એ તો થાય નહિ રાજી......... (૨),
ખંતેથી ખવરાવો મીઠા મેવા રે..........જમ જેવા–૨

હીણી એની નજરું ને હીણું એ તો તાકે..........(૨),
આંખડીએ કરે હાથનાં નેવા રે.......જમ જેવા–૩

'કાગ' કોઈ જનમનું લેણદેણ દેવા............(૨),
પનારે પડ્યા છે માગણાં લેવા રે.......જમ જેવા–૪

(ભાવનગર તા. ૫–૧૨–૫૩)



# ગુરુ મળ્યા

ગુરુ વિનાના બધા અનુભવો દરીયાના પાણી સમાન છે. વેદ શાસ્ત્ર અને પુરાણ પણ ગુરુ વિના ખારાં લાગે છે.

વેદ ઉદધિ બિન ગુરુ લખે, લાગે લૌન સમાન;
બાદર ગુરુમુખ દ્વાર હૈ, અમૃત સે અધિકાન.

( વિચારસાગર )

વેદ અને પુરાણોરૂપી સમુદ્રમાંથી ગુરુમુખરૂપી વાદળાંઓ દ્વારા આપેલ તે જ પાણી ઉપયોગી બન્યું. પોતાનાં કરેલાં સુકર્મનો જ્યારે ઉદય થાય, ભગવાનની જ્યારે કૃપા થાય, ત્યારે આવા ગુરુ મળી જાય. એ વખતે હૃદયનાં તાળાં ખુલ્લી જાય છે, અંતરમાં પ્રકાશ થાય છે અને અજ્ઞાનરૂપી અંધારાનો નાશ થાય છે.

લાખો જન્મોનાં પાપનાં જાળાં બાધ્યાં હતાં તે ખંખેરી નાખીને હૃદયરૂપી મકાન સાફ બનાવીએ, એટલે અંગે અંગે આનંદ પ્રગટે અને રૂંવાડે રૂંવાડે ' રામ રામ ' એવો અવાજ ઊઠે. ગુરુરૂપી કુશળ કારીગર ચામડાને રંગી નાખે એટલે એની ખરાબ વાસ ચાલી જાય. ચામડું રંગ્યું ન હોય ત્યાં સુધી તે આળું હોય.

ઇશ્વરમાં મળી ગએલી બુદ્ધિરૂપ ( જેને સુરતા કહેવામાં આવે છે ) બીલડી દેહરૂપી જંગલમાં ત્યાગનો અગ્નિ સળગાવે. એ જ્વાળામાં મમતા ( એટલે બધું મારું છે ) એ ભાવના અને સંગ્રહવૃત્તિરૂપી લાકડાં બળી જાય. અહંકાર તો ઉચાળા ભરીને ચાલી નીકળે અને તૃષ્ણા–મમતાના બાંધેલ માળા ચૂંથાઇ જાય.



( રાગ ઉપરનો )

ગુરુજી મળ્યા છે જ્ઞાનવાળા રે હૈયાનાં તાળાં ઊઘડ્યાં રે જી
અંતરમાં થયાં છે અજવાળાં રે અંધારાં કાળાં ઉપડ્યાં રે જી

સમતાની સાવરણીથી પરખોડી વાળ્યાં...(૨),
જામ્યાં થાં કંઈક જનમોનાં જાળાં રે. હૈયાનાં-૧

અંગડે આનંદ કેરાં વહે નદી નાળાં....(૨),
રોમે રોમે ફરે રામની માળા રે. હૈયાનાં-૨

રંગથી રંગાણાં હવે દિસે છે રૂપાળાં...(૨),
ચામડાં મટી ગ્યાં છે આળાં રે. હૈયાનાં-૩

સુરતા ભીલડીએ.......સળગાવી જવાળા...(૨),
વનડાં બળી ગ્યાં તૃષ્ણાવાળાં રે. હૈયાનાં-૪

'કાગ' અહંકાર હાલ્યો ભરીને ઉચાળા...(૨),
ચૂંથાણા મમતાના બાંધેલ માળા રે. હૈયાનાં-૫

( ભાવનગર તા. ૬-૧૨-૫૭ )



# રામ પધારો

ભગવાન રામને ભક્ત આમંત્રણ આપે છે કે–" હે નાથ ! મારા હૃદયમાં પધારો. એકલા નહિ હો. શક્તિ માતા સીતા અને સેવક હનુમાનજી સાથે પધારો. આપના પધારવાની વાટ છે એટલે મેં ખૂબ તૈયારી કરી રાખી છે.

મારા અંતઃકરણમાં પાપરૂપી જે જાળાં હતાં તે સાફ કરી નાખ્યાં છે. દયા અને ત્યાગ એના બે દીવા પ્રકટાવીને હૃદયમાં અજવાળું કર્યું છે. આપના ધ્યાનરૂપી સુવાસિત ધૂપ કર્યો છે. શ્વાસોશ્વાસે આપનો જપ ચાલે છે અને સ્નેહરૂપી ભોજન તૈયાર કર્યું છે. હે રામ ! આપ જમવા પધારો. મારા જીવને આપના પગનાં તળીઆં ચાટવાની લગની લાગી છે, તો હે કૃપાળુ ! ગરુડજીને બહાર રાખીને આપ પગપાળા પધારો. હે ભગવાન ! આપને ચરણે હું શું ધરું ? સંપત્તિ અને શક્તિ બન્ને મારાં નથી. એ તો આપનાં છે. મારી પાસે તો મારાં આંસુનાં ટીપાં છે. એની માળા ફેરવી આપને ચરણે ધરું છું.



( ઊડી જાઓ પંખી પાંખુંવાળા રે...જી–એ રાગ )

હૃદામાં, રામ ! પધારોને કૃપાળા રે જી....<br>
સીતાજીને સાથે લાવજો...સેવામાં બજરંગી બાળા...હૃદામાં–ટેક

મનમંદિરમાં વાળી નાખ્યા, જૂનાં પાપનાં જાળાં રે...જી...(૨);<br>
દયા દાનના દીવડા મેલ્યા...(૨) ઉરે કર્યાં છે અજવાળાં.<br>
હૃદામાં–૧

ધ્યાનતણો હું ધૂપ ધરું ને, મનની ઊજળી માળા રે...જી...(૨);
ભાવતણાં મેં ભોજન પીરસ્યા...(૨), જમોને જુગતીવાળા !
હૃદામાં–૨

ચરણરજનો જીવ સુહાગી, ચાટવા પાવ સુંવાળા રે...જી...(૨);
ગરુડજીને બાર બેસારી...(૨), પ્રભુ ! પધારો પગપાળા.
હૃદામાં–૩

સંપત્તિ ન મળે શક્તિ ન મળે, 'કાગ' કે' નાથ કૃપાળા
રે...જી...(૨);
આંસુડાંકેરા પારા બનાવી...(૨), રાતદી ફેરવું માળા....
હૃદામાં–૪

( તળાજા ટ્રેન તા. ૩–૧૨–૫૩ )

# વેરાગણ સીતા

લક્ષ્મણ સીતાને વનમાં મૂકી ચાલ્યા ગયા. એકલા સીતાજી પગદંડી–કેડી ગોતી વનમાં ચાલ્યાં જાય છે. રસ્તામાં વનવાસી સ્ત્રીઓ તેને જોઇને પૂછે છે કે, " હે બેન ! તમે એકલાં આ વનમાં કેમ આવ્યાં છો ? અને તમારું વતન ક્યાં છે ? તમે શરીરે લગાવેલી રાખ અને આ વલ્કલ પહેરવેશ તમને શોભતો નથી. કોઇ વેરાગણ બાઇના જેમ તમે કંઠમાં પહેરેલી તુળસીની માળા જરા પણ શોભતી નથી, કારણ કે તમારું રૂપ એવું છે કે, તમારા કોટમાં હીરાના હાર જ શોભે. હે બેન ! તમારા પગમાં ઠેસ વાગવાથી આ વનના પથ્થરાઓ રડે છે. હે માતા ! તમે કોની લાજ કરો છો ? લાજના આછા ઘૂમટામાંથી આપનો વિયોગ રોતો હોય એમ લાગે છે. આ તમારો કાળો ચોટલો વનને રોવરાવી રહ્યો છે. કોના રામ રૂઠયા કે તમને વનવાસ આપ્યો ? હે બેન ! તમારું પિયર આઘા પરદેશમાં હોવું જોઇએ. કયા હીણભાગી પુરુષની ઝૂંપડી સૂની હશે ? અને કયો દેશ તદ્દન વેરાન બની ગયો હશે કે જ્યાંથી તમારા જેવા સુંવાળા અને રૂપાળા શરીરવાળાં માતાને વનવાસ મળ્યો ?



( કાનુડો દઇને ગયો ભેખ–એ રાગ )

કીઓ છે તમારો એ દેશ રે... ? વેરાગણ બેની.... !
કીઓ છે તમારો એ દેશ....... ? ટેક.

રાખું કેરાં ઓઢણાં તો.... અંગડે રડે છે ને.......
ભગવો રડે છે પેરવેશ...........વેરાગણ – ૧

મુસકે રડે છે કંઠડે.... તુળશીની માળા ને...........
પથર રડે છે લાગી ઠેશ રે.......વેરાગણ – ૨

જોબન રડે છે જુઓ, લાજું કેરે ઘૂંઘટે ને.......
વનરા રડાવે કાળા કેશ રે...વેરાગણ – ૩

કોના રામ રૂઠયા તમને વનમાં વોળાવીયાં રે........
પિયરીયા હતા શું પરદેશ? વેરાગણ – ૪

'કાગ' કે' અભાગી કોની ઝાંખી હશે ઝૂંપડીને...
ઉજડ હશે કોનો નેશ ? વેરાગણ – ૫

( ઢસાથી વળતાં ટ્રેનમાં તા. ૨૫–૧૨–૫૩ )



# લવકુશના લેખ

લવકુશના જન્મ વખતે રૂપીપતિઓ કહે છે કે-કાળબળ કેવું વિપરીત છે? રાજા રામના કુંવરના જન્મ વખતે મુનિઓ, સાધુઓ, યાચકો વગેરેને દાન અપાતાં હોય, નગારાં વાગતાં હોય, ગામના માણસો મોટા ઉત્સાહથી નગર શણગારતા હોય, ચારેકોર આનંદ આનંદ જ જોવામાં આવતો હોય, તેને બદલે આ બાળકોને આભનું ઓઢણું, ધરતી એમની પથારી, એમના જન્મ વખતે સાધુઓ શંખ ફુંકે છે, ભીલો અને વનવાસીઓ નાચ કરે છે અને મુનિઓ થાળી વગાડવા લાગ્યા છે.

●

(રાગ ઉપર મુજબ)

કોણે લખ્યા છે આવા લેખ રે?
જાનકીના જાયા! કોણે લખ્યા રે...આવા લેખ? ટેક

જોડલે જનમીયા તમે ઋષિકેરે ઝૂંપડે રે....
જનેતાને અંગડે હતા ભેખ ........જાનકીના...૧

નોબતું નિશાનકેરી વાગી નઈ વધામણી રે....
બાવા બધા બોલેલા અલેખ...જાનકીના...૨

રામના કુંવરીયા તમે ખડધન ખાધાં રે...
અનડાં મળ્યા નઈ ટંક એક...જાનકીના....૩

ધરણી પોઢણીયાં બાળા આભનાં ઓઢણીયાં......
પે'રવા પછેડી નોં'તી એક...જાનકીના....૪

'કાગ' અજોધાના રાજા! રેખ તમારી રે....
રેખમાં પડેલી હશે મેખ...જાનકીના...૫

(મજાદર તા. ૨૫-૧૨-૫૫)

# જન્મ નહિં પણ કર્મ

માનવી જન્મથી ઊંચો કે નીચો છે તે વાત બરોબર નથી. જગતમાં કોઇ કુળ આપોઆપ ઉચ્ચ નથી બનતું તેમ કોઇ કુળ આપોઆપ નીચ નથી બનતું. જે વંશમાં કે ઘરમાં જેવાં માણસ થાય તેવું તેનું કુળ બને છે. બ્રહ્માજીની ત્રીજી પેઢીએ રાવણ થયો. કશ્યપ ઋષિના હિરણ્યકશિપુ અને હિરણ્યાક્ષ થયા. એ જ હિરણ્યકશિપુનો પ્રલ્હાદ થયો. આમાં કુળનો નાતો ક્યાં રહ્યો ? રામાયણમાં બાલકાંડમાં જ તુલસીદાસે કહ્યું છે કે—

વાલમીકિ નારદ ઘટ યોનિ, નિજ નિજ મુખ કહિ નિજ
નિજ હોની.

ભારત દેશમાં સર્વપ્રથમ કાવ્ય રચનારા વાલ્મીકિ ભીલ હતા. સારાં કર્મથી એ ઋષિ બની ગયા અને રામાયણનું મહાકાવ્ય રચ્યું. ભગવાન વ્યાસ તરફ જુવો. એમની માતા ખારવા–મચ્છીમારનાં પુત્રી હતાં. પિતા બ્રાહ્મણ હતા. આવી વિચિત્ર ઉત્પત્તિવાળા વ્યાસ તે ભગવાનના ચોવીશ અવતારમાંના એક અવતાર ગણાય છે. વ્યાસભગવાને જેટલાં શાસ્ત્રો, પુરાણો અને વેદોનું સમુદ્રમંથન કર્યું તેટલું કોઇએ કર્યું નથી. એમણે અઢાર પુરાણ લખ્યાં. ઉપરાંત એક લાખ શ્લોકોનું મહાભારત આળેખ્યું. એમના બધા ગ્રંથોની શ્લોકસંખ્યા પાંચ લાખ ઉપર થાય છે. એમની એટલી કલ્પનામાં જ કાળિદાસ, માઘ, બાણભટ્ટ અને તુલસીદાસ વગેરે કવિઓની કલમ દોડી છે.

આર્યો અને અનાર્યોના સેળભેળમાંથી જે સુંદર ભાત પડી છે તેમાં કેટલુંક ખરાબ છે પણ ઘણું સુંદર છે. એ મિશ્રણને પરિણામે કેટલાએ આર્યો અનાર્ય મનાય છે અને લાખો આર્યો

આર્યત્વને પામ્યા છે. આ ભજનનો ભાવાર્થ એવો છે કે, "જન્મથી ગણાતો મોટો તે ખોટો મોટો છે, પણ કર્મથી ગણાતો મોટો તે જ સાચો મોટો છે."

●

( નંદરાણી ! તારાં આંગણાં–એ રાગ )

સાચો કરમકેરો દાવો રે, કુળનો નાતો ક્યાં રહ્યો રે જી ?

જનમે શૂદ્ર હતો....ભીલ ઘેર જન્મ્યો રે...
રામાયણ લખી ઋષિ વાલમીકે રે. કુળનો–૧

જેનાં માતા ખારવણ...વ્યાસ મુનિ મોટા...
અઢારે પુરાણો એણે આળેખ્યાં રે. કુળનો–૨

એક જ પિતાના જાયા...દેવ અને દાનવો...
કાયમ જુદા છે બેઉના કેડા રે. કુળનો–૩

'કાગ' કુંભકરણ ને રાવણ, વિભીષણ રે...
એક રે જનેતાના ત્રણ જાયા રે. કુળનો–૪

( કુંડલાથી ડુંગર આવતાં ટ્રેનમાં તા. ૧૭–૧૨–૫૪ )



# મોટાં પાપનાં ફળ

ઋષિ મુનિઓએ હજારો જાતનાં પાપ લખ્યાં છે. જેનું ફળ દુઃખ એ પાપ અને જેનું ફળ સુખ એ પુણ્ય. બધાં પાપોમાંથી બાર મહાપાપ કહેવાય છે.

૧. કાયમ શિકાર કરવો. ૨. ગાયોને પીવાનાં જલાશયો તોડવા. ૩. દયાની મૂર્તિ એવી બ્હેનોને લૂંટવી. ૪. ગુરુને ગાળો આપવી. ૫. પંચમાં પડી ખોટી સાક્ષી પૂરવી. ૬. મિત્રની ગુપ્ત વાતો ચોરે બેસી પ્રગટ કરવી. ૭. કોઈની થાપણ ઓળવવી. ૮. જેનું અનાજ ખાઈએ તેની સામે લૂણહરામી કરવી. ૯. ખેતરોના સેઢા ફેરવી નાખવાની દુષ્ટતા કરવી. ૧૦. જાહેર રસ્તા રોકવા અને બગાડવા. ૧૧. છળ-કપટથી ધન ભેળું કરવું અને ૧૨. ભૂખ્યા અતિથિનો સત્કાર ન કરવો. આવાં પાપો જેણે કર્યાં હોય તેની સંતતિ ખરાબ થાય છે અને એ જ એનું પ્રાયશ્ચિત્ત ગણાય છે.

●

( રાગ ઉપરનો )

હણ્યા હોય જીવડા હજારો (એનાં)...નઠારાં છોરુ નીવડે રે જી
રૂંધ્યા હોય ગાયુંના જળ આરા (એનાં)...નઠારાં છોરુ નીવડે
રે જી...ટેક

બેનડીને લૂંટી લીધી...ગુરુજીને ગાળ દીધી....(૨);
પંચમાં કૂડી સાક્ષી દીધી રે...નઠારાં–૧

મિત્રની છાની વાતું....ચોરે જઇ ઉઘાડી....(૨);
સોંપેલી થાપણુને સંતાડી રે...નઠારાં-૨

ખાધું એને જેણે વેડયા....રોઢા લઈ પરાયા ખેડયા...(૨);
રોકી જેણે લીધા રાજના કેડા રે...નઠારાં-૩

'કાગ' છેતરીને લીધાં...એવાં ધન ભેળાં કીધાં....(૨);
અતિથિ ભૂખ્યાંને ભોજન ન દીધાં રે...નઠારાં-૪

( તા. ૧૭-૧૨-૫૫ )

# મોરલા નાચી લે

બાર બાર માસનાં વિયોગી વાદળાં કાળાં મલીર ઓઢી આકાશને ઘેરી વળે છે. અશાઢ માસ આવ્યો છે. વીજળી ઝબકારા મારે છે. આકાશ અને ધરતીને ભેદી નાખે એવા ગેબી અવાજ વાદળદળમાં થાય છે. પવનનું મહાતોફાન ઊપડે છે. ઝીણો ઝીણો વરસાદ પડે છે. નૈરૂત્ય દિશામાંથી વાદળાંનાં જુથને પવન ઈશાન તરફ લઇ જાય છે. એમાંથી એક નાની વાદળી વિખૂટી પડી જાય છે. ગીરની ધરતીમાં એક નાના ડુંગરા પર એક મોરલો સુનસાન ઊભો છે. વાદળી પર્વત પાસેથી પસાર થાય છે અને મોરલાને કહે છે કે–“ હે મોર ! વર્ષાઋતુ એ તો તારી ઋતુ કહેવાય. આજ તો મોરનાં કુળ નાચી ઊઠે. તું કેમ નાચતો નથી ? મારે તારો નાચ જોવો છે. ઘડીક નાચી લે. મારી સાહેલીઓનો સાથ આગળ ચાલ્યો જાય છે. જલદી નાચી લે. હું તારો નાચ જોવા ઘડીક ઊભી છું. હે મયૂર ! આપણે તો પાછાં બાર મહિને મળશું, માટે તારી ઉદાસીનતા છોડીને નાચવા માંડ.”

“ ભલા ભાઇ ! કેમ બોલતો નથી ? ગળાના ત્રણ ત્રણ કટકા કરી અને ટહુકાર કેમ કરતો નથી ? હે મોર ! આપણો કેટલો જૂનો સંબંધ છે ? જ્યારથી જગતમાં ઋતુ બની અને મોર કુળ સરજ્યાં, ત્યારથી આપણો સંબંધ છે, માટે અબોલા ભાંગી દે.” છેવટે વાદળીની વિનંતિ સાંભળીને મોર નાચી ઊઠ્યો. આકાશમાં ઘેરા ઘેરા ઢોલ વાગે છે. વીજળી ચમકે છે. નદીઓનાં ઘોર અવાજ આવે છે. આ બધી સામગ્રી મોરના નાચની સાથે તાલ દેતી હોય તેમ લાગે છે. અને મોરલાના તાલ સાથે જાણે બ્રહ્માંડ તાલ દેતું હોય એમ ભાસે છે. પર્વતો, વૃક્ષો, સૃષ્ટિનાં સર્વ રજકણો નાચતાં હોય તેમ લાગે છે. ઢેલું આવીને ચોતરફ આડીઅવળી ફરે છે, પણ મોરલાનું ધ્યાન તો વાદળી સામે લાગ્યું છે. બીજી બધી દુનિયાનું અને ઘરબારનું ધ્યાન

મોરલો વીસરી ગયો છે. આપણે પણ ઘડીક આવા મોર બનીએ તો બેડો પાર થાય.

•

( એક વાર ઊભાં રો', રંગવાદળી–એ રાગ )

બે ઘડીક નાચી લે, રંગ મોરલા !
કાળી વાદળડી તુંને વિનવે રે.......બે ઘડીક
જાય છે મારી સાહેલીનો સાથ રે........બે ઘડીક – ૧

બાર બાર મહિને પાછાં આવશું રે.......બે ઘડીક
કરી લેને બે ઘડી ટહુકાર રે........બે ઘડીક – ૨

બોલાવું તો ય નથી બોલતો રે.......બે ઘડીક
ભલો થઇને અબોલા તું ભાંગ રે.......બે ઘડીક – ૩

સુણી વાદળડીકેરી વિનતી રે....રંગભર નાચે છે રંગ મોરલો
મનાણો કળાએલ મોર રે...રંગભર નાચે છે રંગ મોરલો ૪

આભે ઢોલીડા ધડૂકીઆ રે......રંગભર
ત્રિભુવન ઝીલે એનો તાલ રે......રંગભર – ૫

નાચે વનરા, નાચે ડૂંગરા રે......રંગભર
નાચે છે નદીયુંનાં નીર રે......રંગભર – ૬

ઢેલડીઉં તો ઢુંગે વળે રે.......રંગભર
ભૂલી ગ્યો દુનીઆ કેરું ભાન રે......રંગભર – ૭

'કાગ' જીવો ઝાઝું મોરલો રે......રંગભર
કળાએલ સૃષ્ટિનો શણગાર રે......રંગભર – ૮

( મજાદર, તા. ૧૫–૧૦–૫૪ )

# વેલના નિસાસા

( અહીંથી જાવ તો ભેળાં લઇ જાવ–એ રાગ )

મજાદરમાં મારા ઉતારાના ઉગમણા બારના ઓરડાના ફળીઆમાં ચમેલીની વેલ વાવેલી છે. આ વેલનો માંડવો કરવા તેને દોરીથી બાંધીને ચોગઠામાં ગોઠવી એટલે વેલને વાચા ઉપજી. એણે ઊનો નિસાસો નાખ્યો અને બોલી કે, " આ અમારો બગીચાનો અવતાર ક્યાંથી આવ્યો ? આ બાગનો માળી હાથમાં દરરોજ કાતર રાખીને ફરે છે. પોતાની ઇચ્છા પ્રમાણે અમોને કાપે–કોરે છે. પોતાના બાગની શોભાને માટે દરરોજ અમારાં હાથ–માથું કાપે અને ' ઘોડા, પોપટ, બળદ' એવા આકાર બનાવે છે. દોરડાં બાંધી એની ઇચ્છા પડે ત્યાં અમોને લઈ જાય છે. અમારાં ફૂલ હજુ તો ખીલ્યાં હોય, ત્યાં જ ચૂંટી લે છે.

એ માળી બાગમાં આવે છે, ત્યાં જ અમે કંપવા લાગીએ છીએ, કારણ કે કાતર તો એના હાથમાં જ હોય છે. જરા પણ અમે અમારી ઇચ્છા પ્રમાણે ચાલીએ કે કટ કરતા કાપી નાખે છે.

અરે ! હું અભાગી વેલડીનું સુગંધી અને કોમળ જીવન માળીની મરજી પ્રમાણે ચાલે છે. કયારેક તો એક ઘડીકમાં ખોદીને બહાર પણ ફેંકી દે છે. આવા પરાધીન જીવન કરતાં મરવું એ જ ઉત્તમ છે." વેલડી દરરોજ આવા ઊના ઊના નિસાસા નાખ્યા કરે છે.

●

( અહીંથી જાવ તો ભેળાં લઇ જાવ–એ રાગ )

બાગમાં નિસાસા ઊના નાખે........
વનરાની વેલ્યું રે...બાગમાં નિસાસા ઊના નાખે...ટેક

કાતરે કાપીને અમને...પૂતળાં બનાવે વા'લા !...(૨);
કાપી કોરીને સરખાં રાખે...વનરાની–૧

દોરડે બાંધીને અમને...ફાવે તેમ ફેરવે છે, વા'લા !...(૨);
ખીલે જ્યાં ફૂલ ત્યાં ખૂંટી નાખે...વનરાની–૨

માળીડાને નિરખી અમે....થરથર ધ્રૂજીએ, વા'લા !...(૨);
કાયમ હાથમાં કાતર રાખે...વનરાની–૩

'કાગ' જીવન મારાં...માળીડાની મરજી...વા'લા !....
ખબરું વિનાનાં ખોદી નાખે...વનરાની–૪

(મજાદર, તા. ૧૬–૧૧–૫૪)

# મળવું એજ મરણ

ઓરડાની વંડી પર ગલકાંનો એક વેલો ચડાવેલો. એ વેલાનાં પાન બહુ મોટાં થાય છે. એનાં પીળાં પીળાં મોટાં અસંખ્ય ફૂલ સોનાના બુટા જેવાં લાગે છે. એક દિવસ સવારમાં હું વેલા પાસે ગયો, ત્યાં લીંબોળી જેવડું ફળ આવ્યું હતું અને નીચે રકાબી જેવડું ફૂલ ઊંધે મોઢે પડયું હતું. મને વિચાર આવ્યો કે આ ફૂલ કેટલાએ દિવસથી ફળને મળવા તલસતાં હતાં. જલ્દી ફળ મળે એટલા માટે એ તપ તપતાં હતાં. સૂર્ય અને ચંદ્રમા સામે જોઇને એ ફળને મળવા વિનંતિ કરતાં હતાં. તોફાની પવનની ઝડીમાંથી પણ ફળને મળવાની ઇચ્છાથી વેલને ચોંટી રહ્યાં હતાં. રાત કે દિવસ કદી ઊંઘવા માટે આંખ પણ ભેળી કરતાં ન હતાં. પોતે ફળને મળવાની ઇચ્છાથી દરરોજ હસતાં હતાં અને પ્રાણી માત્રને હસાવતાં હતાં. એની કોમળતા જોઇને માનવીઓને મોહ થતો હતો, પણ છેવટે એની તમામ ઇચ્છાઓ અને મહેનત ધૂળમાં મળ્યાં, કારણ કે પોતાને છેલ્લો જે અનુભવ થયો તે કહે, તે પહેલાં તો એ ફૂલ ખરીને સૂકાં ફૂલોના ઢગલામાં જઇ પડયાં. જેને મળવાની આકાંક્ષા રાખેલી, એને મળવામાં જ એનું મરણ હતું. માટે જ એને ઘેલાં કહેવામાં આવ્યાં છે.

●

( રાગ ઉપરનો )

ફૂલડાં ફળની વાટું જોતાં......
　　વનરાનાં ઘેલાં રે...ફૂલડાં ફળની વાટું જોતાં...ટેક
ફળને મળવા કાજે...તપસ્યાઉં આદરી, વા'લા !...(૨),
　　　　ચાંદા ને સૂરજ સામે રોતાં...વનરાનાં–૧

વેલડીની ડાળે ઝીલે....વાવડાની ઝડીઉ, વા'લા !...(૨);
ઘડીએ નીંદરડી લેતાં નો'તાં...વનરાનાં–૨

પોતે હસતાં ને આખા...જગને હસાવતાં, વા'લા!...(૨);
મુખડું જોઇને માનવ મ્હોતાં...વનરાનાં–૩

'કાગ' એનો અનુભવ...કોઇને ન કીધો, વા'લા !...(૨),
ફળ જ્યાં આવ્યાં ત્યાં ફૂલ નો'તાં...વનરાનાં–૪

(મજાદર, તા. ૧૭–૧૧–૫૪)

*

# ન મળ્યાં

જગતનું કલ્યાણ કરવા અવતરેલા માનવીઓની અંતરવેદનાની આ એક છબી છે. એમના, ઉપદેશો, આદેશો અને જીવનની એમને પૂજનારા વર્ગમાં જ્યારે કશી અસર થતી નથી, ત્યારે એમનો આત્મા કકળે છે. આવા દાખલા ઇતિહાસને પાને પાને લખાયા છે. ભગવાન રામ, કૃષ્ણ, ભગવાન બુદ્ધ, ઇસુ અને એવાં તો ઘણાં છે કે જે સમાજનું ભલું કરવા અવતર્યાં હતા. એમને બાણથી, તરવારથી, ખીલા પરોવીને અને છેલ્લે ગાંધીજીને ગોળીથી હણેલા છે. આ છે આપણા માનવી સમાજની કરુણ કથા. ઊનાળાની મહામહેનત કરી ખેતર તૈયાર કર્યું હોય, મોં માગ્યા વરસાદ વરસ્યા હોય, પછી વાવણી વખતે કોઇ વાવનાર ન મળે, તો ખેતીની કાળી મહેનત કરનાર એ માનવીના હૃદયને કેટલું દુઃખ થાય? આવાં જ કોઈ માણસ પોતાનાં જ અંતરને જે કહે, તેનું વર્ણન આ કાવ્યમાં છે. કલ્પના એવી છે કે, ' અરે ! અમે જગતના ચોકમાં નીસરણી બનીને આખો અવતાર ઊભા રહ્યા, મેડીનો દાદરો બની લોઢાના ખીલાથી જડાઈ ગયા, પણ અમારો ઉપયોગ કરનાર એક પણ માણસ ન મળ્યો. અમે દાતરડાથી કપાણા, પછી ઘંટીમાં પીસાણા અને ધમધમતી તાવડીમાં શેકાણા, સુંદર થાળીમાં રોટલો બનીને આવ્યા, તોયે ખાનાર કોઈ ન મળ્યા. માણસો માટે અમે પૃથ્વીનું નામ ભૂંસી અને મારગ બન્યા, લાંબા લાંબા થઇ કંઇક વર્ષો સુધી ચતાપાટ સૂઈ રહ્યા, છતાં રસ્તા પર ચાલનાર એક પણ ન મળ્યો.'

' અમે માનવી માટે ભવાઇયા બન્યા, માથે ચૂંદડી ઓઢી પગે ઘૂઘરા બાંધ્યા અને ઘાઘરી પણ પહેરી. આખી રાત નાચ્યા, ઢોલકી બજાવી, પણ અમારો વેષ જોવા એકેય માણસ ન આવ્યો. અમે વનરાનાં ઝાડવાં બની કુવાડે કપાણાં, પછી ચૂલામાં પડીને સળગ્યાં, ધોળી ફૂલ રાખનો ઢગલો બન્યાં, પણ એ રાખને ચોળનાર કોઇ ન મળ્યો.'

'ફરી વખત અમે સ્ત્રી બન્યા, બધે ઠેકાણે સ્વયંવરનાં આમંત્રણ મોકલ્યાં, કઈક પુરુષો આવ્યા, સભા ભરાણી, હાથમાં વરમાળા લઈ અમે એ સભામાં વર શોધવા નીકળ્યાં, પણ એ બધામાં એક પણ મર્મવાળો અને મૂંછાળો લાયક વરરાજા ન મળ્યો. પાપી અધમ અને હત્યારાઓને તારી દેવા અમે બ્રહ્મલોક છોડ્યો, હિમાલય પર આવ્યાં, ત્યાંથી અમારા શરીરને પૃથ્વી પર પછાડયું, પણ અમો ગંગાને ઝીલનાર કોઇ ન મળ્યું, તે ન જ મળ્યું.'

●

( માડી ! તારી કેટલા જનમની કમાણી રે–એ રાગ ).

અમે, નીસરણી બનીને દુનિયામાં ઊભા રે...
ચડનારા કોઈ......નો મળ્યા રે...
અમે, દાદરો બનીને ખીલા ખાધા રે...
તપસ્યાનાં ફળ......નો ફળ્યાં રે...ટેક

માથડાં કપાવી અમે....ઘંટીએ દળાણા....(૨),
ચૂલે ચડ્યા ને પછી પીરસાણા રે
જમનારા........કોઇ નો મળ્યા રે....અમે ૧

નામ બદલાવ્યાં...અમે પથિકોને કાજે...(૨),
કેડા બનીને જુગ જુગ સૂતા રે
ચાલનારા કોઇ......નો મળ્યા રે....અમે–૨

પગે બાંધ્યા ઘુઘરા ને...માથે ઓઢી ઓઢણી...(૨),
ઘાઘરી પહેરીને પડમાં ઘૂમ્યા રે
જોનારા......કોઈ નો મળ્યા રે...અમે–૩

કુવાડે કપાણા અમે....આગ્યુંમાં ઓરાણા...(૨),
કાયા સળગાવી ખાખ કીધી રે
ચોળનારા કોઈ......નો મળ્યા રે....અમે–૪

સ્વયંવર કીધો આવ્યા...પુરુષ રૂપાળા....(૨),
કરમાં લીધી રૂડી વરમાળા રે
મૂંછાળા કોઇ........નો મળ્યા રે....અમે–૫

'કાગ' બ્રહ્મલોક છોડ્યો....પતિતોને કાજે...(૨),
હેમાળેથી દેયું પડતી મેલી રે
ઝીલનારા કોઇ......નો મળ્યા રે...અમે–૬



# કો'ક હનુમાન

માણસનાં પોતાનાં કર્મનાં ફળરૂપી દુ:ખનો વરસાદ જ્યારે વરસવા લાગે છે, ત્યારે એને કોઇ અટકાવી શકતું નથી; એટલું જ નહિ પણ ફક્ત છત્રી બની અને વરસાદનો છાંટો ન પડવા દેવો, એટલું રક્ષણ પણ કોઇ કરી શકતું નથી.

મહારાજ દશરથના મરણ સમયે ચાર પુત્રોમાંથી એક પણ ત્યાં હાજર ન હતો. ઉપરાંત શ્રવણનાં માતાપિતાના શાપને ટાળવા ભગવાન રામ પણ સમર્થ ન હતા. પ્રારબ્ધ કર્મનાં ફળનો જ્યારે ભોગવટો કરવાનો સમય આવી પહોંચે છે, ત્યારે એનું નિવારણ કોઈ પણ કરી શકતું નથી. પોતાને જ ભોગવ્યે છૂટકો.

થાપણના થરને, પરમેશ્વર પોગ્યા નઈ;
દશરથ દીકરને, કાંધે ન ચડયો 'કાગડા.'

આપણે નવાં કપડાં સંઘરી રાખીએ છીએ, તે થાપણનાં કપડાં કહેવાય છે. એ કપડાં આપણે જ પહેરી ફાડવાનાં હોય છે. મહારાજ દશરથે પણ થાપણમાં સાપ સંઘરી રાખેલ, તે તેમણે પોતે જ ભોગવ્યો.

ભગવાન રામને વનવાસ મળ્યો, ભરત જેવા ભક્ત બંધુ હતા. અયોધ્યાના રાજની મોટી ફોજ તૈયાર હતી; દેશ બધો શૂર, તેજસ્વી માનવીઓથી ભરપૂર હતો, પણ શ્રીરામે જ્યારે લંકા પર ચડાઇ કરી, ત્યારે એમાંથી એકે એમની મદદમાં ગએલ હોય એમ રામ કથા કહેતી નથી.

વશિષ્ઠ ઋષિ જેવા જ્યાં સલાહકાર હતા, જેની પાસે ઋષિઓ ઉપદેશ ગ્રહણ કરતા, એવા મહારાજા જનક જેવા પિતા હતા, છતાં સીતાજીને જ્યારે વનમાં મોકલ્યાં, ત્યારે કોઇ કંઇ બોલ્યું જ નહિ. એ તો ઠીક, પણ પિતા, ભાઇ કે અયોધ્યાનું એક પણ માણસ જાનકી-

જીના ખબર કાઢવા વનમાં ગયું ન હતું. સીતાજી વનમાં ગયાં, એટલે ગુજરી ગયાં, એવું માની બધા સૌ સૌને ઘેર લ્હેર કરતા હતા.

દુઃખના સમયે કોણ આશ્વાસનરૂપ બને છે ? કોઇક ભગવાન રામ જેવા જ માતા કૈકેઇને સૌ પ્રથમ પગે પડે અને એમનો શોક ટાળે, એમના અપરાધને વરદાન બનાવી દે. એવા મહાપુરુષો ભગવાન તરિકે પૂજાય છે. રામને સંકટ સમયે મળેલા હનુમાન પણ એ જ ઉચ્ચ કોટિના છે.

•

( કરમન ભજનનો વેપાર–એ રાગ )

આવે જ્યારે વિપત્તિનો વરસાદજી;
વિપત્તિનો વરસાદ–
પછી એનો કોઇ ન સાંભળે સાદ......આવે—કેક.

રામ વિયોગે દશરથ રાજે, રટ્યું રામનું નામજી (૨)
આતમ પંખી ઊડી ગયો તોય (૨), છેવટે ન મળ્યો રામ–
આવે–૧

રાઘવ માથે દુઃખ પડ્યાં તે દી', માનવી નાવ્યાં કામજી (૨);
પ્રભુ માનીને પૂજે હવે પછી (૨), રટે દુનિયા રામ–આવે-૨

વશિષ્ઠ જેવા કુળગુરુ જેને, જનક જેવો તાતજી (૨);
જાનકીને વનમાં જાતાં (૨), કોઇએ ન ઝાલ્યો હાથ...આવે–૩

કૈકેઇ માતાને સંકટ સમયે, ભેટ્યા જેમ ભગવાનજી (૨);
'કાગ' કહે કે દુઃખને ટાણે (૨), કોઇ મળે હનુમાન- આવે–૪
( લીંબડીથી વળતાં ટ્રેનમાં ૨૩–૧૨–૫૪ )



# જીવન વેચાણાં

જેનાં જીવન, અવિદ્યા એટલે જૂઠ, દંભ, અભિમાન વગેરે અવગુણોની બજારમાં લીલામ થયાં હોય, વેચાઇ ચૂક્યાં હોય, એને અંગે અંગે કામ, ક્રોધ અને લોભ વ્યાપી રહ્યો હોય છે. આ બધા અવગુણોરૂપી અંધારાથી શુદ્ધ આત્મા ઢંકાઇ ગયો હોય છે અને અજ્ઞાનને કારણે એનો આત્મસંતોષ નાશ પામ્યો હોય છે.

એની તૃષ્ણાને કોઇ છેડો હોતો નથી. એની લોલુપતાને કોઇ સીમા કે શેઢો હોતો નથી. આખા જગતની સમૃદ્ધિ પણ એની આપદા ટાળવા શક્તિમાન થતી નથી.

ગંગાનાં સઘળાં પાણી પણ એની તરસ બુઝાવી શકતાં નથી. હિમાલયના ઘરમાં એને ગરમી લાગે છે. લક્ષ્મીને ખોળે બેઠો હોય, તો પણ એ પોતે પોતાને દરિદ્રી અને રંક માને છે. અન્નપૂર્ણાનો મહેમાન બન્યો હોય, તો યે એની ભૂખ ભાંગતી નથી. નહાવા માટે એ સમુદ્રમાં પડ્યો હોય, તો ય દરિયાનાં પાણી એને છીછરાં લાગે છે. સૂવા માટે આખી ધરતી એને સાંકડી લાગે છે. આકાશ આખું ઓઢ્યું હોય તોએ એના પગ ઉઘાડા રહે છે અને કલ્પવૃક્ષના ફૂલની પણ એને સુવાસ આવતી નથી. મોટા વિમાનમાં બેસીને આકાશ, ધરતી, પાતાળ અને સ્વર્ગ જોઈ લે, ‘પોતે મોટો વિદ્વાન અને સંત છે’ એવો દાવો કરી, બીજાને ઘેર દીવા પ્રગટાવે, પણ એના હૃદયનો અંધકાર તો વધતો જ રહે છે. વેદ ભણે, ગીતા વાંચે, પણ એમાંથી ખટપટ, છળ-કપટ અને લુચ્ચાઇ સિવાય એ કાંઇ શીખતો નથી. અમૃત એને કડવું લાગે છે, પોતાના દુર્ગુણથી એને કોઇ વસ્તુનો સ્વાદ નથી આવતો. અને મહામૂલો મનુષ્ય જન્મ, એ વૈર, મમતા અને તૃષ્ણામાં વીતાવીને સર્વસ્વ હારી જાય છે.

●

જીવન વેચાણું રે...અવિદ્યાને આંગણે રે...
રગે રગે...વ્યાપી રહ્યો છે રોષ,
અંતરને અંધારે રે....ઢાંકયો એનો આતમો રે...
ચિત્તમાંથી....સીધાવી ગયા છે સંતોષ—જીવન-ટેક

ગંગાને કિનારે રે...એની તૃષા ટળી નહિ રે....
લાગ્યા એને....હિમાળાને આંગણે અંગાર,
લખમીને ખોળે રે....દાળદર ઘેરી વળ્યું રે....
ભૂખ્યો રહ્યો...અન્નપૂરણાકેરે દ્વાર—જીવન-૧

ડુબકી જ્યાં દીધી ત્યાં....સાગર લાગ્યો છીછરો રે...
ટૂંકી લાગી...પૃથવીતણી એને પાટ,
આભકેરા ઓઢણે રે....એનાં અંગ ઉઘાડાં રહ્યાં રે...
સૂકી લાગી....સુરતરુની સુવાસ—જીવન-૨

વિમાને ચડીને રે...વ્યોમ પંથ ફરી વળ્યો રે...
જોઇ વળ્યો...પેસીને સાતે પતાળ,
ખૂંદી વળ્યો ધરણી રે....બીજે ઘેર દીવા કર્યા રે....
ટળ્યો નહિ...અંતરતણો અંધકાર—જીવન-૩

ગીતાજી વાંચી ઓ રે...કાવાદાવા શીખીઓ રે...
જોયું એણે...અમૃતના સુખડામાં ઝેર,
'કાગ' કે' કમાણો રે....કુડું કઠણાઇથી રે...
લીધી નહિ...મનખા જનમની લેર—જીવન-૪

(રાજકોટ ૨૧-૧૨-૫૪)



# 'સુખડ ઘસાઇ ગઇ'

સુખડના લાકડાની કઈક પેઢીઓ પાણાના ઓરીસા પર ઘસાઇ ગઇ, છતાં પત્થરને એની સુગંધની લેશ પણ અસર ન થઈ.

કાળો સર્પ શંકરના ગળામાં કાયમ લપટાઈ રહ્યો, છતાં એનું ઝેર ન ગયું.

દૂધપાક વગેરેના વાસણમાં કડછીનો અવતાર ગયો, પણ એને ભોજનનો કશો સ્વાદ ન આવ્યો.

પાંચજન્ય નામનો શંખ દરરોજ ભગવાનના હાથમાં રહ્યો અને પ્રભુના મોઢાને અડી કઇક વખત ભાગ્યશાળી બન્યો, છતાં એનો રાગ કોઇ વખત સુંદર ન બન્યો.

ભગવાન કૃષ્ણ જેટલા પાંડવના સંબંધી હતા, એટલા જ કૌરવોના પણ સગા હતા, છતાં શ્રી કૃષ્ણ સાથે કૌરવોને વૈર જ વધ્યા કર્યું.

વ્યાસ મુનિની કલમે અઢાર પુરાણ લખ્યાં, છતાં એ લેખણને જ્ઞાન ન મળ્યું.

ગાયોના આંચળ પાસે જ ઇતડીએ આખો અવતાર ગાળ્યો, લોહી પીધું, પણ એને દૂધનો સ્વાદ ન મળ્યો.

ગરૂડજી વૈકુંઠમાં કાયમ વસે છે. ભગવાનના કૃપાપાત્ર અને વાહન છે, છતાં એ અહિંસક ન બન્યા તે ન જ બન્યા અને સર્પને ખાવાનું ન છોડયું.

તરવારની સાથે તુલસીની માળા રાખી પેટીમાં મૂકી દીધી. ધૂપ દીપ કર્યાં, વર્ષો સુધી હરિકથા સંભળાવી, પણ જ્યારે તે મ્યાનમાંથી નીકળી રણક્ષેત્રમાં ગઇ, ત્યારે માનવીના મસ્તકનું ભક્ષણ કરવા લાગી.

(રાગ ઉપરનો)

પેઢીઉં ઘસાઇ ગઇ રે...સુખડની પાણા પરે રે....
ઓરીસાને નાંવી...ચંદનની સુવાસ,
કાયમ વસ્યો છે રે...શિવજીના કંઠમાં રે....
કાળે નાગે...તોય તજી નઈ કડવાસ.—પેઢીઉં-ટેક

તનડાં ઘસાઇ ગ્યાં રે....તપેલીમાં કડછીતણાં રે....
નાંખ્યો એને...ક્ષીર ભોજનનો સ્વાદ,
ગોવિંદના હાથમાં રે...આખો અવતાર ગયો રે....
કાઢયો નહિં...શંખે રૂપાળો સાદ.—પેઢીઉં-૧

કૌરવો કૃશનના રે...સાચા સંબંધી હતા રે....
તોએ એને...વાધ્યું વિઠ્ઠલ સંગે વેર,
વ્યાસકેરી કલમે રે...અઢારે પુરાણો લખ્યાં રે....
લેખણને નાંવી...લખેલાની લેર.—પેઢીઉં-૨

આખો ભવ ગાળ્યો રે...ગાયુંકેરા આઉમાં રે....
ઇતડીને દૂધની...ન થઈ ઓળખાણ,
વૈકુંઠમાં વસીઓ રે...ગરૂડ ગોવિંદ સંગે રે....
તજ્યું નહિં...સાપે ભરખનું ભાણ.—પેઢીઉં-૩

માળા સંગે મેલી રે...પટારાના પેટમાં રે....
દીધી એને...વેરાગની વાતું 'કાગ',
ઓઝલથી નીકળી રે...મ્યાન અળગું કરી રે....
ખાવા લાગી...માથાનું ભોજન ખાગ—પેઢીઉં-૪

(મજાદર તા. ૨૭-૧૨-૫૪)



# સ્મશાન હસે છે

કાળ એ અનિવાર્ય છે. ભગવાનની રચનામાં માનવી કાંઇ ફેરફાર કરી શકતો નથી.

મોટી મોટી મહેલાતો અને બંગલાઓને જોઇ મસાણુની છાપરીને હસવું આવે છે. તે કહે છે કે, " હે મહેલાતો ! તમે માનવીને જે દી' જાકારો આપી ત્યાગ કરશો, તે દિવસે જગતના એ ત્યજાએલા મુડદાને અમે કાયમનો આવકાર આપશું."

જુવાનીને જોઇ ઘડપણ થોડું થોડું હસવા લાગ્યું કે, " હે યૌવન ! તું તો વીજળીનો ચમકાર છે."

કેટલાંક ફૂલ ખીલેલાં હતાં, કેટલીક કળીઓ ઉઘડતી હતી. એમને જોઇને નીચે ક્યારામાં ખરી પડેલાં ફૂલ હસતાં હતાં.

માંદાને ખાટલે વૈદનું ડહાપણ જોઇને મરણ હસી રહ્યું હતું. નદીની ઊતાવળી દોટ દેખીને સમુદ્રે હસીને પૂછ્યું કે, "ક્યાં જવું છે, બહેન !"

એક કરંડીઆમાં ઘણા દિવસથી ભૂખ્યો સર્પ મૃત્યુની રાહ જોતો પડ્યો હતો. ત્યાં ઊંદરે ખોરાક મેળવવાના લોભથી અંદર પેસવા કાણું પાડ્યું. તે જોઇ સર્પનું ભાગ્ય–જીવન હસ્યું હતું. લાભ મળતો જોઈ ખોટને ખડખડ દાંત આવ્યા હતા. જન્મના પેટમાં છુપી રીતે રહેલ યમદૂતો હસતા હતા. ભોગવિલાસના હૈયામાં રોગ હસ્યા કરતો હતો. કાળા કાળા વાળની અંદર ધોળું પળી આનંદથી કૂદકા મારતું હતું.

સંસારનાં અનેક મિલનની આંખમાં વિયોગ મલકતો હતો. અહંકારી આત્માને જોઈ ગર્વગંજન ઈશ્વર હસી રહ્યો હતો. વૈરાગીની જટાની લટમાં સંસારપ્રેમ મલકતો હતો, એમજ આ યુગમાં મોટાં, નાનાં, ધનવાન અને નિર્ધન એવા ભેદ જોઈ કવિને હસવું આવે છે.

●

(રાગ ઉપરનો)

મે'લાતુંને જોઇને રે....મસાણોની છાપરી હસે રે....
તમે નથી....કોઈને કાયમ રાખના....ર.

જે દી' તમે તજશો રે....મોંઘામૂલાં માનવી રે....
એને અમે....તે દી' દેશું આવકા...ર–મે'લાતું–ટેક

જુવાનીને જોઈને રે...જરા બાઈ હસી પડયાં રે...
થોડા દી' છે...વીજળીતણો ચમકા...ર,

ખીલ્યાં હતાં કેટલાં રે....ખીલું ખીલું થઇ રહ્યાં રે...
જોઇ એને...હસી પડી ખરેલાંની હા...ર...મે'લાતું–૧

વેદડાને નિરખી રે....મોત મલકી પડયું રે...
જોઇ હસ્યો...દરીયો સરિતાની દો....ર,

ઊંદરને ઉદ્યમે રે...ભોરીંગનું ભાગ્ય હસ્યું રે...
હાંસલને જોઇ....હસી પડી ખો....ટ...મે'લાતું–૨

જનમના પેટમાં રે...જમ હસતા હતા રે....
લોગકેરા...હૈડામાં હસે છે રો...ગ,

કાળા કાળા વાળમાં રે....પળી મારે કૂદકારે...
હસી રહ્યો...જોગને આંગણે વિજો...ગ...મે'લાતું–૩

અહંકારી જોઇને રે...ગર્વગંજણ હસે રે....
વૈરાગની...લટમાં હસે છે રા...ગ,

મોટાં અને છોટાં રે....નિરધન ધનવંતાં રે....
એને જોઇ...કાયમ હસે છે 'કાગ'....મે'લાતું–૪

(મજાદર–૨૭–૧૨–૫૪)



# આઇ અન્નપૂર્ણેશ્વરી

જુનાગઢ પાસે કેશોદ સ્ટેશનથી ત્રણ ગાઉ દૂર મઢડા નામે ચારણોનું ગામ છે. ત્યાં હમીર ગઢવીને ઘેર સં. ૧૯૮૦ ના પોષ સુદ ૨ ના શુભ દિને આઈ સોનબાઈ નામે માતાજી જન્મ્યાં છે. આખા દેશમાં તમામ કોમના માણસો એમને સાચાં માતાજી માને છે અને સમસ્ત ચારણ જાત એમને જગદંબાનો અવતાર માને છે. આઈ સોનબાઇએ બ્રહ્મચર્ય વ્રત ધારેલ છે. અસલી ચારણી પોષાક ધારણ કરે છે. શ્રદ્ધાળુ ભક્તો માતાજીની માનતા માને છે. ચારણોમાં ઘણા માતાજીઓ અવતર્યાં છે. જેમકે;–આવડ, હોલ, વીજબાઈ, ચાંપબાઇ, વરવડી, ખોડીઆર, બલાળદે, બૂટ, બેચરાજી, કાગબાઈ, કરણીજી વગેરે. આવી રીતે ચારણ જાતિમાં અસંખ્ય દેવીઓએ અવતાર લીધા છે, એમ ઇતિહાસ સાક્ષી પૂરે છે.

પુરાણોમાં આઠ પ્રકારની દેવ કોટિ છે, તેમાં એક ચારણ છે. સિદ્ધ, ચારણ વિદ્યાધર વગેરે. એ દૃષ્ટિએ ચારણોમાં ઘણી શક્તિ તો છે જ, એમાં બે મત નથી, પણ ચારણોમાં જે માતાજીઓ અવતર્યાં છે, એમનાથી ચારણ જાતિનું ગૌરવ સર્વે વર્ણોમાં ખૂબ વધ્યું છે. છેલ્લાં છેલ્લાં આ યુગમાં જુનાગઢ પાસે દાત્રાણા ગામે આઈ નાગબાઈ થઈ ગયાં. તે પછી રાજુલા તાબે અમૂલી ગામમાં આઈ સોનબાઈ થઈ ગયાં, જેઓ માલધારી બની તુળશીશ્યામ પાસે સરાકડીઆને નેશ રહેતાં હતાં. કાગવાણી ભાગ પહેલામાં એમની વિશેષ હકીકત આપી છે. તે ગીયડ શાખનાં હતાં અને મારાં માસીબા થાય.

એમણે પણ આખી જિંદગી બ્રહ્મચર્યવ્રત રાખી ભગવાનનું સ્મરણ કરેલું અને શ્રદ્ધાળુ ભક્તોની મન–વાંચ્છનાઓ પૂરી કરી હતી. વિ. સં. ૧૯૬૭ની સાલમાં પોતે સ્વધામ ગયાં. તુલસીશ્યામ પાસે સરાકડીઆના નેશમાં એમની દેરી છે, જ્યાં લોકો માનતા કરવ

આવે છે. આમ ચારણોમાં સ્ત્રીશક્તિનો ભારે જબ્બર ફાળો છે. લગભગ બધા જ ક્ષત્રિયોની કુળદેવીઓ ચારણ માતાજીઓ છે.

ચારણોનું આગમન ભારતમાં ક્યારે થયું, તેની વાત પુરાણોમાં છે. મહારાજા પૃથુ ચારણ કુળોને હિમાલયમાંથી પૃથ્વી પર લાવ્યા અને બુહાનમાં ( चारणाय ततः प्रादात् तैलंगम् देशमुत्तमम । ) આખો તેલંગ દેશ ચારણોને આપ્યો.

ચારણોમાં સાચું બોલવાની વંશપરંપરાગત ટેક રહે છે. એના થોડાક દાખલા જોઈએ.

લંકાદહન કર્યા પછી હનુમાનજી ચિંતા કરવા લાગ્યા કે, "સાથો સાથ સીતાજી પણ બળી ગયાં હશે કે ?" ત્યારે આકાશમાંથી ચારણો બોલેલા કે, " લંકા સળગી છતાં જાનકીજી જીવતાં છે એ આશ્ચર્ય છે." હનુમાનજીને વિશ્વાસ હતો કે " ચારણો જુઠું ન બોલે " એટલે તેમણે એમનાં વચનો માન્ય રાખેલાં. મહાભારતમાં ધૃતરાષ્ટ્રને વિદુર કહે છે કે, "હે રાજા ! પાંડવો સાથે વૈર કરવું યોગ્ય નથી, કારણકે ભીમસેનના ભુજાબળનાં ચારણોએ વખાણ કર્યાં છે, એટલે એ વખાણ જુઠાં હોય જ નહિં."

રામાયણ, મહાભારત, ભાગવત, પુરાણો વગેરેમાં ઠેકઠેકાણે આમ ચારણોનો ઉલ્લેખ નજરે પડે છે.

આ તો ચારણોનો આછો ખ્યાલ એટલા માટે આપું છું કે, જેનાથી વાંચક વર્ગને એમના વિષે સ્હેજ ખ્યાલ આવે.

એ ચારણ જ્ઞાતિમાં માતાજી સોનબાઇ જન્મ્યાં છે. કચ્છ–સૌરાષ્ટ્ર, ગુજરાત, રાજપુતાનાના તમામ ચારણો એમને માતાજી માને છે. આઇ સોનબાઈમાં એક ખાસ નવીનતા એ છે કે, પોતે ચુસ્ત અહિંસામાં માને છે. જૂની રૂઢી પ્રમાણે માતાજીને ઘેટાં, બકરાં, પાડા ચડાવતા, તેનાથી પોતે તદ્દન વિરૂદ્ધ છે. ખોટાં ધૂણવાં, દાણા જોવા

વગેરે વહેમને પોતે તદ્દન ધિક્કારે છે. સાથોસાથ પોતે ઘણાં વિદ્વાન છે. રામાયણ તો જીવનદોરી જેટલી જ પોતાને પ્રિય છે. છંદો બોલવાની રીત, હલક અને સત્ત્વગુણી આવેશ મારા જેવા શુષ્ક માનવીને પણ સાંભળતાં રોવરાવે છે. પોતાની પ્રતિભા અને હૈવત બધાં માણસોથી જૂદાં તરી આવે છે. કાર્યશક્તિ એટલી કુશળ છે કે દશ હજાર જેટલાં માણસોને મઢડા જેવા નાના ગામમાં કંઇ પણ અવ્યવસ્થા સિવાય પોતે સાચવી શકયાં. તેમાં સહુથી મોટી વાત તો એ છે કે,

**વ્રત લીધું વરૂડીતણું, દન દન દેવા દાત,**
**લેવાના હેવા નહિં, ધન ધન સોનલ માત.**

પોતાને ચરણે કંઈ પણ ભેટ પોતે સ્વીકારતાં નથી. એ જગદંબાની ઝૂંપડીએ હજારો મહેમાનો ભોજન પામે છે.

આ કળિયુગમાં મા સોનબાઇ એ વૈષ્ણવી શકિતનો અવતાર છે, એમ હું માનું છું. સાથોસાથ પોતે સમાજનાં અપૂર્વ સુધારક છે. કન્યાવિક્રય ન કરવો, બીડી, તમાકુ વગેરે વ્યસનો છોડી દેવાં, એવો એમનો ઉપદેશ છે. ચારણ બાળકો કેમ ભણે, કેમ સારા કવિ અને વિદ્વાન્ બને એ માટે પોતે કાયમ મહેનત અને ચિંતા કરે છે. ભાવનગર ચારણ બોર્ડીંગમાં પોતે પધારે છે, ત્યારે આનંદ-ઉત્સવ પ્રગટે છે. વિદ્યાર્થીઓને એમ જ લાગે કે સગાં મા તેમની સંભાળ લેવા આવ્યાં છે. પોતાની હાજરીમાં આનંદની છોળો ઊડે છે.

મઢડા ગામે સં. ૨૦૧૦ ના વૈશાખ શુકલ અક્ષયત્રીજને દિવસે આખા હિંદુસ્તાનના ચારણોનું સંમેલન માતાજીએ ભર્યું. સમસ્ત ભારતવર્ષના હજારો ચારણો અને હજારો ચારણ માતાઓ અને બહેનોએ તેમાં હાજરી આપી.

કોઇએ માગવું નહિ, એ ઠરાવ પ્રથમ હતો. પછી કેટલાક જ્ઞાતિ-

સુધારાના ઠરાવો થયા. પણ એ વખતનો મઢડાનો દેખાવ, ચારણોની ઠઠ અને આઈમાનો ઉમંગ, તે મારા જેવો પામર માનવી કેમ કથી શકે ? છતાં

## तदपि कहे बिन रहा न कोई

એમ માતાજીએ જેમ કલમ ચલાવી, તેમ આકડા-લીંબડાનાં ફૂલ ચડાવ્યાં છે. યોગ્ય હશે તો પોતે માન્ય કરશે. દોહા અને છંદ સરળ હોવાથી તેની ટીકા લખી નથી.



### દોહા

શક્તિરી શક્તિ ગતિ, કવિ મતિ કથી ન જાય;
પદરજ મેં મતિ પાથરી, તદપિ કહોં બણાય. ૧
બે હજાર દશ સંવત સર, વિમળ માસ વૈશાખ;
અક્ષય ત્રીજ મઢડે અયા, ચારણ લાખમ લાખ. ૨
કચ્છ, પારકર, માળવા, વાગડ, ધર વઢીઆર;
મારવાડ, મેવાડ લગ, લાગી લાર કતાર. ૩
સોરઠ ધર નીમાડ લોં, ગઢ પાવો ગુજરાત;
ટીડ દળાં સમ આવગી, સઘળી ચારણ જાત. ૪
જો **હમીર** ઘર હોતના, **સોનલરો** અવતાર;
તો દરિયે ચારણતણા, બૂડત બેડા બાર. ૫
પત ચારણ પંચાળીરા, જુગ ઝુટંતાં ચીર;
કૃષ્ન રૂપ લજા રખણ, **સોનલ જાઇ હમીર.** ૬
ઉગ્રસેન ચારણ સકળ, કંસ કળી બળ વીર;
ગોકુળ મઢડા ગામમેં, **સોનલ જાઇ હમીર.** ૭
ક્રોડ કાપડી પોષીઆ, નવઘણ દળ નવ લાખ;
એજ વરૂડી અવતરી, **સોનલ** પૂરી સાખ. ૮

## છંદ સારસી

નવ લાખ પોષણ અકળ નરહી, એજ સોનલ અવતરી,
મા એજ સોનલ અવતરી.

અંધકારની ફોજું હટી, ભેંકાર રજની ભાગતી,
પોફાટ હામા સધૂ પ્રગટી, જ્યોત જગમગ જાગતી;
ત્રણુ તિમિર મેટણુ સૂર સમવડ, કિરણુ ઘટ ઘટ પરવરી,
નવલાખ પોષણુ અકળ નરહી, એજ સોનલ અવતરી-૧

જે દિને મઢડે માંડ મેડા, નાત સઘળી નોતરી,
પોષવા લાખાંય લાર પંગત, હસત વદને હૂકળી;
તે વખત વાધી માત વેમંડ આભ લેતી આવરી-નવ લાખ-૨

ડરપીઆ [1]સમદર નીર હટીઆ, રંધાડે આંધ્રણુ ધરે,
દરીઆવ [2]છળવાંતણા ભરીઆ, ભગતરા બેડા તરે;
તાગ લીયેણુ [3]તાસૂતણી ટોળી, મા'જળે બૂડી મરી-નવ લાખ-૩

પ્રલ્હાદ ચારણ કળી હરણુષ, મોત નોબત ગડગડી,
નિઃશંક આસુર થંભ થડકીય, બાળ હણુશે આ ઘડી;
અણુવખત ગરજી ખંભસે, નરસિંહણી બણી નીસરી-નવ લાખ-૪

બ્રહ્મલોક મઢડા હમીર ભગીરથ, શિવ સોરઠ શિર ધરી,
વહ ધાર ખળખળ નીર નરમળ આઇ ગંગા અવતરી;
ઓધારવા તન સગર-ચારણ, નેશડામાં નીસરી-નવ લાખ-૫

---

૧. એટલું ભોજનના આંધ્રણનું પાણી જોતાં સમુદ્રને પણ ડર લાગ્યો.

૨. જમ્યા પછી હાથ મોં ધોવાનું એટલું પાણી હતું, કે જાણે મોટો સમુદ્ર, એમાં શ્રદ્ધાવાન ભકતોનાં વહાણ તરતાં હતાં.

૩. માતાજીની કેટલી શકિત છે એનું માપ લેવા જનારા એ સાગરમાં બૂડી મર્યા.

ધાબળી ધરણી, ઉજળ વરણી, સંકટ હરણી, ચારણી,
ભંડાર ભરણી, મંગળ કરણી, દધિ–તરણી, તારણી;
ધરિ શીશ ધરણી, 'કાગ' બરણી, આઇ અન્નપૂર્ણેશ્વરી–નવ લાખ–૬



દોહા

સોનલ વાણી સાંભળી, ચિત્ત નાવે સંતોષ;
કાં તો પાપી આતમા, કાં દૈવતણો સર દોષ. ૧
સોનલને પરચ્યા પછી, પંડનાં હટે ન પાપ;
કાં બેરો કાં આંધળો, કાં અક્કલ–ડાયો આપ. ૨
સોનલને પરચ્યા પછી, ઉર રહે અહંકાર;
કાં દિન ઉઠયો એહનો, કાં રૂઠયો કિરતાર. ૩
સોનલને પરચ્યા પછી, મન ખીલે ન બંધાય;
એને સો સો સાંકળ બાંધશો, તોએ છટકી જાય. ૪
મઢડાવાળી માતને, મુખથી ભણે મનુષ;
તે નર પામર પાપીઓ, પશુ વિહોણો પૂંછ. ૫
સોનલને શરણે ગયે, રમે ન ઉરમાં રામ;
તો જીવડો ભૂલો પડ્યો, ગયો ન મઢડા ગામ. ૬
સોનલ સોનલ સમરતાં, સઘળા ટળે કલેશ;
આ ભવ ને ભવ આવતે, વાધે લાભ વિશેષ. ૭
વ્રત લીધું વરુડીતણું, દન દન દેવા દાત;
લેવાના દેવા નહિ, ધન ધન સોનલ માત. ૮
કર ખાલી ભરીઆ ઘણા, દરીઆ સમવડ દાત;
કર નીચા કરીઆ નહિ, ધન ધન સોનલ માત. ૯
પુરૂષરૂપી રૂપિયો, રહે ન તો ઘર રાત;
પગ પડતાં પાછો ફરે, ધન ધન સોનલ માત. ૧૦

મુખ ગંગા, ચખ સરસતી, ધાબળીએ જમના;
વાધ્યો મઢડા પ્રાગવડ, ધન ધન **સોનલ** મા. ૧૧

અવળા નવ ગ્રહ આવતાં, ઝઝકી ચારણ જાત;
તેં કરીઆ **હામાતણી,** સવળા **સોનલ માત.** ૧૨

મઢડા ટીંબે માત તું, હેક ન જનમી હોત;
તો **સોનલ!** ચારણુતણું, નામ હોત કે નો'ત. ૧૩

રંધાડાં ભરીઆં રહે, રજકે દિવસ રાત;
પૈયાં હે-ઠઠ પોષણી, ધન ધન **સોનલ માત.** ૧૪

લટ પકડી લખમીતણી, આંગણ આંટા ખાત;
ફાંટેં ધનને ફોળતલ, ધન ધન **સોનલ માત.** ૧૫

છમી હૃદામાં ચિંતવું, તનમાં ટાઢક થાત;
જગદંબા નમું જાગતી, મઢડાવાળી માત. ૧૬

સમદરમાં ચારણુતણું, વાણ વમોયું જાત;
સઢ ખેંચ્યા સફરીતણા, ધન ધન **સોનલ માત.** ૧૭

પડી વ્રણ ચારણ પરે, ઘોર અંધારી રાત;
પ્રે વાસી મઢડે પ્રગટ, ધન ધન **સોનલ માત.** ૧૮

તેં સધને પોપી સકળ, વર્ણ વીશોત્રે નાત;
અવતારી અન્નપૂરણા, ધન ધન **સોનલ માત.** ૧૯

જુગ જુગની જગદીશ્વરી, આઇ દહણ ઉતપાત;
નમો નમો નારાયણી, મઢડાવાળી માત. ૨૦

માનવ કો પડશો નહિં, કપટ તર્કને કૂપ;
તર્ક રહિત નિર્મળ સદા, **સોનલ** બ્રહ્મ સ્વરૂપ. ૨૧

(મજાદર ૧૨-૧૦-૫૪)

●

# આઇ મા સોનબાઇનો ભાવ

આ કાવ્યનો ભાવાર્થ નીચે મુજબ છે.

આઇ સોનબાઇ મા બધા ચારણોને કહે છે કે–" ચારણો આવા હોવા જોઇએ. મને એવા પુત્રો બહુ ગમે છે, જે ધીરજવાન હોય, ગંભીર હોય, જેમનાં મન ઠેકાણે હોય, જે કદી પણ પાપના ભાગીઆ ન બને અને જેમનાં હૃદય કાચ જેવા ઊજળાં અને નિર્મળ હોય. એમની વાણી એવી હોય કે જેને સાંભળી પ્રાણી માત્ર રાજી થાય. જે મનના ઉદાર હોય, સુંદર કવિતારૂપી ફૂલ જેમના મોઢામાંથી ઝરતાં હોય, જેમણે ક્રોધને જીત્યો હોય, જે આળસુ ન હોય, પોતાના કામમાં ચીવટવાળા અને પુરુષાર્થી હોય; કોઇનું સારું દેખીને જેમને કંઈ પણ દુઃખ ન થતું હોય અને કોઇના દોષ પોતે કદી પણ જોતા ન હોય. પોતાની સંપત્તિ તો ગરીબોને આપે, પણ સાથે સાથે પોતાની બુદ્ધિ પણ બીજાંને સુખી કરવામાં વાપરતા હોય. ઈશ્વર તથા પોતાના બે હાથ સિવાય કોઇની જેમને આશા ન હોય, વળી બુદ્ધિનો પાશલો બાંધી થોડી બુદ્ધિવાળાં નિર્બળ માનવીઓનો જે કદી શિકાર ન કરતા હોય તેવા. જેમને આંગણે દરરોજ મહેમાનો આવતા હોય, ખોટાપણાને જે ધિક્કારતા હોય અને રામાયણ તથા ગીતાના ગાનારા હોય તથા જે બીજાંના દુઃખ ટાળવા માટે પોતાના પ્રાણ આપવા પણ તૈયાર હોય. કોરા અહિંસક સાધુ જેવા નહિં, પણ લડાઇના મેદાનમાં જ્યારે શૂરવીરો દુશ્મનોથી પાછા ભાગતા હોય, તે વખતે આગળ ચાલી વીરરસનાં ગીત ગાઇને એ શૂરવીરોને પાછા ફરતાં અટકાવે અને ધર્મ તથા દેશને કારણે મરી ફીટવા લલકારે અને દુઃખી તથા ભયભીતને જે આશરો આપતા હોય તેવા. એવા વીર અને ભક્ત ચારણોને ઘેર અવતાર લેવાની માતાજીને પણ ઈચ્છા થાય છે."

આઈ સોનબાઈ મા કહે છે કે, "હે પુત્રો! વાણીરૂપી મારા દૂધની ધાર તમે ઝીલી લેજો, ખૂબ પીજો અને પચાવજો. એટલી ટેક રાખશો તો તમામ ચારણ પુત્રીઓ વરુડી જેવી જ હશે અને ચારણ પુત્રો ઇશ્વરદાસજી સમાન બનશે" માતાજી બીજી બહુ સુંદર વાત કહે છે કે, 'હે ચારણો! હવે એકલાં જમવાનો સમય નથી. ધન, દોલત, સંપત્તિ અને બુદ્ધિમાં લાખો દરિદ્ર–નારાયણોનો ભાગ છે, માટે સંપત્તિનો ઉપયોગ લોભીઓની માફક પોતે જ એકલા કરશો, તો એવા ભોજનનું તમને અજીર્ણ થશે. અને એ અજીર્ણના ખાટા ઓડકાર આવતાં શરીરમાં મહારોગ પેદા થશે. એટલે કે તમો બળવાન હો, બુદ્ધિશાળી હો કે ધનવાન હો તો કુટુંબ, ગામ અથવા કોઈ પણ ગરીબને ઊંચે લાવવા, એનો ઉપયોગ કરો." માતાજી છેવટ આશીર્વાદ આપે છે કે, "હે ચારણો! તમે સૌ સુખી રહો, પણ જગદંબાના દીકરા કહેવાઓ છો, માટે એની કૂખ ઊજળી કરજો!"

●

(પાયે તોય વીપળી લાગું–એ રાગ)

છોરુને માત સમજાવે....આવા કોઇ ચારણો આવે... ટેક<br>
ધીર–ગંભીરા, ધારણવંતા, પાપમાં જેના ન પાવ (૨);<br>
એ....ઊજળાં હૈયાં, વાતના વેધુ, દિલ જેનાં દરિઆવ–<br>
છોરૂને–૧

વેણમાં જેના ફૂલડાં ફોરે, નેણમાં ના'વે રોષ (૨);<br>
એ....ઉદ્યમવંતા ને આપદાહીણા, દેખે ન કોઈના દોષ–<br>
છોરૂને–૨

અક્કલ સૌના સુખમાં આપે, આપ રળ્યું જમનાર (૨);
એ...બુદ્ધિ-કેરા પાશલા બાંધી, નવ ખેલે શિકાર-
છોરૂને-૩

અન્નના દાતા, જૂઠપે તાતા, ગાતા રામાયણ ગાન (૨);
એ...પારકી પીડા ટાળવા પોતે, પાથરી આપે પ્રાણ-
છોરૂને-૪

ભાગલી ફોજું ભેડવે એવા, થડકયાં આપે થોભ (૨);
એ...ઝૂંપડે જેને ખેલવા રાખે, લોબડીઆળી લોભ-
છોરૂને-૫

વાણીરૂપી મારાં દૂધડાંકેરી, ઝીલજો ધોળી ધાર (૨);
એ...વરૂડી જેવી ધીડીઉં, બેટા ! ઇસરના અવતાર-
છોરૂને-૬

એકલા ખાશો તો રોગીઆ થાશો, પસ્તાશો વિણ પાર (૨);
એ...જીરવ્યા કોઇથી જાય નહિ એવા, અજીરણુ ઓડકાર-
છોરૂને-૭

ચારણોને કહે સોનલ માતા, સહુને વાધો સુખ (૨);
'કાગ' જાયા તમે જગદંબાની, કોઇ લજવતા ન કૂખ-
છોરૂને-૮

(મજાદર તા. ૧૨-૧૦-૫૪)

# અમારા બાગનું ફુલડું

શ્રી ઢેબરભાઇ સૌરાષ્ટ્રના મુખ્ય પ્રધાનપદેથી નિવૃત્ત બની ભારત કોંગ્રેસના પ્રમુખ તરીકે ચૂંટાયા. સૌરાષ્ટ્રનો એક સપૂત જ્યારે એટલી કીર્તિ કમાય, ત્યારે ક્યા સૌરાષ્ટ્રવાસીની છાતી ગજ ગજ ન ફૂલે! શ્રી વલ્લભભાઇ પટેલ જેવાના મુખેથી સાંભળેલું કે, "સૌરાષ્ટ્ર તો ખટપટ અને આંટીઘૂંટી તથા મેલી મુત્સદ્દીગીરીનો એક ખજાનો છે." ભગવાને એ કલંક આજે સૌરાષ્ટ્ર પરથી ઊતાર્યું છે. આજે તો સૌરાષ્ટ્રના એક સપૂતને ખોળે ચાળીસ કરોડ માનવીઓની પાઘડી પડી છે. આટલો વિશ્વાસ ક્યાંથી આવ્યો? ઢેબરભાઇ સાથે મારે જૂની ઓળખાણ છે, એમ કહું તો ખોટું નથી. એ નાની વાત બહુ છુપી છે કે, રાજકોટની લડત વખતે શ્રી મેઘાણીએ મને દ. શ્રી વીરાભાઇ અને શ્રી ઢેબરભાઇ પાસે મોકલેલો. ત્યારપછી કાળ મહારાજે પડખું ફેરવ્યું. 'કંકરનો મેરુ અને મેરુનો કંકર', એમ ગાંધી મહારાજનો પરચો પૂરાયો. અંગ્રેજો ગયા. રાજાઓએ પોતાની પ્રજાને બધી સત્તા-સાયબી સોંપી દીધી પછી આવી ગિરાસદારીનાબૂદી. એમાં સૌરાષ્ટ્રના ચારણ-બ્રાહ્મણ વગેરે પણ આવી ગયા. ૧૯૫૦ થી શ્રી ઢેબરભાઇનો પરિચય પાછો તાજો બન્યો. એ હતા મુખ્ય પ્રધાન, હું હતો ચારણો તરફથી અરજદાર. બે વરસ એ પ્રકરણ ચાલ્યું. હળવદ-વઢવાણ જેવા સત્યાગ્રહો થયા. આ બધામાં મારે કહેવું જોઇએ કે, શ્રી ઢેબરભાઇની કામ કરવાની રીત, કળા અને કુનેહથી સારાએ સૌરાષ્ટ્રની ગરાસદારી-નાબૂદીની પોથી પણ બંધાઇ ગઇ. એમની આંખોમાં સૌરાષ્ટ્રનું ખમીર, હેત અને મીઠાશ જોયાં છે. ભગવાનના ભક્ત જેટલું અભય નિરખ્યું છે અને રંક-નારાયણ જેટલી સાદાઇ જોઈ છે. માખણ જેટલી કોમળતા છે, સાથે સાથે વજ્રોથી કઠોર અને પહાડ સરખું અડગપણું કાયમ જોયું છે. વીશ વીશ કલાક એમને કામ

કરતા જોયા છે. ગાંધીજીની જે કલ્પના હતી એનું મૂર્ત સ્વરૂપ મને આપણા ઢેબરભાઈ લાગ્યા છે. સંકટથી એમને કદી અકળાતાં જોયા નથી. એમના દિલના રંગ કદી બદલાતાં દીઠા નથી. અને સાહિલ-પ્રેમના તો એ ખરેખરા પાત્ર હોય, એવા ઊંડાણથી સાંભળતા જોયા છે.

આ બધું જોયા પછી, જાણ્યા પછી એક કવિહૃદય એમની વિદાય વખતે અંજલિ આપ્યા સિવાય કેમ રહે? ના. રાજપ્રમુખ મહારાજા જામસાહેબશ્રીએ શ્રી ઢેબરભાઇના માનમાં તા. ૨૯-૧૧-૫૪ ના રોજ પાર્ટી આપી હતી, તે સમયે આ ગીત લખાએલું અને એ જ સભામાં સંભળાવેલું.

સૌરાષ્ટ્રના બગીચાનું એક ફૂલ આજે માતા ભારતને મસ્તકે ચડે છે, સૌરાષ્ટ્ર તો સિંહ, શૂરવીર, સંત અને ભક્તોની માતા છે.

●

ગજલ–ભૈરવી

સતિ ને શૂરની માતા, સંત ને સિંહની પ્રસૂતા...
જનેતા સંત મોહનની, ધન્ય સૌરાષ્ટ્રની ધરણી...ટેક.

હતી આશા ઘણી ઉરમાં, કળી નિરખીને હરખાતા;
સુગંધી આપવા સમયે, ચડયું જઈ શીશ ભારતને. ૧

ગાંધી સંકલ્પની પ્રતિમા, સકલ સૌરાષ્ટ્રની પ્રતિભા;
કરોડો રંકની આશા, અમારા બાગનું પુલડું. ૨

અમે પુષ્પો કદિ લડતાં, ફરી મળતાં, વળી હસતાં;
ન નયને દ્વેષ નીતરતા, અમારા બાગનું પુલડું. ૩

કદિક તો ફૂલ-ક્યારામાં, સહ્યા સર્પોતણા ડંખો;
છતાં ય ઝેર ના ચડતું, અમારા બાગનું પુલડું. ૪

ખીલ્યાં સૌરાષ્ટ્રને બાગે, **નૃસિંહ મ્હેતા, દયાનંદ** ને;
**મોહન** મ્હેકયો જગતભરમાં, અમારા બાગનું ફુલડું. ૫

કુસુમની સકળ કળીઓમાં, સંતની મ્હેક મલકે છે;
હ્રદયમાં બાપુ બોલે છે, અમારા બાગનું ફુલડું. ૬

કદિક અજ્ઞાનીના ઘટમાં, જેમ ભગવાન ઝબકે છે;
(એમ) યમુનાતણી લટમાં, અમારા બાગનું ફુલડું. ૭

ન પીળું, લાલ કે લીલું, ન બહુરંગી ન પચંરંગી;
[1]નવલયુગનું ધવલ વરણું, અમારા બાગનું ફુલડું. ૮

પડચાં વજ્રો ન ભેદાણું, ગ્રીષમ તપતાં ન અકળાણું;
ન કુમળાણું, ન કરમાણું, અમારા બાગનું ફુલડું. ૯

નિરખતાં પુત્રીના [2]શિશુને, માતનાં હ્રદય ઉભરાયાં;
ચુમી દઇને ચૂંટી લીધું, અમારા બાગનું ફુલડું. ૧૦

સુરૈયાઓ! અતરિયાઓ! 'કાગ' સહુ દૂર રહી જાજો;
ભલે અમ સુમન ચગદાતું, શીશથી ચરણ ભારતને. ૧૧

( મજાદર તા. ૨૮–૧૧–૫૪ )

---

૧. નવલશંકર એમના પિતા.
૨. સૌરાષ્ટ્ર ભારતની પુત્રી અને એનું બાળક શ્રી ઢેબરભાઈ

# દિલ્લીમાં સોરઠનો દીવો

આ પણ શ્રી ઢેબરભાઇનું વિદાય ગીત છે. એને દીવાનું રૂપક આપ્યું છે. કોઇ પણ વસ્તુના પહેલો, મધ્ય અને છેલ્લો એમ ત્રણ ભાગ હોય છે. તેમજ દીવાની સગમાં પણ પહેલાં, વચમાં અને છેલ્લાં એમ ત્રણ પ્રકાશ ભેદ હોય છે. એ ભેદ આ દીવામાં નથી એટલે કવિ કહે છે કે, " હે દીવા ! તારું જીવન ખાનગી કે જાહેર, તારો સિદ્ધાંત મનમાં કે સમૂહમાં એક જ રૂપ છે. દેશને કારણે તારું શરીર જલી રહ્યું છે, પણ તું તો ગાંધીનો દિવડો, તારાથી અંધારાનું ખૂન ન થાય. એ અંધકારને હસાવીને આકાશરૂપ બનાવી દેજે. તારા સત્વગુણી પ્રકાશથી એનો હૃદયપલટો કરી નાખજે. "

" તારી જ્યોત, હિંસક બળો અને વિરોધી તત્ત્વો સામે જરા પણ નમી નહિં. પ્રચંડ વરસાદ તથા વાવાઝોડાની ઝડીઓમાં પણ તું અડગ રહી બળ્યા કર્યો છો."

" હે દીપક ! તારામાં સત્ય અને સ્નેહનાં તેલ ગુરુ ગાંધીજીએ પૂરેલ છે. હવે સૌરાષ્ટ્રનો નહિં, પણ સમસ્ત ભારતનો દીવો તું બની ગયો છે, તો રાતદી' બળીને અંધારાં ઉલેચી દેજે."

" હે દીપ! હવે તો તને ગોકુળ મથુરાંના બાળકૃષ્ણ મળશે. ગંગા અને જમના નદીઓ મળશે, તો પણ પ્રભાસમાં પોઢેલો આપણો દ્વારકાધીશ રણછોડ અને ભાદર નદીનાં નીરને ભૂલી ન જાજે."

" હે દીવા ! જે ભૂમિમાં તું જન્મ્યો છે, જે ઝૂંપડામાં તેં જગતના પહેલા શ્વાસ ખેંચ્યા, એવી સૌરાષ્ટ્રની માતૃભૂમિને ભૂલી ન જાતો. ક્યારેક પાછો જન્મભૂમિમાં આંટો દઈ જાજે."

છેલ્લી વાત અને આશીર્વાદ કે, " મનમાં એમ સંકોચ ન રાખજે કે ક્યાં આ વિરાટ દેશ અને ક્યાં હું એક નાનો માનવી ? હે ભાઇ ! તું નાનો નથી, કારણ કે તારી સાથે કાયમ ભગવાન છે."

( ઊડી જાઓ પંખી પાંખુવાળા !–એ રાગ )

સોરઠના દીવડા ! દિલ્લી પધારો રે....જી
અંધકારને ખૂબ હસાવી એનાં....
શામળા સ્વાંગ ઉતારો. સોરઠના–ટેક

આદિ, અંત ને વચમાં, વીરા ! તેજમાં એક જ ધારો રે...જી (૨);
દેશને કારણે...દેયું જલાવી (૨); અંજવાળા આપનારો–
સોરઠના–૧

જ્યોત જો તારી નમી ન જરીએ, થાકયા ફૂંકણહારો રે...જી (૨);
વાવડા વાયા....મેઘ મંડાયા (૨); ઝડી ઝપટ ઝીલનારો–
સોરઠના–૨

સ્નેહ ને સતનાં...તેલ તળીએ, ગાંધી પૂરણહારો રે...જી (૨);
રાતદી' બળજે...ભારતકેરા (૨); ઉલેચી દેજે અંધકારો–
સોરઠના–૩

ગોકુળવાળો જોઇ વીસરીશમાં, આપણો દ્વારકાવાળો રે...જી(૨);
જમના નિરખી....ભૂલી ન જાજે (૨); ભાદર જળનો આરો–
સોરઠના–૪

જ્યાં તું જન્મ્યો, જોણું પોરબીઓ, (જે) ઝૂંપડે જન્મ છે તારો રે જી(૨);
કોક દી' આવી...આપી જાજે (૨); (તારી) ઝૂંપડીએ ઝબકારો–
સોરઠના–૫

'કાગ' કે "હું તો નાનો દીવડો," એવા ન કરજે વિચારો રે...જી(૨),
ઉછરંગ[૧] રંગે...ચાલ્યો જાજે (૨); (તારી) સાથે છે સરજનહારો–
સોરઠના–૬

---

૧ ઉછરંગરાય ઢેબર (રાજકોટ તા. ૨૯–૧૧–૫૪)

# ભૂદાન પ્રસંગનાં ગીતો.

નવા રાજ્યમાં અમારી ગરીબ જ્ઞાતિની ભૂમિ—સંપત્તિ લેવાઇ ગઇ હતી, એટલે ભૂદાનની વાતો સાંભળતો અને મને ચીડ ચડતી. દિનપ્રતિદિન છાપાને વાહને ભૂદાન પ્રવૃત્તિએ જોર પકડયું. સત્ય પણ સમજાયું, છતાં પણ મેં તો બધા લાગતાવળગતાઓને કહી રાખેલું કે, આપણે એક વીઘો પણ જમીન આપવાની નથી. આમ ચાલ્યા કરતું, ત્યાં ઓચિંતા એક દિવસ સંદેશો આવ્યો કે, 'ગુજરાતવાળા પૂ. રવિશંકર મહારાજ કાલે ડુંગર પધારે છે અને મારે ત્યાં જવાનું છે.' હું પકડાઇ ગયો, એમ લાગ્યું અને ડુંગરના શેઠ કલ્યાણજીભાઇ વગેરેના સ્નેહસંબંધને લઇને સભામાં ગયો. મહારાજને બીજી વખત જોયા. ગુજરાત ક્ષત્રિય સંમેલન પ્રસંગે નડીઆદમાં પ્રથમ જોએલા. પહેલાં મેઘાણીભાઇને મોઢેથી એમને વિષે ખૂબ ખૂબ સાંભળેલું. એમને જોઇને માથું નમી પડયું. ભાષણ સાંભળ્યું ત્યાં સુધી આપણે કાંઇ આપવાનું નથી, એમજ નક્કી હતું. પરંતુ રાતે સૂતો, ત્યારે નજર સામે એ બુઢ્ઢા ખખડધજ આવીને જાણે ઊભા રહ્યા છે અને કહે છે કે, "થોડીક ભૂદાનની કવિતા લખ. લોકોને સંભળાવ. તને ભગવાને સરસ્વતી આપી છે." આવી ભાવના હૃદયમાં પ્રગટી. એ જ વિચારમાં સૂઈ ગયો. સવારે તો મારું હૃદય એમાં તણાતું લાગ્યું. અને ભૂદાનમાં કંઈ ન આપવાની હઠ છોડીને મને નિર્મળતા પકડી.

કોટિ કર્મ કે પુણ્ય જબ, ઉદય હોત ઇક સંગ;
(તબ) છૂટે મનકી મલિનતા, અરૂ ભાવે સતસંગ.

મારું જન્મસ્થાન મહુવા પાસે સોડવરી ગામ છે. ત્યાં મારી ખેતીવાડી છે. મારા ભાણેજો પણ ત્યાં છે. પૂ. મહારાજે એ ગામે પધારવું, એમ નક્કી થયું. પચીશ ગામના ચારણો અને બીજા ભાઇઓને ત્યાં બોલાવ્યા. મેં "૫૦ વીઘા જમીન, ૧૦ હળ, ૧૦ બળદ, ૧૦૦ મણ અનાજ અને ૪૦ ગાડી એટલે ૪૦૦ મણ ઘાસ અને

જનોઇ બાળીને ખાખ ચોળી રે, ગાંધી ગુજરાતના રે-જી.



પુજ્ય રવિશંકર મહારાજ

હરિજનને એક મકાન બનાવી દેવું તથા ૨૦ કૂવા બંધાવી આપવા." એટલું મહારાજને ચરણે થયું. એ સાથે જ મને ભૂદાનનું ભૂત વળગ્યું હોય એવી સ્થિતિ બની છે. પૂ. વિનોબાનું સાહિત્ય વાંચ્યું તો હતું. ઉપરાંત વધારે વાંચ્યું–વિચાર્યું. ભૂમિપુત્ર વગેરે છાપાથી વધારે જાણ્યું અને દિવસે દિવસે ભૂદાનની ભક્તિ અધિક દૃઢ બની. પૂ. વિનોબાની વાણીમાં ભગવાન બોલે છે. મને તો એમ લાગ્યું કે એના જેવાં જીવતાં લખાણ મારા જીવનમાં મેં ક્યાંય વાંચ્યાં નથી. અને પૂ. રવિશંકર મહારાજને ચરણે તન, મન અને ધન અર્પણનો મારો નિરધાર છે. ગાંધીજી પછી ગુજરાતના એ ભૂદેવ મારા આરાધ્ય દેવ જેવા બની ગયા છે. પત્રવ્યવહાર પણ ચાલતો થયો. મેં પત્રમાં એક વખત એમને જણાવ્યું કે, "આવત કે ન આવત તે ભગવાન જાણે પણ મારા હૃદયમાં એક આશા હતી કે એક વખત ગાંધીજી મજાદર પધારશે. ત્યાં તો એ અદૃશ્ય બની ગયા. પછી એના વારસદારોમાં રાજકારભારના વધારના ધમધમાટ આવ્યા, એટલે ક્યાંયે મન ન ઠરે." પણ જ્યારે ગુજરાતના આ દધિચિને જોયા, ત્યારે એમ થયું કે પૂ. મહારાજ મજાદર પધારે તો ગાંધીજી પોતે પધાર્યા હોય એટલો હું કૃતાર્થ થાઉં અને એ ભૂમિ પવિત્ર બને. પોતે મજાદર આવવા હા લખી, પણ ચોમાસું જામ્યું અને નક્કી થએલ તારીખો જુઠ્ઠી પડી.

ઓચિંતા ખબર આવ્યા કે, 'મહારાજ વઢવાણ તા. ૧૭–૫–૫૫ ના પધારે છે અને જગન્નાથપુરીમાં પૂ. વિનોબા રૂબરૂ બે વરસ પગપાળા ચાલવાની પ્રતિજ્ઞા કરી છે. મારી આશાના ભુક્કા બોલી ગયા કે, હવે બે ત્રણ વરસ મજાદરની આશા કેમ રાખી શકું ? મેં વઢવાણ કાગળ લખ્યો એમાં એક જ લીટી લખી કે—

કીધો શીદ પગપાળા પ્રવાસજી ?
ટળી ગઈ મજાદરની આશ...

જવાબ આવ્યો કે 'જગન્નાથજીમાં જ્યારે પગપાળા પ્રવાસનો સંકલ્પ કર્યો, ત્યારે મજાદરને હૈયે રાખીને જ કર્યો છે અને બાર પંદર દિવસમાં આવું છું. ત્યાં બે દિવસ રોકાઈ રોટલો ને માખણ ખાવાં છે.'

એ સમાચારથી મારે બીજા સુંદર સમાચાર શું હોય ? તા. ૬-૫-૫૫ના દિવસે પોતે અહીં પધારવાના છે. બરાબર એ જ દિવસોમાં છપાવા માટે આ લખાણ થઈ રહ્યું છે. આજે તા. ૪-૫-૫૫ છે અને આ લીટીઓ લખી રહ્યો છું. પોતે ૬ અને ૭ બે દિવસ રોકાશે અને એ દિવસો મારા જીવનના પવિત્ર દિવસો હશે. ભૂદાન આપ્યા પછી આ ગીતો લખ્યાં છે, કારણ કે માણસ પોતે આચરણ ન કરતો હોય અને બીજાને કહેતો હોય, તેની કંઈ અસર ન થાય અને પાપ પણ લાગે. બધાં જ ગીતો પૂ. વિનોબાને દૃષ્ટિ સમક્ષ રાખીને લખાયાં છે. એ અંગેનું સર્વશ્રેય પૂ. મહારાજને ફાળે જાય છે; કારણ કે

દોહો

ગાંધી સર્વોદય દધિ, ભાવે સૂર્ય સ્વરૂપ;
પ્રભુકૃપા અનુકૂળ પવન, રવિશંકર ઘનરૂપ.

ગાંધીજીરૂપી સર્વોદય સમુદ્ર, તેમાંથી વિનોબાભાવે એ સૂર્ય બની પાણી ખેંચી વાદળાં બનાવ્યાં. વર્ષાઋતુને અનુકૂળ ઈશ્વરકૃપારૂપી પવન વાયો. એ ભૂમિદાનનાં વાદળોને વરસાવનાર મેઘસ્વરૂપ રવિશંકર મહારાજ બન્યા.

રવિશંકરકી મુરલીકો, રુચિર સુન્યો જબ રાગ;
હુલસ્યો હિય ભૂદાનમેં, રીઝ્યો 'કાગ' સુનાગ.

પૂ. રવિશંકર મહારાજના ઉપદેશરૂપી મુરલીનો જ્યારે રાગ સાંભળ્યો ત્યારે 'કાગ'રૂપી સર્પ રીઝ્યો અને તેના હૃદયમાં ભૂદાન તરફ હુલાસ-પ્રેમ પ્રગટ્યો.

# દ્વાર ખુલ્લા અન્નપૂર્ણાકા

કવિ કહે છે કે :, "હે વિનોબા! આપ રંકના બેલી છો. પતિતોને પવિત્ર કરવાવાળા છો. આપે ભૂમિદાનરૂપી નવા યુગનાં મંડાણ કર્યાં છે. આપ અન્નદાતા બન્યા છો. દેશના નવા વિધાતા છો, કારણ કે આપે ભારતને ભૂદાનનો મંત્ર આપ્યો છે."

"માનવી મિલ્કત ગણાતો, પૃથ્વી મિલ્કત ગણાતી, તે હવે જુઠ્ઠું ઠર્યું છે. આપે સમજાવી દીધું છે કે, ધરણી માતા છે, એના પતિ થવાનું ઇચ્છે તેને મહાપાપ લાગે, જેના પ્રાયશ્ચિત તરીકે દંડ ભોગવવો પડે."

"ધરતીના ધણી થનારાઓને આપે બતાવી આપ્યું છે કે, "જેમ રીતે સીતા રાવણને અલભ્ય રહ્યાં, લોભીનું ધન જેમ તેનું થતું નથી અને શરીર પણ જેમ જીવની સાથે કાયમ સંબંધ રાખતું નથી, તેમજ પૃથ્વી પણ તમારી છે નહિ, હોઈ શકે નહિ."

"હે માનવીઓ ! આ નવો યુગ ફરમાન કરે છે કે, તપ અને હરિસ્મરણ એ મનની શુદ્ધિ છે, સ્નાન કરવું એ શરીરશુદ્ધિ છે, આંગણે મહેમાન એ અન્નશુદ્ધિ છે, બળની શુદ્ધિ ક્ષમા છે, બુદ્ધિની શુદ્ધિ પરોપકાર છે, પક્ષાપક્ષી ન કરવી એ સત્તાની શુદ્ધિ છે, નિષ્કપટતા એ સ્નેહની શુદ્ધિ છે, તેમ દાન કરવું એ ધનની શુદ્ધિ છે."

આજે ભારતની પ્રજારૂપી બળિરાજાને આંગણે વિનોબારૂપી વામન માગણી કરવા આવેલ છે. એ ત્રણ ડગલાં ધરતી માગે છે, એટલે ધરતી, ધન અને બુદ્ધિ. અંગ્રેજોરૂપી કપિલ મુનિના બુદ્ધિ, બળ અને સ્વાર્થરૂપી ક્રોધથી સગર પુત્રો સમાન હિંદુસ્તાન બળીને ભસ્મ થયો હતો, ત્યારે ગાંધીરૂપી ભગીરથ સ્વતંત્રતારૂપી ગંગા લાવ્યા. સ્વાધીનતાની ગંગા જ્યારે પૃથ્વી પર ઉતરી, ત્યારે અનેક વાદો અને

સ્થાપિત હિતોરૂપી આસુરી બળોએ એમ ધારેલું કે, આ ધરતીને પાતાળમાં લઈ જઇએ.

આવી ભયંકર આફતને સમયે ભારતની ધરતી ફાટી. વિનોબારૂપી શંકર પ્રગટ થયા અને 'નિરંજન અલખ'ના શબ્દોનો આદેશ ગાજ્યો. એ શિવની એક જ જટાની લટમાં દેશદ્રોહરૂપી આસુરી ગંગાનું બળ સંતાઇ ગયું. એ જટાજૂટ એટલે ભૂદાન. કવિ કહે છે કે–

"હે કંસરૂપી ભૂમિપતિઓ, લક્ષ્મીપતિઓ અને અક્કલપતિઓ! દેવકીરૂપી તમારી સંપત્તિ અને સમૃદ્ધિને તમારા ધણીપદરૂપી જેલમાંથી મુક્ત કરો, કારણ કે–' સર્વ ભૂમિ ભગવાનની ' એ ભાવરૂપી કૃષ્ણ તો ગોકુળરૂપી વિનોબાના હૃદયમાં રમવા માંડ્યો છે."

"હે કૌરવોરૂપી ભાઇઓ! ભીમરૂપી બળ અને હિંસારૂપી ભીમની ગદાને તમે જીવન આપશો અને સત્યરૂપી યુધિષ્ઠિરનો વિજય થશે, એના કરતાં પાંડવોરૂપી ભૂમિહીનોને જમીન આપી મહાભારતને રોકો."

હિંસારૂપી મહાસાગર ભારતભૂમિ પર જળપ્રલય કરવાની અણી પર હતો, ત્યાં વિનોબારૂપી અગસ્ત્યે ભૂદાનનો શંખ ફૂંક્યો.

ભૂમિપતિ અને લક્ષ્મીપતિરૂપી મત્સ્યેંદ્ર ગુરુ જ્યારે લપટી પડ્યા, ત્યારે ગોરખરૂપી વિનોબાએ નટનો વેશ ધરી ભૂદાનની ઢોલકી બજાવી, સાન કરી કે, "ચેત મચ્છંદર."

"હે હિરણ્યકશ્યપરૂપી ભાઇઓ! ચેતજો. રાજાઓ ગયા. જમીનદારો ગયા. હવે તમે અક્કલવાળાઓ આડીઅવળી ઇંદ્રિજાળ બાંધી પોતાના મૃત્યુનું વરદાન બ્રહ્મા પાસે માગી રહ્યા છો કે, 'અમારું મોત લોઢે નહિ, લાકડે નહિ, સૂકે નહિ, લીલે નહિ, ઘરમાં નહિ, બહાર નહિ, દિવસે નહિ, રાતે નહિ અને બ્રહ્માની સૃષ્ટિના કોઈ પણ માનવીથી નહિ. તમારાં માગેલાં એ વરદાનો જુઠ્ઠાં પડશે. હવે તો વૈશાખ માસ આવી ગયો છે. વૈશાખ સુદ ચૌદશે નૃસિંહ અવતાર થયો હતો, તેમ ભૂખ્યાંની ભૂખરૂપી થંભમાંથી હવે નૃસિંહ પ્રગટ થશે.'

"અને હે વિનોબા! જૂનવટની, સ્નેહની, દુઃખી અને દર્દીઓની, અપમાનિતોની અને શુદ્ધ સર્વોદયની આપ મૂર્તિ છો–અવતાર છો. આપ અત્યારે દરિદ્રનારાયણો માટે ખાપણ ખરીદવા લક્ષ્મી માગી રહ્યા છો અને જીવતાં–મરેલાં એવાં દર્દીઓ માટે સ્મશાનના ટુકડારૂપી જમીન માગી રહ્યા છો."

"હે ભગવાન રામ અને શ્રી કૃષ્ણ! આપ પધારો. આજે ભારતમાં ભૂદાનરૂપી વિશ્વંભરનાં દ્વાર ઉઘડ્યાં છે. હે ભવાની! હે માતા કાલી! આપ પણ પધારો. દર્શન કરો. મા અન્નપૂર્ણાનું મંદિર ઊઘડ્યું છે."

●

લાવણી–ભૈરવી

જય દીનબંધુ જય પતિતપાવન....ભૂમિદાનકા મંત્ર દિયા....
જય અન્નદાતા નયા વિધાતા....નવયુગ કા નિર્માણ કિયા–ટેક

નર મિલ્કત ના, ઘર મિલ્કત ના...લક્ષ્મી નહિ કિનકી નારી....
માતૃદ્રોહકા દંડ મિલેગા...ક્યોં કહતે 'મેરી પ્યારી'–જય ૧

'રાવન કહે, સીતા હૈ મેરી'...મૂરખ કહે, 'મેરી માયા'....
હલપતિ કહે, 'ધરતી હૈ મેરી'...જીવ કહે, 'મેરી કાયા'–જય. ૨

મનકી શુદ્ધિ, તપ હરિ–સુમિરન...તનકી શુદ્ધિ, સ્નાન કરો....
અન્ન કી શુદ્ધિ, સદા અતિથિ...ધનકી શુદ્ધિ, દાન કરો–જય. ૩

બલ કી શુદ્ધિ, ક્ષમા અરિકુલપેં...અક્કલ–શુદ્ધિ, ઉપકાર કરો...
રાજ કી શુદ્ધિ, રાગ દ્વેષ ના...સ્નેહ કી શુદ્ધિ, કપટ તજો–જય. ૪

બલિ–હિંદ ઘર વામન આયા....માંગે તીન પદ ધરતીકા....
**મહિકી, શ્રીકી, શુદ્ધ મતિકી...**ભિક્ષા માગે અલેકીઆ–જય. ૫

કપિલ અકલ બલ સ્વાર્થ કોપસે...દીન સગર કુલ ભસ્મ ભયા...
સ્વાધીનતાકી ગંગા લાયા....ગાંધીને તપ ઘોર કિયા–જય. ૬

ખલભલ મેરૂ, ચલે હિમાચલ....દસ દિગ્ગજ વૃંદ ભાગ ગયા...
'તોરું બસુધા, પતાલ ફોરું'...સુરસરિને અભિમાન કિયા–જય. ૭

ધરની ફાટી 'જય અલખ નિરંજન'....શબ્દ ભયા, શિવ પ્રગટ ભયા...
જૂદાનકી ઇક જટાકી લટમેં...ગંગા–બલકા ગર્વ ગયા. જય ૮

કંસ! બહિનકા બંધન છોડો...જન્મ, ભયા અબ ગિરધરકા...
સકલ સૈન્ય ઈનકી આજ્ઞામેં...હો ગયા શાસન હલધરકા. જય ૯

ભીમ ગદાકો જીવન દેગા...હોગા હુકમ યુધિષ્ઠિરકા....
કુરુરાજ! કુલવધુકો રોકો....દે દો ટુકડા જમીનકા. જય ૧૦

ફૈલ રહા સાગર ભારતમેં...શ્રમિતોંકે અશ્રુ–જલકા...
ભૂમિદાનકા શંખ બજાતા, ભયા આગમન અગસ્ત્યકા. જય ૧૧

ગુરુવર જબ માયામેં લિપટે...ચેલેને નટ રૂપ લિયા...
'ચેત મચ્છંદર! ગોરખ આયા'...ઢોલ બજાયા, સાન કિયા. જય ૧૨

હિરનકશિપુ! વૈશાખ આ ગયા...કલસ કાયદા રદ હોગા....
ક્ષુધાતુરોંકે ક્ષુધા ખંભસે...અબ નરસિંહ પ્રગટ હોગા. જય ૧૩

દુઃખી, દીનકી, દરદી જનકી...દરિદ્રોંકી અપમાનિત કી...
પ્રાચીનતાકી, પ્રેમપંથકી....તું શુદ્ધ છબિ સર્વોદયકી. જય ૧૪

મુર્દોં કે લિએ કફન માંગતા....પૈસા કાઠ જલાવનકા....
સંત ભિખારી દેશ દખનકા...માંગે ટુકડા મસાનકા. ૧૫

“ચલો, રામજી! ચલો, કન્હૈયા!...પટ ખુલતા વિશ્વંભરકા...
'કાગ', ભવાની! દીપ જગાઓ, દ્વાર ખુલા અન્નપૂર્ણાકા. જય ૧૬

( મજાદર તા. ૩૦–૪–૫૪ )



# દેશ દખણનો બાવો

દક્ષિણ દેશમાંથી એક અલેકીઓ (વિનોબા) માગવા આવ્યો. એણે પ્રથમ તોપ, તરવાર અને બોમ્બગોળાને આંગણે ટેલ નાખી કે, "હે તોપ! હે બોમ્બ! તમે બહુ સંહાર ખેલ્યા છે. હવે તમારું શરીર લુહારને ઘેર ભઠ્ઠીમાં ગાળી નાખો, એટલે તમારા ગોળાનો પણ રસ કરી એમાંથી હળ વગેરેનો સામાન તૈયાર કરીએ. ગાંધી યુગમાં અહિંસારૂપી વરસાદ વરસ્યો છે અને ખેતર તૈયાર છે."

"હે તોપ–તરવારોના વારસદારો! થંભો. શા માટે તરવારો સજાવો છો? હવે તરવારો નવો અવતાર ધારણ કરે અને દાતરડું બને કે જેમાંથી ગરીબોને રોટલા મળે."

"હે લક્ષ્મીપતિઓ! જુઓ, જુઓ. તિજોરી અને પટારામાં રાખેલી લક્ષ્મીમાં આગ લાગી છે. તમે બહારથી તાળાં વાસ્યાં છે, પણ નોટો સળગવા માંડી છે. એમને બહાર કાઢો. બીજાંઓને આપો, નહિં તો મકાન પણ સળગી જશે."

"હે ધરતીના બનેલા ધણીઓ! પૃથ્વી માતા કહેવાય. આવો, હવે આપણી ભૂલ સુધારીએ. ભૂમિહીનોને માતાને ખોળે બેસવા દઈએ અને પસ્તાવો કરીએ."

"હે માનવીઓ! આકાશ, પૃથ્વી, તેજ, જળ અને વાયુ એ તો ભગવાનની મિલકત છે. આપણે સૌ એનાં છોરુ છીએ, માટે એ બધું આપણું સહિયારું છે."

"ભૂમિ, પૈસા અને બુદ્ધિ એ ત્રણેરૂપી સીતાનું જેણે હરણ કર્યું હોય એવા હે રાવણ ભાઇ! આ વિનોબા અંગદ બની વિષ્ટિ કરવા આવ્યા છે. સીતારૂપી ભૂમિ અને લક્ષ્મી, ભૂમિહીનરૂપી રામને પાછી આપો અને તમારા ભાગની લંકાની ગાદી સુખે ભોગવો."

(રામનું રૂપ ધરું ત્યાં મને......આવાં સંકલ્પ આવે–એ રાગ)

અલેકીઓ માગવા આવ્યો રે... દેશ દખણનો આવો...
દેશ દખણનો આવો રે, કોઈ આગળ ના થયો આવો–
અલેકીઓ–ટેક

તોપુંને આંગણે ટહેલ નાંખી કે...'કાયા તમારી ગળાવો'...(૨);
ગોળાકેરા કણુ બનાવી....(૨), વાવણીએ વવરાવો–
અલેકીઓ ૧

થંભી જાજો, હો તરવારીઆ !...કાં તરવારો સજાવો...? (૨);
તેગ તોપને ખાંડા ખાંડણીએ....(૨), દાતરડાં નિપજાવો –
અલેકીઓ ૨

તીજોરીનાં તળીયાં સળગ્યાં...એનાં દ્વાર ઉઘડાવો...(૨);
બળતા કાગળ બારણે કાઢો...(૨), ખોરડાં કાં સળગાવો ?
અલેકીઓ ૩

ધરણીકેરો રામ ધણી, એને...માતા કહીને મનાવો...(૨);
જનેતાકેરાં હરણાં હેર્યાં...(૨), એનુ પ્રાયશ્ચિત કરવા આવો–
અલેકીઓ ૪

ભૂમિ, અગ્નિ, પવન, પાણી... એનો કરો માં કોઇ દાવો....(૨);
લક્ષ્મી માતા ધરણી માતા...(૨), એના ધણી નવ થાવો–
અલેકીઓ ૫

સીતા રામને પાછી સોંપો....લંકા ગઢ ન લૂંટાવો....(૨);
'કાગ' મંદોદરી સાથ સુખે રહો...(૨), અંગદ કહેવા આવ્યો.
અલેકીઓ ૬

(મજાદર તા. ૨૫–૪–૫૪)



# પૂળા લેજે તાણી

આગળ ધૂંધળીનાથ કરીને એક સિદ્ધ થઇ ગયા છે. એમણે એક વખત શ્રીમંતોથી નારાજ થઇ શાપ આપેલો કે, ‘ પટ્ટણ સો દટ્ટણ અને માયા સો મિટ્ટી ! ’ એમ અત્યારે ક્ષુધાતુરોનો શાપ ચાલ્યો આવે છે. એ શાપ પહોંચે તે પહેલાં પૃથ્વી અને પૈસાનો સદુપયોગ કરી નાખે, તે પુણ્યશાળી. પૈસા એ તો બરફની પાટ જેવા છે. એના પર કાળબળનો ઉગ્ર સૂરજ તપવા લાગ્યો છે. ધનવાનો એમ સમજે છે કે, બરફને સાચવીને રાખી મૂક્યો છે. એને વિનોબા ચેતવણી આપે છે કે—

“ હે લક્ષ્મીનંદનો ! જુઓ તો ખરા. બરફ પીગળીને પાણી થઈ ગયું છે. થોડા નાના ટુકડા છે, ત્યાં સુધી ભૂખ્યાં તરફ ફેંકો તો જીવન સાર્થક થાય. નહિંતો ઘડી બે ઘડીમાં પાણી બની ચાલ્યું જશે. સંપત્તિની વહેંચણીની ફરજ પડે તે અગાઉ તમે ગામડાંમાં જાઓ અને વહેંચણ પછી તમારો ભાગ બાકી રહે તે સુખેથી ખાઓ.”

બે ભાઇઓની વહેંચણ થઈ, તેમાં એક ગાય મજમુ રાખી. નાના ભાઇને ભાગે ગાયના મોઢા તરફનો ભાગ આવ્યો. મોટા ભાઇને ભાગે આંચળ તરફનો ભાગ આવ્યો. મોટો ભાઈ બહુ ખુશી થયો કે ઘાસ, પૂળો, કપાસીઆ વગેરે નાના ભાઇએ ખવરાવવું અને મારે તો તૈયાર દૂધ દોહી લેવું.

આખી રાત ગાયને નાના ભાઇએ ખૂબ ખવરાવ્યું, સવારમાં કપાસીઆ મૂક્યા. મોટો ભાઈ દોવા આવ્યો. બરાબર દૂધની શેડ પાડી, ત્યાં નાના ભાઈએ ગાયના મોઢા પર એવી સોટી મારી કે, ગાય ઊછળીને ભાગી અને દોનાર ઉપર પડી, જેથી તેના દાંત પણ પડી ગયા. ગામ લોકો ભેગાં થયાં, ત્યારે નાના ભાઇએ કહ્યું કે, “ મોઢું મારા ભાગમાં છે, તેનો ગમે તે ઉપયોગ હું કરી શકું.”

સંત વિનોબા કહે છે કે, " હે ધનવાનો ! હે સંગ્રહપતિઓ ! હે મોટા જમાનદારો ! તમને ગાય દોવાની લેર હવે નહિ આવે. નાના ભાઈ-રૂપી ભૂખ્યાં માનવીઓ હવે દોવા વખતે ગાયના મોઢા પર લાડી મારશે. દૂધ તો જશે, પણ દાંત પડશે, એ હાંસલ રહેશે માટે ચેતો."

" અત્યારે ભારતમાં જ નહિ, પણ સમસ્ત વિશ્વમાં જ્વાળા ભભૂકે છે. જગતરૂપી ઘાસની ગંજીઓ સળગે છે. એ પાણી રેડવાથી ઓલાશે નહિ, પણ એમાંથી ભૂખ્યાંને પોષણ આપવારૂપી થોડાં ઘાસના પૂળા તાણી લો અને એમને આપો."

●

( રાગ ઉપરનો )

અલેકીઓ આગમ ભાખે રે....વેદ વચનની વાણી...
વેદવચનની વાણી રે...એની આવી રહી એંધાણી–
અલેકીઓ. ટેક

જેઠ માસનો સૂરજ તપીઓ...ઓગળ્યાં છે બરફાણી...(૨);
ટુકડા છે ત્યાં...ફેંકવા માંડો...(૨), પેટીમાં થઇ ગ્યાં છે પાણી–
અલેકીઓ–૧

ગામડે જાજો, વ્હેંચીને ખાજો...જુગને લેજો જાણી....(૨);
'પટ્ટણ દટ્ટણ, માયા મિટ્ટી'....(૨), એવી ધૂંધળીનાથની વાણી–
અલેકીઓ. ૨

ગાયના આંચળ ભાગમાં આવ્યા...કેમ મતિ મલકાણી ?...(૨);
મોઢું ને મોરી...બીજાના હાથમાં...(૨) દોતા રહી રામકા'ણી–
અલેકીઓ. ૩

આખા બ્રહ્માંડમાં ફેલી જ્વાળા...હોડોમાં રેડવા પાણી...(૨);
'કાગ' ઓઘામાં....અગ્નિ લાગ્યો....(૨), પૂળા લેજે તાણી–
અલેકીઓ. ૪

# સૂનાં સમશાન ચેતાવે

દક્ષિણ દેશનો બાવો વિનોબા આજે ભારતને આંગણે ભૂદાનનો અલેખ જગાવી રહ્યો છે. સૂના બની ગએલાં સ્મશાન જેવાં કઠોર હૈયાંને ચેતાવી રહ્યો છે. જીવતાં–મરેલાં એવાં ભૂખ્યાં ભૂમિહીનોના માથાની મુંડમાળા ગળામાં પહેરીને એ એના શરીરના બીજા ભાગોનાં હાડકાંઓને ભેગાં કરતો આવે છે. એ આખા હાડપિંજરને એક બનાવી, ભૂમિદાનનું અમૃત છાંટી, સમાજના ખોખાને જીવતું બનાવી રહ્યો છે. દત્તાત્રેયરૂપી વિનોબા ત્રણે મોઢેથી પૃથ્વી, પૈસો અને બુદ્ધિ, એ ત્રણે વસ્તુઓની માગણી કરતો આવે છે. તસુ–તસુ પૃથ્વીના માટે કપાઈ મરીને પ્રેત સરજેલા આત્માઓ ભૂદાનની અને સત્ય–અહિંસાની નવી જ સૃષ્ટિ નિરખીને લોહીનાં આંસુથી રોઈ રહ્યા છે કે, "હિંસાથી મેળવેલી ધરતી ચાલી ગઈ. અને અમે ભૂત સરજ્યા. આ નવો અખતરો કોઈએ પૂર્વે અજમાવ્યો હોત, તો આજે અમારી આ દશા ન હોત." 'વિનોબા ધરતી માગીને લાવે છે,' એ વાત હિંસાખોર તોપ અને બોમ્બના વારસદારોને ગળે ઉતરતી નથી, એટલે પરદેશોમાંથી એમનાં ટોળેટોળાં વિનોબાને જોવા આવે છે. ભૂદાનની નાની ઝોળીમાંથી એ યોગી પૃથ્વીનો વરસાદ વરસાવી રહ્યો છે. જેને માટે દેવ અને અસુરોના સંગ્રામો થયા, જેને માટે મહાભારત થયું, એવી ધરતીને આ દક્ષિણ દેશનો બાવોજી લોકો પાસેથી માગીને મેળવે છે અને ખેડનારાઓને આપે છે. આ સાધુ અહિંસાના પ્રયોગથી તોપ અને તરવારોને શરમાવી રહ્યો છે.

●

( રાગ ઉપરનો )

અલેકીઓ દેશ દખણુનો રે....આંગણે અલેક જગાવે...
આંગણે અલેક જગાવે....એ તો સૂનાં મસાણુને ચેતાવે–
અલેકીઓ–ટેક

ખોપરીકેરી માળા ગળામાં,...એનાં હાડકાં ગોતતો આવે (૨);...
ભૂમિદાનનું અમૃત છાંટી....(૨), જોગીડો જીવતાં બનાવે–
અલેકીઓ ૧

દત્ત દિગંબર ત્રણે મોઢે...માગણી માંગતો આવે...(૨);
'માયા, ભોમકા, અકલ' માગે....(૨), શંખ ફૂંકીને સમજાવે–
અલેકીઓ ૨

જૂના સીમાડાનાં ભૂતડાં બોલે...લોહીનાં આંસુ વરસાવે...(૨);
ભોમકા કારણુ ભારત ખેલ્યાં...(૨), ધુંવાઠા હાથમાં ન આવે–
અલેકીયો ૩

તોપુંના ચેલકા સાચું ન માને...જોગીને જોવા આવે...(૨);
જોગીડો એની ઝોળીમાંથી...(૨), ધરતીનો મે' વરસાવે–
અલેકીઓ ૪

જેને કારણીયે જંગ મંડાણુા....ભોમકા માગી લાવે...(૨);
'કાગ' કહે છે, તોપ તરવારને...(૨), સાધુડો શરમાવે–
અલેકીઓ ૫

( મજાદર તા. ૨૫-૪-૫૪ )

☆

# વમળમાં વહાણુ ચડયું

પૈસાદારો, જરૂર કરતાં ઘણી ઝાઝી ધરતીવાળાઓ અને કમનસીબોનાં જીવન પર જીવનારા આસુરી બુદ્ધિશાળીઓરૂપી એક વણિક છે. એ વણિક શ્રમજીવીઓરૂપી પરદેશમાંથી સોના રૂપાનું વહાણ ભરીને દરિયામાં ચાલ્યો આવે છે. વચમાં ગાંધીયુગરૂપી વર્ષાઋતુમાં વિનોબાની ભૂદાનપ્રવૃત્તિરૂપી વરસાદ ચડી આવ્યો છે. ભૂખ્યાંઓના નિસાસારૂપી પ્રચંડ વાયુ ચોતરફથી ફૂંકાવા લાગ્યો છે અને ભૂમિહીનોનાં ટોળાંરૂપી વાદળાંથી આકાશ ઘેરાઈ ગયું છે. મૂર્તિમાન વિપત્તિ જાગી હોય, એવી સ્થિતિ ઊભી થતાં મમતારૂપી શઢ બાંધવાનો મોટો થાંભલો ભાંગી ગયો છે. આ મહાસાગરમાં એ વહાણુ જ્યાં ત્યાં અને આડુંઅવળું ફંગોળાવા લાગ્યું છે. લાંબી સાંકળે બાંધેલું મોટું લોખંડનું લંગર વહાણુને સ્થિર કરવા તળિયે ફેંકવામાં આવ્યું, પણ તે પૂરું તળિયા સુધી પહોંચી ન શક્યું. થોડી મહેનતે ઝાઝું રળવાની વૃત્તિરૂપી અંધારી રાત પડી હતી તેમાં ઘણી મહેનતે થોડું પણ શુદ્ધ કમાવાની વૃત્તિરૂપી વીજળી હસતી હતી. એક તરફ જીવન, બીજી તરફ મરણ અને સંપત્તિ, એ બંનેનો તોલ કરતાં જીવન વધારે કિંમતી છે, એમ શેઠીયાને લાગ્યું, તેથી ભૂમિહીનરૂપી સમુદ્રમાં ભૂમિદાનરૂપી સોનાના કોથળા ફેંકવા માંડ્યો. ભાર હળવો થયો અને એ વણિક જીવતો બહાર નીકળી ગયો.

●

(રાગ ઉપરનો)

વમળમાં વાણુ ચડયું છે રે....એને લ્હેર સાગરની લાગી...ટેક
વાદળીઉએ આભને ઢાંકયો....જીવતી વિપત્તિ જાગી...(૨);
ચારે દિશાથી...વાવડા વાયા...(૨), મોભી થંભ ગ્યો ભાંગી–
વમળમાં–૧

લંગર નાખતાં તળીઆં ના'વ્યાં...પાણીડાં લીધાં તાગી...(૨);
રાત અંધારી...કાંઇ ન સૂઝે....(૨), વીજળી હસવા લાગી—
વમળમાં–૨

તેજમતુરીનું જા'જ ભરેલું...મોકની શેઠને લાગી....(૨);
મોત ને માલ બેઉ...તોળે વાણીયો...જીવન આશા જાગી—
વમળમાં–૩

'કાગ' માલને વામવા માંડ્યો...બેડલી તરવા લાગી...(૨);
ઓચિંતાની...સાગરરાણે...(૨), મિલકત એની માગી—
વમળમાં–૪

(મજાદર ૨૫–૪–૫૪)



# યુગદર્શન

ગીતનો ભાવાર્થ એવો છે કે, જેને જે વસ્તુ જોઇએ છીએ, તેને તે મળતી નથી અને જેને બિલકુલ જરૂર નથી, એની આગળ એ ચીજના ઢગલા થયા છે.

આંધળાઓને ઘેર આરીસાઓના ઢગલે ઢગલા પડ્યા છે. મીલમાલેક અને વેપારીઓને ત્યાં એટલું કાપડ પડ્યું છે કે, આખી ધરતી ઢંકાઇ રહે. થોડાક માણસોને ઘેર એટલી જમીન છે કે, પોતે તે પર પૂરા ફરી પણ શકતા નથી અને માણસોથી કામ કરાવે છે. જેને બાવડામાં બળ છે, તેને રોટલાના સાંસા છે. ધરતીમાતાને ધાવીને જીવવું છે, એને એકેય વીઘો પૃથ્વી નથી. રાત દિવસ કાળી મજૂરી કરનારની ઘંટી દાણા વિના ઉપવાસ કરે છે, જ્યારે જુદી જુદી મસાલેદાર વાનીઓ ખાઇ ખાઇ જેમને અજીરણ થઇ ગયું છે અને પેટ બગડી ગયું છે, એવા કહેવાતા સુખી શ્રીમંતોના થાળ બત્રીશ વાટકે પીરસાય છે ત્યારે પેટ પર હાથ પછાડી, 'શાક સારૂં નથી, રોટલી કાચી છે, દાળ જાડી છે,' એમ કહી એ રૂપિયાભાર ચાખી, તે થાળી પાછી મોકલે છે. કાયર માનવીઓએ તરવારો સંઘરી રાખી છે અને યુદ્ધે ચડનાર શૂરવીરોના હાથમાં લાંબી માળા આપી છે. આ બધી વસ્તુ પોતાનું યોગ્ય સ્થાન માગી રહી છે. એક તરફ પાતાળ સુધી ખાડો, બીજી તરફ હિમાલય જેવડો ડુંગરો. એક તરફ નાની ઝૂંપડીમાં બાળબચ્ચાં કીડા માફક ખદબદે છે, જ્યારે બીજી તરફ એટલાં મકાનો છે કે, સાફસૂફ કરવાવાળા નોકરો પણ ઓછા પડે છે. એક તરફ આખી દુનિયાનું ભણતર ભણેલા અને મૂર્ખ વર્ગનું વધારેમાં વધારે કેમ શોષણ થાય એવી અક્કલવંતા અસુરો ગર્જના કરે છે. બીજી તરફ અભણ, દર્દી, ભૂખ્યાં અને ભયભીત માનવરૂપી જીવતાં પ્રેતોની સૃષ્ટિ ખડી છે. આ સર્વ અતિરેકથી કાળ ભગવાન જાગ્યો. ગાંધી-યુગ

આવ્યો. એની વ્યવસ્થા માટે વિનોબા જન્મ્યો. પૈસા મંકોડા થઇને ચાલવા લાગ્યા અને વિશ્વરૂપ-દર્શનના જડબામાં ખોટી રીતે મોટા મનાતાઓ ચવાવા લાગ્યા છે. સમજુ માનવીઓ અને આંખુંવાળાઓ ! તમે બધું જોઈ લો.

●

ઊડી જાઓ, પંખી પાંખુંવાળા રે જી—એ રાગ

અકલ કાં હાલી ભરીને ઉચાળા રે જી...ટેક

મંકોડા થઇને હાલવા માંડી...વિચારો ! લખમીવાળા રે જી...(૨),
જગને હેવે જડબાં ખોલ્યાં....(૨), નિરખો નેતરવાળા—
અકલ કાં ૧

નાઈ ધોઇને મુખડું નિરખે ..પાણીમાં આંખુવાળા રે જી....(૨);
અંધને આંગણે ખડકી રાખ્યા...(૨), હુલંબી કાચ રૂપાળા—
અકલ કાં—૨

કપડાંકેરાં ઓરડાં ભરીઆં...બારણે દીધાં તાળાં રે જી...(૨);
ફાટેલ લૂગડે કાયા સંતાડે...(૨), દેશની બેનડી ને બાળા—
અકલ કાં—૩

બુદ્ધિનાં બેઠાં હળ હલાવે....ભૂમિપતિ ભમરાળા રે જી....(૨);
ખેડવી એને ધરણી ન મળે...(૨), ન મળે એક બે જાળાં—
અકલ કાં—૪

અકલવાળાને ઓડચેં આંખું....કોઠાર ભરીયા કાળા રે જી...(૨);
અન્નના બાપને રોટલો ન મળે....(૨), આખો ભવ ઓશીયાળા—
અકલ કાં—૫

ખાળીઆં ઓઢી ઘેર આવે ત્યાં... કોરા બંટીના ગાળા રે જી...(૨);
બત્રીશ વાટકે થાળ ભર્યો તેને....(૨), સંનિપાતના ચાળા—
અકલ કાં.—૬

કવિ પંડિતને કલમ ન મળે,...લખવા ગીત રૂપાળાં રે જી...(૨);
અભણ ઘરમાં રાખીને એક...(૨), શાહીના ખડીઆ કાળા—
અકલ કાં—૭

કાયરે ઘરમાં ખડકી મેલ્યા...તરવારોના ભારા રે જી...(૨);
'કાગ' ધીંગાણે જાતા વીરને...(૨), આપી તુલશીની માળા—
અકલ કાં—૮

( મજાદર ૨૬-૪-૫૪ )

# બોલે અલેક

દક્ષિણ દેશમાંથી એક અલેકીઓ-બાવોજી આવ્યો છે. અલેક, અલેકની ધૂન જગાવે છે. એની નાની તૂંબડીના પાણીથી ગંગા જમના-ની તરસ મટે છે. વીઘો વીઘો જમીન માગીને એ તૂટેલાં દિલોને સાંધી આપે છે. એની ઝોળીમાં ગંગા, યમુના અને સરસ્વતીની ત્રિવેણી વહ્યા કરે છે. એટલે લક્ષ્મી, ધરતી અને બુદ્ધિનાં દાન એને મળ્યાં જાય છે. એ લોકોને આંગણે આંગણે જઇ સમજાવે છે કે "રાજાઓએ રાજ છોડયાં. બુદ્ધિજીવીઓનો સૂર્ય માથે આવી ગયો છે. લક્ષ્મીપતિઓ ઉપર કાળબળના પડછાયા પડી ગયા છે. તવ એટલે થોડોક સૂર્ય રહ્યો છે. લોકવાયકારૂપી ઘડીઆળમાં એના ટકોરા વાગે છે. ભૂદાનની પ્રવૃત્તિથી, જેને ખેડવું છે એને જમીન મળી રહે છે, એટલે જે ધરતી-ના સાચા દીકરા છે, તે આજે માતાને ખોળે બેઠા છે. પોતાના બળથી જબરદસ્તીથી ધરતી માતાને ખોળે ચડી બેઠેલા લોકો આજે જમીનસુધારણાના ધારાના પ્રતાપે રાજીખુશીથી હેઠા ઊતરી ગયા છે. ખેડૂત ગિરાસદાર વચ્ચે જમીનની વ્હેંચણી થઇ ગઈ છે અને બન્નેમાં સંપ રહેલ છે.

નવી ક્રાંતિ જગતમાં આવી, ત્યારે રસિયા અને ચીનમાં લોહીઆળ જમાનો જન્મ્યો. લાખો અને કરોડો મૂડીદાર અને જમીનદારોનાં ખૂન થયાં. એમનાં બાળકોને કાપી નાખવામાં આવ્યાં. ધાવેલાં દૂધ પેટમાંથી પાછાં કઢાવ્યાં. અહીં એવી લોહીઆળ ક્રાંતિ નથી આવી. એનું કારણ ગાંધી-ગુરુનો અહિંસા મંત્ર. એ મંત્રથી જમીનદારોરૂપી બેટાઓને ધાવણ છોડાવી, શ્રમહીણ જીવન છોડાવીને હળ હાંકતા કર્યા અને એક પણ ટીપું લોહી રેડાયું નહીં.

જગતમાં માગનારા ઘણા થઈ ગયા, પણ જમીનરૂપી માથાં માગે અને લોકો આપે, એવો માગણ કોઇ જોયો જાણ્યો નથી. આ

થંભી જાજો હો તલવારીઆ, કાં તલવાર સજાવો.



સંત વિનોબા

નવો બાવો ભૂદાનમાં સૌ પાસેથી જમીન સંપત્તિરૂપી માથાં વઢાવીને, ભૂદાન યજ્ઞમાં હોમાવે છે અને એ માથાં પર રંકોના આશીર્વાદરૂપી અમૃત છાંટી એમને અમર બનાવી દે છે.

•

(સતીઆં જાગોને સમશાનથી—એ રાગ)

બાવોજી આવ્યો રે દખણ દેશથી રે....
બોલે સુખ અલેક, અલેક...
એની તૂંબડીએ ગંગાની તરસ્યા ટળે રે...
ઝોળીમાં ત્રિવેણીની ટેક....બાવોજી-ટેક

ભૂમિપતિનો ભાણુ આથમ્યો....
બુદ્ધિપતિના વાગ્યા બાર...
લખમીપતિનો સૂરજ તપ રહ્યો...
ટકોરા દે છે ઘડીઆળ....બાવોજી-૧

માતના વછોયા સાચા દીકરા....
આજ એને ખોળે જઈને બેઠા....
બળથી બનેલા ખોટા બેટડા....
એની મેળે ઉતરીઆ હેઠા....બાવોજી-૨

બીજે કઢાવ્યાં ધાવેલ દૂધને...
આંયાં કોઇએ એવું નથી કીધું....
ધાવણ છોડાવી રોટી રળતા કર્યા...
ગુરુજીએ એવું મંતર દીધું...બાવોજી-૩

જગમાં માગણ આવો જોયો નથી....
માગે એ તો માથાં આહુતિ માટે...
શીશ હોમાવે જગન કુંડમાં...
'કાગ' એની ઉપર અમરત છાંટે....બાવોજી-૪

(સોડવદરી તા. ૨૮-૪-૫૫)

# વાદળી વરસી જા.

માનવીએ કળ ( એટલે ચતુરાઇ ) અને બળરૂપી બે બળદ બનાવ્યા. બુદ્ધિની રાશ કરી, હુશિઆરીનો હાથમાં પરોણો એટલે સોટી લીધી અને સાંતી જોડી ખેતરમાં સીધા ચાસ પાડ્યા. હિંમતરૂપી હળ જોડ્યું અને ઉઘાડે માથે ખેતર ખેડવા લાગ્યો. ધર્મ અને ઈશ્વરધ્યાનનું ધોંસરું કર્યું. પ્રેમની હાલ બનાવી. ક્ષમાના દોરડાથી નાડી દીધું અને ખેતર ખેડવા લાગ્યો. ઉનાળાનો સૂર્ય એવો તો તપતો હતો કે, જગતના નકામ નવરાઓને જાણે હમણાં બાળી મૂકશે.

જાડાં કપડાંમાંથી પરસેવાના ધોધ વછૂટતા હતા, તેથી ખેડૂત નાહી રહ્યો હતો. ખેડૂત કહે છે કે, " એ વખતે ખેતરમાં એક હું અને આકાશમાં બીજો ભગવાન. અમે બે જ હતા. જગત છે કે નહિં એનું મને જ્ઞાન ન હતું. મારા પરસેવાનો દરિયો અન્યાયથી મારામાં આશા કરનાર–આળસુઓને જાણે બોળી દેશે, એમ લાગતું હતું. હળ, બળદ, બધાં સાધન અને મારી મહેનતથી હૃદયરૂપી ખેતર ખેડીને તૈયાર કર્યું હતું, પણ એમાં જો શ્રદ્ધારૂપી વાદળી ન વરસે તો દુકાળ જ પડે, વાવણી વણસે, ખળું ખાલી રહે અને મહેનત માથે પડે. માણસમાંથી જ્યારે શ્રદ્ધા ચાલી જાય છે ત્યારે એ હાલતાચાલતા યંત્ર જેવો બની રહે છે. બુદ્ધિનો ઘોડો તેને ગમે ત્યાં લઈ જાય છે. તેની શાંતિ, ક્ષમા અને આત્મવિશ્વાસ નાશ પામે છે. જેની શ્રદ્ધા ગઇ, એનું સર્વસ્વ ગયું સમજવું.



( રાગ ઉપરનો )

વાદળડી ! જાજે...વરસી રે...ખેતર મારાં...ખાલી રે'શે...
મે'નત માથે...પડશે રે....વાવણી ટાણું...વણુસી જાશે...
વાદળડી ! ટેક

કળ બળના મેં ધોરી કીધા.... કરી અકલની રા....શ
હોશિયારીનો હાથ પરોણો.... સીધા પાડ્યા ચા....સ
હિંમતનું હળ...જોડ્યું રે... ખેડવા માંડચો....ખુલે કેશે....
વાદળડી !–૧

ધરમ ધ્યાનનું કર્યું ધોંસરું... હેતની કરી હા...લ
ક્ષમાકેરું નાડણ નાડયું...સથળો રાખ્યો ખ્યા...લ
સૂરજ માથે...તપતો રે... હમણાં જાણે...બાળી દેશે....
વાદળડી !–૨

પરસેવાનાં અમૃત ઝરતાં... એમાં કરતો સ્ના...ન
ખેતરમાં હું એક હતો ને... બીજો હતો ભગવા...ન
મારા પરસેવાનાં...પાણી રે... નવરાંને જાણે...બોળી દેશે...
વાદળડી !–૩

ખેતર હૂદીઓ ખેડી નાખ્યો...વર્ષાઋતુ વિશ્વા...સ
'કાગ' પડે નહિ જળનો છાંટો... કાત્યું થાય કપા...સ
એનાં ખળાં રે'શે...ખાલી રે.... શ્રદ્ધા જેની ચાલી જાશે...
વાદળડી !–૪

( કુંભણ ૩૦–૪–૫૪ )



# મહેનત સીતા માત

માનવીરૂપી રામની શ્રમરૂપી સીતા અતિશ્રમ કરનારરૂપી રાવણ હરી ગયો છે, તેથી રામની ઝૂંપડીમાં તેજ નથી રહ્યું. રામ બધાંથી ડરવા લાગે છે અને રૂવે છે. તૃષ્ણારૂપી કૈકેયી આશારૂપી મંથરાના કહેવાથી રામને વનમાં મોકલે છે. જગતરૂપી જંગલ છે. દેહરૂપી ઝૂંપડી છે. શ્રમરૂપી સીતા છે. કર્મરૂપી દશરથે વનવાસ આપ્યો છે. તેથી સીતા અને રામ બંને વનમાં આવ્યાં છે. મમતારૂપી સોનાનો મૃગ આવે છે. રામ ભૂલી જાય છે કે, 'યોગ્ય મહેનત સિવાય ઝાઝું વળતર ન લેવું જોઇએ.' મમતા એમને ઉશ્કેરીને મહેનત વિનાનું સોનું લેવા ઉપાડી જાય છે. મૃગને મારી રામ પાછા આવે છે. ઝૂંપડીમાં મહેનતરૂપી સીતા નથી. જ્યારે કાંઈ મહેનતે ધન ભેગું કરવા રામની ઇચ્છા થાય છે, ત્યારે સીતાનું હરણ થઇ જાય છે. અને એમની દેહરૂપી ઝૂંપડીમાં કાગડા કકળે છે.

ખરેખર સીતાના હરણ સાથે જ સાચો રામ તો ચાલ્યો જાય છે. ફક્ત રામનું નિર્જીવ જેવું શરીરનું ખોખું જ રહ્યું છે. જેની મહેનત ગઇ, જેનો પરસેવો ગયો, એના શરીરને અનેક દર્દો ઘેરી વળે છે, એની કાયા કદરૂપ બને છે. શરીર વધી પડે છે અને માંસના લોચા વાયુથી ફૂલી લબડ્યા કરે છે. એની શક્તિનું હરણ થઇ ગયું હોય છે. શક્તિ એટલે જ મહેનત. પછી એનું જીવન અભાગી અને દયાજનક બની રહે છે.

અતિ મહેનત કરનારરૂપી રાવણને તો કેટલીએ સ્ત્રીઓ છે. એટલે એને મહેનતનો કોઇ પાર નથી. એમાં એક મહેનત વધી, જેથી એના શ્રમનો અતિરેક થઇ ગયો. ૨૪ કલાકનાં રાતદિવસ

અને ૪૮ કલાકનું કામ; એનાથી કામની લહેર એ વર્ગને આવતી નથી જ્યારે શ્રમહીણ માનવીઓને સીતારૂપી થોડીઘણી મહેનત હતી, તે પણ ગઇ એટલે રામ અને રાવણ કોઇને જીવનનો સ્વાદ રહ્યો નહિં. હવે કોઇ અંજનીપુત્ર મળે અને સીતા જેની હતી, તેને પાછી સોંપે તો જ બેઉ પક્ષનું કલ્યાણ થાય.

જંગલમાં રામનું રુદન સાંભળી દક્ષિણ દેશનો વાસી વિનોબા-રૂપી હનુમાન રામને મળે છે. 'સીતા ક્યાં છે ?' તેની ખબર આપે છે. શ્રીમંતોને પરસેવો ઉતારવા હાકલ પાડે છે અને શ્રમજીવીઓને ખેડી ખાવા આદેશ આપે છે. ભૂદાનનો પ્રયોગ અજમાવવા લાગે છે.

●

( રાગ ઉપરનો )

'સીતાને કોણે ચોરી રે'...રઘુપતિ રુદન કરે...
'ઝૂંપડી મારી ઝાંખી રે....સૌથી મારું....મનડું ડરે'....સીતાને–ટેક

જગત જંગલમાં દેહ ઝૂંપડી...મહેનત સીતા મા....ત,
રામ આતમો રહેવા આવ્યો....કરમ દશરથ તા....ત;
તૃષ્ણા રાણી કૈકેઇ રે...મંથરાનાં એ...કહ્યાં કરે...સીતાને–૧

મમતારૂપી મૃગલો આવ્યો...સોનાં કેરાં શરી....ર,
શ્રમ વિનાનું સોનું લેવા....દોડ્યા શ્રી રઘુવી....ર;
જાનકીનું જોખમ ખેડ્યું રે....મઢુલીમાં...કાગડા પડે...સીતાને–૨

સીતા સાથે રામ ગયા ને...રહ્યું રામનુ રૂ...પ,
દેખું એની દરદે ઘેરી....કાયા બની કુરૂ...પ;
એની શક્તિ ગઈ છે ચાલી રે...જીવનમાંથી...કરુણા ઝરે...સીતાને–૩

રાવણને ઘેર ઘણી રાણીયું....સીતા રામને એ...ક,
કોઇને કોઇનું સુખ મળ્યું નહિ...પડી રેખમાં મે...ખ;
અંજનીનો જાયો આવે રે...રાઘવને સાચા...રામ કરે...સીતાને–૪

કાગ' રામનાં રુદન સાંભળી...મથ્યાં સાગરનાં મા...ન,
દેશ દખણથી ખબરું લાવ્યો...વિનોબા–હનુમા...ન;
વાનર સેના ઉપડી રે...પરવત કેરા...ભુક્કા કરે...સીતાને–૫

( કાળેલા તા. ૩૦–૪–૫૪ )

# કૃષ્ણ-વિનોબા વિષ્ટિ

ભૈરવી

કૌરવકી મદમસ્ત સભામેં... કૃષ્ણ પ્રભુ ઉપદેશ કરે...
સર્વ સભાસદ મસ્તક ડોલે... નાંહિ સુયોધન કાન ધરે... કૌરવકી-ટેક

ભીમ ઉદરમેં ગરલ અમૃત ભો... લાખાગૃહમેં નાંહિ જરે...
દ્વાદશ વર્ષ સહે બન બિપતી... દ્વાદશ માસ છુપાઇ ફિરે...
કૌરવકી-૧

દ્રોન ભીષ્મ સન્મુખ દુશાસન... કૃષ્ણાકી બેની પકરે....
તબસે દ્રૌપદી તેલ તજ્યો હૈ... કબહુ ન કેશકલાપ કરે....
કૌરવકી-૨

કુંતાજીકી વિષમ વેદના... બહુ દિન તક નહીં ધીર ધરે...
એક ઉડે ઉનકી ચિનગારી... ભુવન તીનકો ભસ્મ કરે...
કૌરવકી-૩

ધર્મરાજકે હિય પર્વતકી... ક્ષમા શિલા ડોલન લાગી...
પરે તો ભૂતલ જાવે રસાતલ... કો ન બચે કુરુ કુલભાગી...
કૌરવકી-૪

કૃષ્ણાકો અપમાન કીયો તબ... યમરાજા મનમોદ ભરે...
તેરી ગોદ બેઠનકો ચહતી... ભીમ ગદા પન ઘોર કરે...
કૌરવકી-૫

દેશ ન માગે ખંડ ન માગે... પાંચહુ ગામકી બાત કરે...
'કાગ' દેહુ કુરુરાજ! કિપા કરી... તો બિગરી બાજી સુધરે...
કૌરવકી-૬

( મજાદર ૩-૫-૫૪ )

☆

# મનમંદિરકો ખોલ દિઆ.

પૃથ્વીમાં જેમ ફળ અને ફૂલ ભરેલ છે, સાગરના જળમાં જેમ અન્ન ભર્યું છે, તેલમાં તેજ છે, એમ જ ભારતના હૃદયમાં દાન પડ્યું છે. વૃક્ષોમાં છાયા રહેલ છે પણ તે સૂર્યદર્શનથી જ બહાર નીકળે છે. અન્નમાં જીવાત્મા છે, આળસમાં મૃત્યુ રહેલું છે અને મહેનતના પરસેવાના ટીપામાં અમૃત રહેલું છે. જેમ ગાયમાં દૂધ રહેલ છે, તેમ ભારત-શાસ્ત્રનો ઈશ્વર દાનરૂપ છે. સૂર્ય, ચંદ્ર, પૃથ્વી, જળ, એ બધાંનું ઈશ્વર વળતર માગે તો કેટલા પૈસા થાય ? પણ એ તો દાનરૂપે છે. દુનિયા ચકિત થઈ જુવે છે કે, આ દક્ષિણ દેશના બાવા વિનોબાએ ભૂદાનના મંત્રની ચાવીથી માનવીના મન-મંદિરનાં તાળાં ખોલી દીધાં છે.

●

( રાગ ઉપરનો–ભૈરવી )

જ્યોં મહિમેં ફલ ફૂલ ભરા હૈ... અન્ન ભરા સાગર જલમેં....
તેજ ભરા જ્યોં તેલ હૃદયમેં.... દાન ભરા હિય ભારતમેં...
જ્યોં–ટેક

તરુવર ભીતર શીતલ છાયા... કોટિ યતન કિયે નાંહિ મિલે...
સૂર્યપ્રભાકી ચોટ લગત હૈ... તબ છાયા બાહિર નિકલે...
જ્યોં–૧

અન્નદેવમેં જીવ ભરા હૈ... મૃત્યુ ભરા હૈ આલસમેં...
શ્રમબિંદુમેં સુધા ભરી હૈ... દૂધ ભરા ગૌકે તનમેં...
જયો–૨

દાનરૂપ ઈશ્વર હૈ અપના... ભૂમિ, પવન, જલ, દાન કરે...
એક નિમિષ ઇનકી કિમ્મતકા...કહોજી કિતના દામ પરે...
જયો–૩

'કાગ' ચાકત સૃષ્ટિ સબ દેખે... ભૂમિદાનકા મંત્ર દિયા...
દેશ દખનકા ખડા ભિખારી... મનમંદિર કો ખોલ દિયા...
જયો–૪

( મહુવા ૫–૫–૫૪ )

# સાધુ સાદ કરે

આજે ભૂદાન યજ્ઞની સભામાં વિનોબા સહુને આમંત્રણ આપે છે. 'આ સભામાં નહિ આવનાર પછી પસ્તાવો કરશો' એમ યુગ મહારાજાનો આદેશ બોલે છે કે:—

"યજ્ઞમાંથી બાકી રહેલું જીવવા માટે રાખો અને સંગ્રહખોરી છોડી દો. જુઓ પુષ્પ-વૃક્ષો પણ માનવી માટે પોતાનાં ફૂલનો ત્યાગ કરે છે.

ભારતનું જીવન એટલે દાન અને ત્યાગ. ભગીરથ, ભરત, ભીષ્મ, ભર્તૃહરિ, વગેરે એના અનેક દાખલા છે. પંખીઓ પણ દાનનું માહાત્મ્ય સમજે છે, તેથી મોર પણ પીંછાંનો ત્યાગ કરે છે, જેનો મોરમુકુટ ભગવાનને માથે ચડે છે. એનાં ગુણગાન વ્યાસજી જેવાએ પણ કર્યાં છે. ભારતનો ત્યાગ જેમ અંગ્રેજોએ કર્યો; રાજનો ત્યાગ જેમ રાજાઓએ કર્યો, શિશિર ૠતુ આવે કે તુરત વૃક્ષો જેમ પાનનો ત્યાગ કરે છે, સાપ જેમ કાંચળીને તજે છે, યોગી જેમ આનંદથી શરીર છોડે છે, તેમ યુગનો આદેશ ઝીલી સજ્જનો અને ચતુર પુરુષો જમીન અને ધનનો દાનરૂપી ત્યાગ કરે છે."

●

(રાગ ઉપરનો—ભૈરવી)

ભૂમિદાનકી યજ્ઞસભામેં, સાધુ સબકો બાત કરે....
પાછિલ રહકર નવ પછિતાના, યુગ મહારાજા યાદ કરે....
ભૂમિ-ટેક.

રખો જીવન અવશેષ યજ્ઞકા....સંગ્રહકા સબ ત્યાગ કરો...
તરુ પુષ્પ સૌરભ કે કારન,...સુમન શિશુકા ત્યાગ કરો—
ભૂમિ ૧

દાન ત્યાગ ભારતકા જીવન....બેદ શાસ્ત્ર ઇતિહાસ ભરો....
ભગીરથ, ભરત, ભીષ્મ, ભર્તૃહરિ...ઉનકો અબ તક યાદ કરો—
ભૂમિ ૨

પંખી દાનકા ગૌરવ જાને...મયૂર પિચ્છકા ત્યાગ કરે...
કિસન શીશ પર મોરમુકુટ હૈ... કલમ વ્યાસ કી યાદ કરે—
ભૂમિ ૩

જ્યોં ભારતકો તજા બ્રિટનને...નૃપતિઓંને જ્યોં રાજ તજે....
સદા સમયકો વૃક્ષ પિછાને....પીપર પાતકા ત્યાગ કરે—
ભૂમિ ૪

'કાગ' ત્વચા તજે સાઁપ જ્યોં...યોગી તનકા ત્યાગ કરે,
યુગ બલકો લખી સુજન ચતુર જન...ભૂમિ, ધનકા દાન કરે.
ભૂમિ ૫

( મહુવા ૫–૫–૫૪ )



# ભોમકા માગતો આવે

જે સર્વના હૃદયમાં સૂતેલા દાનરૂપી રામને જગાડે છે. સૌને વિનવે છે અને રીઝવે છે, એવો એક વિનોબા નામનો બાવોજી જમીન માગતો આવે છે. વર્ષોથી સૂનાં પડેલાં હૃદયોરૂપી મકાનોમાં એ પ્રેમનો વસવાટ કરાવે છે.

કાયદાથી અમલદારો ખેડૂત અને જમીનદારો વચ્ચે જમીનની વહેંચણી કરે છે એમાં એને દિલના ટુકડાઓની વહેંચણી લાગી જે જેથી પોતે ભૂદાનનો નવો માર્ગ હાથ ધર્યો છે, પણ એ પ્રયોગ એટલો મોટો છે કે એ બાવોજી મોટા પહાડોને ઊખેડી નાખે છે અને ખારા સાગર માથે સડક બાંધી એના ઉપર માનવપ્રેમની ગાડીઓ ચલાવવા લાગ્યો છે.

એ યોગી બાવામાં એવું અદ્દભુત કામણ છે કે, ઉપદેશ-રૂપી મોરલી બજાવીને એ પાણા જેવા માણસો પર છૂમંત્રના દાણા છાંટે છે ત્યાં પથરો પણ પીગળી જાય છે. રણમેદાન જેવી વેરાન ધરતીને બાવો ખેડવા લાગ્યો છે, કારણ કે વાવણીનો સમય આવી ગયો છે. તોપ-તરવારોને કાયા-કલ્પ કરાવીને એણે એમને કોશ, કોદાળી અને દાતરડીઓનાં ખોળીઆં આપી દીધાં છે અને બોમ્બગોળાઓ આ બાવાને જોઇને બી ગયા છે.

વાહ ! બાવાજીનું કામણ, વાહ ! દાનરૂપી દૂધ હૃદય-બોઘરણામાં ભરેલ છે, એને ચૂલા પર મૂકી માનવતાનાં લાકડાં ઓરીને એ તાપ કરે છે અને તેથી વાસણમાં રહેલું દૂધ ઉભરાઇ પડે છે. કોઇ કોઇ ઠેકાણે તો એવો ઉભરો આવે છે કે વાસણમાં છાંટો એ દૂધ નથી રહેતું. પાંચ વીઘા હોય તેવા પણ પોતાના હાથને ભરોંસે બધી જમીન આપી જાય છે.

આ નવો દાખલો જોવા વિમાનમાં બેસીને દૂર દૂરનાં માણસો

આ બાવાજીને જોવા આવે છે. બાવોજી તો પાતાળ સુધી સ્યારડી ફૂંકીને પાતાળમાંથી તળનાં પાણી લાવે છે. એટલે એ તો સૌનાં હૃદયને તળીએ પહોંચીને દાનનું જળ બહાર કાઢે છે.

●

( રાગ હીંચનો )

જોગીડો ભોમકા માગતો આવે....
ભોમકા માગતો આવે...જોગીડો...જમીન માગતો આવે....
હૂંદીએ સૂતા રામને રીઝાવે...(૨) સૂનાં ખોરડાં વસાવે-જોગીડો-ટેક.

કાયદામાં એણે દીઠો નહિ ફાયદો...બીજો મારગડો બનાવે...(૨);
ડુંગરા ખોદે બાવો દરીઆ બાંધે...(૨) હેતનાં ગાડાં હલાવે-
જોગીડો-૧

કામણગારું એનું ડમરુ વાગે...મધુરી મોરલી બજાવે....(૨);
છીપરાં માથે બાવો દાણા છાંટે...(૨), પાષાણને પીગળાવે-
જોગીડો-૨

રણભૂમિને બાવો ખેડવા માંડયો...વાવણી ટાણાં આવે...(૨);
તોપ તરવારૂનાં ખોળીયાં બદલ્યાં...(૨), બંબગોળાને બીવરાવે-
જોગીડો-૩

દાનનાં દૂધડાં, હૈયાનું બોઘરું...ચૂલે ચડાવી સળગાવે...(૨);
માનવતાનાં ઓરે ઈંધણાં....(૨), ઉરનાં દૂધ ઉભરાવે-
જોગીડો-૪

નવો આ કોયડો જોવા દુનીયા....વેમાને બેસીને આવે...(૨);
'કાગ' કૂવામાં બાવો ફૂંકે સ્યારડી...(૨), પાણી પાતાળથી લાવે.
જોગીડો-૫

(મજાદર ૨૦-૫-૫૪)

# દીવાનું દુઃખ

આ ભજન અન્યોક્તિ છે. દીવાનું રૂપક બાંધ્યું છે, એનો મર્મ બધો માનવી પર છે. દીવાને એક દિવસ વાચા ઊઘડી. લોકો સમક્ષ પોતાનાં દુઃખ જાહેર કરી ને એ પોતાનું હૈયું હળવું કરે છે.

દીવો કહે છે કે, "સૌના ઘરમાં હું અજવાળું કરું છું, પણ મારા હૃદયમાં તો અંધકાર છવાયો છે. પતંગીયા મને સ્નેહથી ચાહે છે ત્યારે હું એમને બાળી દઉં છું, રૂની કૂણી કૂણી વાટ રૂપી બહેનને હું બાળી દઉં છું. અને પ્રકાશ આપવાનો જશ હું લઉં છું."

"જે તેલથી મારો જન્મ થયો છે, એવા તેલનું હું ભક્ષણ કરું છું. પોષનારને ખાઈ જવું, એનાથી મોટું બીજું કયું પાપ હોય ? એવા પાપના પ્રતાપે મારે મોઢેથી મેશ નીકળ્યા કરે છે. મને જે કોઇ અડે તેને દુર્ગંધ બેસી જાય છે."

"આખા જગતથી જૂદી રીતે જીવવાનું મારા ભાગ્યમાં આવ્યું છે. જ્યારે માણસો જાગતાં હોય એવા દિવસને વખતે હું સૂતો રહું છું અને આખી રાત મારે જાગવું પડે છે. મારું માથું કંપવા થયો હોય તેમ, ડોલ્યા કરે છે. અંગેઅંગ સળગ્યા કરે છે. મારા હૃદયના તળીઆમાં કદી પણ ઠંડક આવતી નથી. લોકો દિવસ આથમવા ટાણે મારું માથું એટલે ઉપલું ઢાંકણું હેઠું ઉતારી પછી તેલ પૂરે છે. છેવટે તળીએ એક કાણું પડે કે, મને ઘર બહાર ફેંકી દે છે અને જ્યાં મને રાખવામાં આવે છે ત્યાં કાળો દાગ પડી જાય છે." દીવો કહે કે "આવો દુખીઓ મારો અવતાર છે."

●

( ઢાળ ધીરાનો )

દીવો કે' મારાં દુઃખડાં રે...કોઇને મોઢે...કેવાય નઈ...
વેદનાની વાતું...વસમી રે...સંકટ હવે...સહેવાય નઈ.
દીવો કે'-ટેક

આખા ઘરને હું અંજવાળું....મારા અંતરમાં અંધકા....ર,
પ્રેમી પતંગીઆ મળવા આવે...ભરખું જીવન ક્યા....ર—
એનડીને દીધી...બાળી રે...વાટચ મારે વિસવાસે રઈ.
દીવો કે'-૧

તેલ થકી હું જન્મ્યો જગમાં....એનો કરું અહા...ર,
કયા પાપથી દીધો હરિએ....ગોઝારો અવતા....ર—
મુખડે મેશું વરસે રે....અડશે એ જાશે દુર્ગંધ લઇ.
દીવો કે'-૨

દિવસે મારે નિંદર ટાણાં...સળગું આખી રા...ત,
માથું મારું કંપ્યા કરે...ન મળે જરા નિરાં....ત—
મારાં અંગડાં બધાં ઊનાં રે....કોઠામાં કદીએ ટાઢક નઈ.
દીવો કે'-૩

દિવસ આથમે માથું કાપે...પછી આપે અહા...ર,
તળીએ કાણું એક પડે તો...ફેંકે ઘરની બહા....ર—
'કાગ' જ્યાં એનાં બેસણાં રે....દાગ કાળો જાશે રઈ.
દીવો કે'-૪

( સાલોલી ૨૯-૪-૫૫ )



# ચારણ

"ચારણે વાણીને સાચવી છે, ઇતિહાસને રક્ષ્યો છે, પ્રકૃતિની ઊર્મિઓનાં બહુવિધ પ્રદેશોને લાડ લડાવ્યાં છે. પ્રકૃતિને, પોતાની પ્રભુને, સ્વધર્મને, જાતિઉત્થાનને અને જન્મભૂમિને અનોખી છટાવંડ આરાધેલ છે. ચારણમાં શું શું નહોતું તે નકારાત્મક વલણથી નહિ પણ પોતાના પરિમિત સંયોગો છતાં પણ કેટકેટલી વિશિષ્ટ ને વિલક્ષણ સંસ્કૃતિ-સેવા ઉઠાવી એવી હકારાત્મક તુલાએ તોળશું તો તે આપણને નિરાશ નહિ કરે. ચારણ આજે લુપ્તપ્રાય: થયેલ છે; અને ભારતવર્ષને વિશાળ ખોળે તો કોણ કોણ નથી લુપ્ત થયું! પણ લુપ્ત થતી એ સર્વ જમાતોએ જ સંસ્કૃતિની વણજારોને સદા ચાલતી રાખી છે. શતકોના સૂર્ય ઊગી ઊગી આથમી ગયા, ત્યાં સુધી ચારણ સંસ્કૃતિની મશાલ ધરી ઊભો રહ્યો. એટલો કાળ ટકી રહેવું એ તાકાતને સાબીત કરે છે. આ તાકાતનો પ્રદીપ ચારણે પણ એ જ ભારતીય સંસ્કૃતિના પરમોજ્જવળ દીપકમાંથી ચેતાવ્યો હતો. એ ધન પરાયું નહોતું, આપણું જ હતું. નિજત્વમાં આપણા જીવનને ચારણે પણ એની અનોખી રીતે ઉજાળ્યું છે."

સ્વ૦ ઝવેરચંદ મેઘાણી કૃત

"ચારણો અને ચારણી સાહિત્ય"માંથી ઉધ્ધૃત.